સિરોટ ગ્રંથાવલિ

પુસ્તક ૨૯૦ મું

# સચરાચરમાં

બકુલ ત્રિપાઠી



આર. આર. શેઠની કંપની

પુસ્તક પ્રકાશક અને વિક્રેતા

મુંબઈ ૪૦૦ ૦૦૨ ∸ અમદાવાદ ૩૮૦ ૦૦૧

TRIPATHI, Bakul
SACHARACHARMA, Humour
R R. Sheth & Co, Bombay-Ahmedabad
1990
891-477



મુદ્રણો
પ્રથમ આવૃત્તિ : ૧૯૫૫
બીજી આવૃત્તિ : ૧૯૬૫
પુનર્મુદ્રણ : મે, ૧૯૯૦
પ્રત : ૧૧૫૦





રૂ. ૪૫–૦૦



પ્રકાશક
ભગતભાઈ ભુરાલાલ શેઠ, આર. આર. શેઠની કંપની
મુંબઈ ૪૦૦ ૦૦૨ · અમદાવાદ ૩૮૦ ૦૦૧

મુદ્રક
પ્રવીણ પ્રિન્ટરી
ભગતવાડી, સોનગઢ ૩૬૪ ૨૫૦

## પહેલી આવૃત્તિ વખતે

'૫૧ થી અત્યાર સુધીમા 'કુમાર', 'અખંડ આનંદ', 'સંસ્કૃતિ', 'નિલાપ' વગેરેમા આ નિબંધિકાઓ પ્રગટ થયેલી. એને ગ્રંથસ્થ કરતા, મારી લેખનપ્રવૃત્તિમા રસ લેનાર સૌ મિત્રોનો, ખાસ તો મુ. બચુભાઈ રાવત તથા મુ. નિરુભાઈ દેસાઈનો આભાર માનું છું.

૧૯૫૫ બકુલ ત્રિપાઠી

## બીજી આવૃત્તિ

આ બીજી આવૃત્તિમાં છેલ્લા ૭ નિબંધો ઉમેર્યાં છે.

૧૯૬૫ બકુલ ત્રિપાઠી

## અનુક્રમ

# કોઈનું કંઈ ખોવાય છે?

'આષાઢસ્ય પ્રથમ દિવસે' મહાકવિ કાલિદાસના પેલા મેઘ-દૂતવાળા યક્ષસમા પ્રેમીજનોને પ્રિયાનો વિરહ સતાવે છે, પણ મને તો મારી ખોવાયેલી છત્રીઓની જ યાદ આવે છે. 'આ છત્રી તો કદી ય નહિ ખોઈ નાખું' એવા સંકલ્પ સાથે દર વર્ષે હું નવી છત્રી લાવુ છું, પણ ચોમાસાના ચાર મહિના પૂરા થતા પહેલાં જ શાપિત અપ્સરાઓની જેમ મારી છત્રીઓ પણ અજ્ઞેયતાના સ્વર્ગમાં ઊડી જાય છે: બસમાથી, કોઈ દુકાનેથી કે કોઈને ઘેરથી ખોવાઈ જાય છે.

પણ એકલી છત્રીઓનો વાંક શું કામ કાઢું? આકાશ જ્યારે મારી છત્રી હતું ત્યારે – બાળપણમાં યે – કેટકેટલી ચીજો મે ખોઈ નાખી છે! જ્યોર્જ પાંચમાના ચિત્રવાળી ત્રણ બાળપોથી ખોયા પછી જ હું વાંચતા શીખેલો, નહીં નહીં તો ય દોઢસો પેનોના ભોગે જ મને સો સુધી લખતાં આવડેલું. પેન્સિલો તો મારી જ નહિ, બીજાની ઉધાર માંગીને પણ મેં ખોઈ નાખી છે. હા, ફાઉન્ટનપેનો મેં ખાસ ખોઈ નથી; પણ એના ય ઉપલા ટોપકા તો ઠીક ઠીક ખોઈ નાખ્યાં છે અને પછી જ બાકીનો ભાગ — જેને અમે વિધવા પેન કહેતા — એને ભાંગીને કટકા થઈ જતા સુધી સાચવ્યો છે. પાકીટો અને ચંપલો પણ અનેક વાર એવી જ રીતે છૂ થઈ ગયા છે. અને દમયંતીના હાથમાથી માછલા સરી ગયેલા એમ

પુસ્તકો ય અનેક વાર મારી પાસેથી સરી ગયા છે. એટલે મારે હાથે છત્રીઓ ખોવાઈ જાય એમા કંઈ ખાસ નવાઈ નથી.

પણ મારી આ વાત જાણીને કોઈએ બહુ ફુલાઈ જવા જેવુ તો નથી. તમે ભલે આટલી બધી નહીં તો થોડી વસ્તુઓ પણ ખોઇ તો હશે ને ? કંઈ નહી તો છેવટે એકાદ રૂમાલ પણ ન ખોયો હોય એવો માનવી મળવો મુશ્કેલ છે. હા, એક ભાઈ મને મળેલા ખરા. એ છાતી ઠોકીને કહેતા કે પોતે જિંદગીમા એક પણ રૂમાલ ખોયો નથી પણ મને પછીથી ખબર પડી તેમ એમના આ અદ્દભુત પરાક્રમનું કારણુ તો એ હતું કે એ કદી રૂમાલ વાપરતા જ નહીં ! અરે, ગાધીજી જેવાએ પણ એકવાર રૂમાલ ખોઈ નાખેલો. (ગપ્પું નથી મારતો, હો, પુરાવો તૈયાર છે.) ત્યા કદી કશુ ન ખોયુ હોવાનો દાવો કરનાર તમે કોણ ?

ચશ્મા પહેરનારાઓનો તો હમેશનો અનુભવ છે કે ચશ્માને પણ રૂમાલ જેવી જ ખોવાઈ જવાની ટેવ છે. અને એ લોકોની તો એક વધારાની મુશ્કેલી એ હોય છે કે ખોવાયેલાં ચશ્મા પણ એમને તો ચશ્માંની મદદ વગર જ શોધવાનાં હોય છે ! એક પ્રોફેસરની વાત મેં ક્યાંક વાચી'તી. એ ચશ્માની ત્રણ જોડ રાખતા, એટલે એમને કો'ક જિજ્ઞાસુએ પૂછ્યું : 'આ તમે ચશ્માની એક નહિ, બે નહિ ને ત્રણ ત્રણ જોડ રાખો છો, એનું કંઈ કારણ-બારણુ ખરુ ?'

'ખરુ સ્તો,' પ્રોફેસરે જવાબ આપ્યો, 'જુઓ, એક જોડ તો નજીકની વસ્તુઓ જોવા માટે અને બીજી દૂરની ચીજો જોવા માટે.'

'પણ ત્રીજીની શી જરૂર ?'

'પેલી બે જોડ ખોવાઈ જાય ત્યારે એને શોધી કાઢવા માટે !'

વાત તમને વધારે પડતી લાગે તો ય વાંધો નહીં. પ્રોફેસરો માટે કહેલુ કશુ કોઈ દિવસ વધારે પડતુ કહેવાય જ નહીં. છતા ય આમા થોડુંક તથ્ય છે એની ના ન કહેવાય. જ્યાં સુધી

નાક પર હંમેશાં ચોંટી રહે એવા ચશ્મા નહીં શોધાય ત્યાં સુધી ચશ્માં ખોઈ નાખનારી જમાતને સભ્યોની ખોટ નથી પડવાની.

માનવમાત્રને કંઈ ને કંઈ ખોયા વિના ચાલતું જ નથી. આપણે સામાન્ય માણસો રૂમાલ, ચશ્માં, પેન્ટના બક્કલ, નાનકડી પુસ્તિકા કે નવી લીધેલી છત્રી ખોઈ નાખીએ છીએ. કવિવર ટાગોર જેવા મહાપુરુષ પાકીટ ખોઈ નાખે છે (એનો પણ પુરાવો સાબૂત છે). ત્યારે કો'ક કવિઓ વળી પોતાના શ્વાસ ને પ્રાણ જેવું ગીત જ ખોઈ બેસે છે (અને પછી 'મારું ગીત ગયું ખોવાઈ રે'નું ગીત બનાવી દે છે.) નવલકથાના નાયકો વળી હૃદય ખોઈ બેસે છે. એથી ય વધુ મોટા માણસો વળી જયારે ને ત્યારે મગજ જ ખોઈ બેસે છે. જો કે આ છેલ્લી વસ્તુ ખોવાવાની તો એક અજબ ખૂબી છે. બીજી વસ્તુઓ તો જેની પાસે એ ખોવાનારી વસ્તુ હોય તે જ ખોઈ શકે છે, પણ મગજ તો જેની પાસે એ નથી હોતું તે પણ ખોઈ શકે છે. મને તો લાગે છે કે જેની પાસે મગજ નથી હોતુ એ જ વધુમાં વધુ વાર તે ખોઈ શકે છે.

આટલું ઓછું હોય એમ આપણે તો સનાતન સત્યો પણ ખોઈ નાખીએ છીએ કંઈક યુગો પહેલા ભગવાને અવતાર લઈને આપણને થોડાં ચિરંતન સત્યો સોંપ્યા. ભગવાન તો એ સત્યોને સૃષ્ટિમા રમતા મૂકી પાછા પોઢી ગયા. થોડા સૈકા પછી જાગીને જોયું તો પેલાં સત્યો સંસારમાથી ગુમ !

'અલ્યાઓ, પેલુ કયાં ખોઈ નાખ્યું ?' એમણે પૂછ્યુ.

'શું ?' ભોળી જનતાએ પૂછ્યું.

'સત્ય.'

'એ વળી શું ?' જનતાએ એવા જ મુગ્ધ હૃદયે પૂછ્યું.

પાછા ભગવાને બીજા એક પેગંબરને મોકલ્યા. એણે દુનિયા આખી ઊંધીચત્તી કરીને પેલાં ખોવાયેલાં સત્યો શોધી આપ્યાં.

તો ખોવાય જ નહિ. કોઈ ચોરી તો નહિ ગયું હોય? કોણ ચોરી ગયું હશે? કેવી રીતે ચોરી ગયું હશે? બ્રશ શા માટે ચોરી ગયું હશે? હવે શું થશે?...' એમ ને એમ એ ચિંતા કર્યા જ કરે. અને ઘરના બધા જ ભેગાં થઈને શોધાશોધ કરીને એ બ્રશ શોધી કાઢે ત્યારે જ એમના હૃદયને શાંતિ થાય. ટૂથબ્રશ જ નહિ, વપરાયેલી બ્લેડ, ભાંગેલો કાંસકો કે શાહીના ડાઘા લૂછવાનો ટુકડો સુદ્ધાં ખોવાય છે તો એમનુ હૃદય વિરહવેદનાથી આકુળવ્યાકુળ થઈ જાય છે. વસ્તુની કિંમત કરતા, એ ખોવાયાથી પોતાની ચોકસાઈને લાગેલા કલંકની ચિંતા એમને વધુ હોય છે, એટલે મને તો વ્યવસ્થિત રહીને વસ્તુ ખોવાવા ન દેવાનો મોહ રાખવાને બદલે ફિલસૂફીનો રસ્તો લેવો જ વધુ ગમે છે.

આપણી વસ્તુઓ ખોવાતી હોય–ખોવાવી જોઈએ એથી ય વધુ ખોવાતી હોય તો એક કામ કરવું જોઈએ–એનો મોહ છોડી દેવો। અને જોજો, જરૂર કંઈક નવુ જડશે.

છત્રીનો, એના વિના કપડા ભિંજાવાની બીકનો અને શરદીથી બચવાનો મોહ છોડી દેવાથી ગયે ચોમાસે મને કયા ઓછો આનંદ મળેલો? સાંજે ધોધમાર વરસતા વરસાદ વચ્ચે, સડક પરનાં પાણી ડહોળતા મોજથી ચાલ્યા જવું—છત્રીમા કે છાપરા નીચે છુપાવા મથતા માનવીઓની ભીરુતા પર દયા ખાતા ખાતાં, આપણે અને વર્ષા જાણે એક જ સૃષ્ટિના હોઈએ અને એ બીકણ લોકો જાણે કોઈ અજાણી સૃષ્ટિના અજ્ઞાન વાસીઓ હોય એમ ગણીને, પાણીથી તરબોળ થઈને વર્ષામા મહાલતાં જવું, એ પણ એક લહાવો છે એ મને તે દિવસે સમજાયુ. છત્રીથી ભલે આપણે રોજ બેચાર આનાનો સાણુ બચાવતા હોઈશુ, પણ જિંદગીના થોડા જ વર્ષ મળતી, છેક શૈશવની સાથે જ વિદાય કરી દીધેલી, માનવી સિવાય સારી સૃષ્ટિથી અનુભવાતી, એવી એક અનોખી મોજ આપણે ખોઈએ છીએ એ પણ છત્રીને જ લીધે ને?

છત્રી ઓઢીને જાણે આપણે જોરથી આંખો મીંચી માથું ધુણાવીને કહી રહ્યા છીએ: ના, ના, ના; અમારે નથી ઝીલવો આ જલધારા-ઓમાંથી ગળાઈને આવતો પ્રકાશ, નથી જોઈતી જોજનોના પ્રવાસ ખેડીને આવેલી મહાસાગરની ભેટ, નથી જોઈતી મુક્ત ઉલ્લાસની છોળો—અમને તો અમારા, સેલ્સટૅક્સ સાથે ત્રણ રૂપિયા, સાડાચાર આને વાર આવેલા કાપડની વધુ ચિંતા છે...

આપણે તો ભાઈ, માનતા થઈ ગયા છીએ કે કંઈ ખોવાઈ છે ત્યારે કંઈક તો જડે જ છે.

# રાષ્ટ્રગીત ગાતાં ગાતાં

થોડા વખત પહેલા એક સમારંભમા જબરી મઝા આવેલી. સભાનો આખો ય કાર્યક્રમ પતી ગયા પછી છેલ્લે રાષ્ટ્રગીત ગવાવાનુ હતુ. અમને તો કોઈને ય ખબર નહી અને એકદમ બેન્ડવાળાઓએ ઉત્સાહથી 'જનગણમન...' શરૂ કરી દીધુ. રાષ્ટ્ર-ગીત ગવાતુ હોય ત્યારે બધાએ સ્થિર-શાત થઈને ઊભા રહેવુ જોઈએ એવો શિરસ્તો છે. એટલે ઘણા 'એલર્ટ' થઈ ગયા. ઘણા ન પણ થયા. એ લોકો તો ફરતા જ રહ્યા : બેન્ડવાળા જાણે કોઈ ફિલ્મી ગીત વગાડતા હોય એટલી બેદરકારીથી કેટલાક દોસ્તોએ હરવા-ફરવાનુ અને વાતો કરવાનુ ચાલુ રાખ્યું. હવે બન્યુ એવુ કે અમારી જોડેના એક મિત્રથી એ સહન ન થયુ એટલે એમણે તો એક પછી એક સહુને ટોકવા માંડ્યા : 'એય . જનગણમન ચાલે છે...ચૂપ...પ્લીઝ...બી ક્વાએટ...નેશનલ એન્થમ . છુ છુત્[?]...છુ છુ છુ...સિ. પરીખ . પ્લી...ઝ. .નેશનલ એન્થમ...ક્વાએટ ..' બેચાર જણને તો એમણે આમ મૂંગા કર્યા, પણ ત્યા પાછળથી કો'ક વાતો કરતુ સભળાયુ એટલે તરત પાછા ફરીને 'ડોન્ચ્ યુ અંડરસ્ટેંડ...નેશનલ એન્થમ...છુત્...' કહીને એમને ચૂપ કરવા માંડ્યા અને છતા ય પેલાઓએ વાતો કરવાનું ચાલુ રાખ્યુ એટલે એ મિત્રે એમની સામે ડોળા

કકડાવવા માંડ્યા અને છતાં યે પેલાઓના હૃદય ન પીગળ્યા અને એમણે વાતો ચાલુ જ રાખી. ત્યારે એમણે 'જોયું ને? ...આપણા લોકો કેવા છે!...છે નેશનલ એન્થમ માટે રીસ્પેક્ટ?' કહીને મારી આગળ ફરિયાદ કરવા માંડી. પણ તરત જ મેં એમને સામું કહ્યું: 'શ્રૂત...બી ક્વાએટ નેશનલ એન્થમ...!' અને પછી તો એમણે જે મોં ચડાવ્યું છે તે વાત ન પૂછો. પણ આમ માંડ માંડ જ્યારે એમણે મૌન ધારણ કર્યું ત્યારે તો રાષ્ટ્રગીત પૂરું પણ થઈ ગયેલું !

પૂરું થઈ ગયા પછી એમણે થોડી વાર તો મારી સાથે કંઈ જ વાત ન કરી એટલે મેં હળવેથી પૂછ્યું: 'કેમ બિરાદર, ગુસ્સામાં કે પ્યારમાં?'

છતાંય એમણે જવાબ ન આપ્યો. સૌને શાંત રાખનાર એ મિત્રને મેં જ 'બી ક્વાએટ' કહ્યું એનું એમને ભારે દુ:ખ લાગી ગયું હશે એટલે એ તો મૂંગા જ રહ્યા. છેવટે મેં વાત બદલી

'આપણા લોકો બહુ વિચિત્ર છે,' મેં કહ્યું.

'હં.'

'રાષ્ટ્રગીત માટે કંઈ માન જ નથી રાષ્ટ્રગીત ગવાતું હોય ત્યારે વાતો કરે છે જવાબદારીનું કોઈને ભાન જ નથી કોઈ-નામાં સમજ જ નથી, કોઈનામાં અક્કલ જ નથી, કોઈનામાં... કોઈનામાં ..'

પણ આટલું સાંભળતાં તો એ પણ ઉત્સાહમાં આવી ગયેલા, 'કોઈનામાં સ્વદેશપ્રેમ જ નથી' એમણે પૂરું કર્યું

પછી તો આપણા લોકોની નાલાયકી વિષે અમે બે શાણા માણસોએ અડધો કલાક ચર્ચા કરી. અને પછી જાણે પેટ ભરીને જમ્યા હોઈએ એવા સંતોષ સાથે છૂટા પડ્યા.

એમના દુભાયેલા હૃદયને આનંદમાં લાવવા મેં એમની આગળ તો કહેલું કે-રાષ્ટ્રગીત ગાતી વખતે શાંત ન રહે એ

ઓઢશું '—' જાઓ જાઓ હવે, શરમાઓ જરા '—એ સંવાદ શરૂ કર્યો.

સામે પ્રમુખની ખુરશીની આસપાસ મંચ પર ઊભેલા સન્માનનીય વક્તાઓ અને આગેવાનોએ શ્રોતાવૃંદમાં કોણ હાજર છે એ નીરખવા માંડ્યું–રાષ્ટ્રગીત ગવાવાનું તો ચાલુ જ હતું. એક વક્તાએ આગળી ચીંધીને બીજા એક વક્તાનું કોઈ જોવાલાયક પ્રેક્ષક તરફ ધ્યાન ખેંચ્યા કર્યું, બાકીનાઓએ શૂન્ય આંખે આખાયે પ્રેક્ષકવર્ગ તરફ જોતાં જોતા 'હે મન, તું જન ગણ...' એવા 'જનગણમન ..'ના ગીતના ઉપદેશનો અમલ કરતા હોય એમ ત્યાં આવેલા માણસોની જાણે અંદાજે ગણતરી કરવા માંડી. એક જણે પહેલા હાથ જોડ્યા, પછી લાગ્યું કે એ બરાબર નથી એટલે બે હાથ ભેગા કરીને સામે ઝૂલતા રાખ્યા, અને એ ન ફાવ્યું એટલે બાડી આંખે જોડેવાળો શું કરે છે એ નિહાળીને 'એટેન્શન'-ના પોઝમાં ઊભા જ રહ્યા. પણ જેમ ખરો થનગનતો ખાનદાન ઘોડો સ્થિર ઊભો જ ન રહી શકે, ઊભો ઊભો પણ આતુરતાથી પગ પછાડ્યા કરે એમ એમણે પણ પગ તો ઊંચાનીચા કર્યા જ કર્યા.

અલબત્ત, પ્રમુખ સાહેબે પોપચા ઢાળીને રાષ્ટ્રગીત ગાવાનો પ્રયત્ન કર્યો ખરો. જો કે વચ્ચે વચ્ચે એ પણ પ્રેક્ષકોને જોવા સહેજ આંખ ઉઘાડી લેતા હતા પણ તરત કોઈની જોડે નજર મળતા સંકોચ પામીને પાછી આંખ મીંચી દેતા હતા. ફરી બે ક્ષણ રહીને આંખ ઉઘાડતા; પણ તરત બીજા કોઈની જોડે નજર મળતા ઢાળી દેતા. આમ આખા ય રાષ્ટ્રગીત દરમ્યાન એ સંતા-કૂકડી રમતા રહ્યા.

નૈતિક હિંમતવાળા કેટલાક તો પહેલેથી જ હોલ બહાર નીકળી ગયેલા પણ બાકીના જે ઊભા હતા તે ય રાષ્ટ્રગીતની છેલ્લી પંક્તિ જ્યાં ગવાઈ ન ગવાઈ ત્યાં તો જાણે શરતમાં

દોડનારા 'એક–બે–ને–ત્રણ...' સંભળાતાં એક સાથે ધસી જાય એમ દરવાજા તરફ ધસી ગયા.

આ બધું જોઈને — હા જી, મે પણ રાષ્ટ્રગીતમા ધ્યાન આપવાને બદલે આ બધું જોયા જ કરેલુ તો ! — એટલે આ રંગ નીરખી મારુ હૈયું આનંદથી ઊભરાઈ ગયુ. વદન પુલકિત થઈ ગયું કારણ આજે જમાનો કાર્ય કરવાનો છે, પ્રમાદનો નહી. ચોવીસે કલાક કાર્ય કરવુ એ આપણી, નવયુગના ઘડનારાઓની, ફરજ છે. અને એટલે રાષ્ટ્રગીત ગવાતું હોય ત્યારે પણ બૂટની દોરી બાંધવાનું, રૂમાલથી ચશ્માના કાચ સાફ કરવાનું કે ઊંઘી ગયેલી બેબીને જગાડવાનાં રચનાત્મક કાર્યો કરીને આપણે આપણી ક્રિયાશીલતા જ દર્શાવીએ છીએ દેશની ખરી સેવા આમ રાષ્ટ્રગીત ગાતી વખતે પણ 'કાર્ય' કરવામા ડૂબી ગયેલાઓ જ બજાવે છે, પોપચાં ઢાળીને રાષ્ટ્રગીત ગાવાને બહાને થોડી ક્ષણોનો આરામ લઈ લેનારા કહેવાતા દેશપ્રેમીઓ નહીં !

આપણો દેહ તો આ રીતે રાષ્ટ્રગીત ગાતા ગાતા યે છેલ્લી મગફળી ખાઈ લેવાના કે ચંપલ શોધવાના કાર્યમાં ગૂંથાયેલો હોય છે પણ આત્મા તો ક્યારનો ય, રાષ્ટ્રગીત ગવાવું શરૂ થયું ત્યારનો આપણી આગળ દોડીને મોટરબસના સ્ટેન્ડ પર પહોચી ગયો હોય છે. બહાર મૂકેલી સાઈકલનુ તાળું ખોલતા હોય છે કે ઘેર જઈને ગરમાગરમ પૂરી અને શાકની થાળી સામે બેસી ગયો હોય છે. માથું કપાયા પછી પણ જેમ શૂરવીરોના ધડ લડતા હતા એમ આપણુ મન સભાસ્થાનેથી ચાલ્યું ગયું હોવા છતા આપણો દેહ તો રાષ્ટ્રગીત ગાતો ગાતો બીજા કાર્યોમા પરોવાયેલો રહે છે એ આપણી શૂરવીરતા જ દર્શાવે છે કે બીજું કંઈ ?

એટલે મારી તો દઢ માન્યતા છે કે રાષ્ટ્રગીત ગાતી વખતે શાંત, સ્થિર, સ્વસ્થ થઈને ઊભા રહેવાનો રિવાજ જ ખોટો

છે. એ રિવાજ નથી પાળતા એ લોકો દેશપ્રેમી નથી એ આક્ષેપ રોષપ્રેરિત છે. પેલા સૌને ‘બી ક્વાએટ’ કહેનારા મિત્ર પણ બીજાને શાંત કરવાને બહાને ઘોંઘાટ કરી મારા મતને જ પુષ્ટિ આપતા હતા. મને આવા મિત્રો માટે ગૌરવ છે, અને એટલે હવે જ્યારે રાષ્ટ્રગીત ગવાતું હોય અને તે વખતે તમે સિગાર કેસમાં કેટલી સિગાર વધી છે એ ગણવામાં, ચશ્માં લૂછવામાં, ચંપલ શોધવામા, વાતો કરવામા, બીજા ઊભા રહ્યા છે એ તકનો લાભ લઈ વહેલી તકે હોલ બહાર નીકળી જવામા કે અંદર રાષ્ટ્રગીત ગવાતું હોય ત્યારે બહાર પગથિયાં ઊતરવામા ગૂંથાયેલા હો અને તે વખતે સભાસ્થાને હું હાજર હોઉં તો જરૂર માનજો કે તમારા પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવતી ઓછામાં ઓછી એક વ્યક્તિ તો ત્યા હાજર છે જ. કારણ ધ્યાનસ્થ થઈ રાષ્ટ્રગીત ગાવાને બદલે જાણેઅજાણેય આ બધું જોનાર હું ય તમારામાંનો જ એક કહેવાઉં ને ?’

# બૅગ અને બિસ્તરા

હમણાં અમે એક પ્રવાસ કર્યો. જો કે મુસાફરી તો નાનકડી જ હતી — એકાદ અડવાડિયાની, પણ એમા મઝા બહુ આવી. એક સ્ટેશને ( કયું સ્ટેશન ? ભૂલી ગયા—એ સ્ટેશને ) અમારી ગાડી ઊભી ન ઊભી ત્યાં તો ધબ દઈને એક નાનકડો બિસ્તરો બારીમાથી આવ્યો ! 'શુ થયું ?' 'આભ ફાટયું કે ધરતી ધ્રૂજી ?' એનો વિચાર કરીએ ત્યાં તો ધડધડ કરતા એક પછી એક ડાગીનાનો વરસાદ વરસ્યો : બૅગ, બિસ્તરા, ટ્રંક, ડબ્બો, પોટલા, કૂજો, કરંડિયો, ટિફિનબૉક્સ, એક ખાટલાના પાયા અને ઈસ-ઊપળાનો ભારો, લાકડીઓ અને છત્રીઓ, છબીઓની ફ્રેમોનું બંડલ...મને થયું કે સૃષ્ટિ પર પ્રલય થવાની ઘડીઓ ગણાતી હોય, આપણને કોઈ સલામત દુનિયામાં લઈ જવા એક ખાસ વિમાન આવ્યું હોય, જોઈએ એટલો સામાન લેવાની છૂટ હોય, ને જે ધમાલથી આપણે એ વિમાનમાં ઘૂસીએ એ ધમાલનું જાણે કે રીહર્સલ થઈ રહ્યું હતુ.

'આવી ગયું ? . હેં...બધું આવી ગયું ?...બિસ્તરો... બિસ્તરો ... હેં ? બિસ્તરો કયા...? જો, જો, જરા જો ! એ હા, આ રહ્યો...હં... બસ મૂક, મૂક, મૂક ! બરાબર, હં...બૅગ ? નથી ?...કયા ગઈ ?...હમણાં હતી ને ?...ખસેડો તમારો પગ

જરા...હ, આ રહી બેગ...એ લાવો અહીં...અહીં માઈ જશે... અહીં, અહીં ..હ મ્ ધક્કેલો...હંઅ અં...અરે જો ! કરંડિયો સંભાળજે...અરર ..હ ..હજી અંદર ! હા... આ...શ...'

છાપરા પર બરફના કરા પડતા હોય એમ કડકડાટ એમની વાગ્ધારા વહી રહી હતી. અંતે એકાદ ઝાપટું પડ્યા પછી સૂરજને તડકો દેખાય ને જેવી શાતિ થાય એવી શાંતિ પ્રસરાવતા એ ભાઈ બેઠા ને ખેસથી પંખો ખાતાં ખાતા ચારે બાજુ પોતે પ્રસારેલી 'દાગીના'ની માયા પર પ્રેમાળ દૃષ્ટિ ફેરવી રહ્યા. ત્યા પોર્ટરે પૈસા માગ્યા : 'શેઠ ! પૈસા ?'

'હ કેટલા ?'

'બે રૂપિયા.'

'બે...એ...રૂપિયા?...પણ બધા દાગીના આવી ગયા ?... કેટલા હતા ?...હા, સત્તર, એક, બે, ત્રણ, ચા...ર, બેગ પા...ચ, ને કૂજો છ, ને આ સાત...આઠ...એઈ ! આ તો સોળ જ થયા... દાગીના તો સત્તર હતા ? એક ક્યાં ગયો ? જો, જો આમ બાઘા જેવો જુએ છે શું ? જો.. ક્યાક રહી ગયો હશે.' આ એક, બે.. ને ત્રણ, ને.. ચાર...બરાબર, એક ખૂટચો. કૂજો ? કૂજા સાથે જ સોળ થયા. ત્યા...ત્યા પેલા બાકડા પર જો . નથી ? હેં ? ક્યા ગયો ? હવે છોડને તારા બે રૂપિયાની મહોકાણ...એક દાગીનો ગયો...'

આખા ડબ્બામા ખળભળાટ થઈ ગયો. દરેકે પગ ઊંચા લઈને પોતાની પાટલી નીચે જોવા માડ્યુ. કોકે ઉપરની છાજલીના દાગીના ખસેડવા માડ્યા, કોઈ વિચારશીલ ભાઈએ સૂચવ્યું કે પહેલેથી જ સોળ દાગીના હશે, સત્તરનો ખ્યાલ તો ભૂલમા રહી ગયો હશે ! પોર્ટરે કંઈક એવું જ પુરાણ ચલાવવા માંડ્યું, ત્યાં 'આ બેગ તમારી છે ?' એમ ડબ્બાને એક છેડેથી કોકે પૂછ્યુ 'ના . એ તો અમારી છે.' બીજે છેડે બેસી કેળું ખાતાં ખાતાં

એક બિરાદરે બૂમ પાડી. તો કોઈ વળી ફરી ગણવા મંડી પડેલું.
'એક, બે, ત્રણ, ચાર...કેટલા કહ્યા તમે? કેટલા હતા? સત્તર? તે સત્તર નથી? એક ખોવાયો એમ ને?'

'અરે, દાગીના જેવો દાગીનો જાય કયાં? બરાબર સત્તર હતા. મને યાદ છે ને!' પેલા ભાઈ ગભરાતા હતા.

'તમે ભૂલતા તો નથી ને?' કોઈએ ટહૂકો કર્યો.

'હેં? પણ...'

'આ તમારા હાથમાં થેલી છે તે...'

'હેં? હા હા, બરાબર...થેલીને ય મેં દાગીનામાં ગણી'તી, બરાબર...એ સાથે સત્તર હતા...ભઈ, જડી ગઈ હો!'

'ક્યાંથી? ક્યાંથી?'

'એમના હાથમાં થેલી છે ને, એ. કુલ સત્તર થઈ ગયા.'

'જડી ગઈને?'

'હો, બરાબર સત્તર થઈ ગયા. તને અલ્યા, કેટલા રૂપિયા આપવાના છે?' પેલા મહાશયે હવે ફરી પોર્ટર જોડે વાટાઘાટો શરૂ કરી. ત્યાં કો'કે પૂછ્યું 'કયાં જવું તમારે?'

'વલસાડ.'

'વલસાડ? વલસાડ તો ઓલી ગાડી; આ નહિ!'

'હે?!'

'આ તો વીરમગામની?!'

'હે? વીરમગામની? એઈ પોર્ટર...પોર્ટર...એઈ, લે... આ એક, ઉતાર લ્યા, ઉતાર જલદી...આ બેગ-બેગ-બેગ લે, પહેલા...ધીરે નાખ, ધીરે...આ કૂજો...જો સમાલજે...બિસ્તરો ...અલ્યા બિસ્તરો રહી ગયો...એક, બે, ત્રણ, ચા...ર,...છ,... દસ...એકે રહી નથી ગયું ને?...કેટલા થયા? સોળ? વળી એક ખૂટચો-ખૂટચો એક? સત્તર હતા ને સોળ કેમ થયા? હં...હા પેલી નાની બેગ કયાં, બેગ? હેં? બેગ કયાં ગઈ? ખોવાઈ

ગ-બૅગ...'

આ બધો તાલ જોઈને મને કવિ સુન્દરમ્‌ની પેલી સરસ ગીતપંક્તિઓ યાદ આવી ગઈ :

'સુન્ના ન લિયા, રૂપા ન લિયા,
ન લિયા સંગ જવાહર રી,
ખાખ ભભૂતકી ફૂલ સરીખી
બાંધ ગઠરિયાં મૈ તો ચલી !'

કયા ખાખ ભભુતકી ફૂલ સરીખી ગઠરિયાં અને ક્યાં દાગીના નંગ સોળ વત્તા એક થેલી !

આપણે ય બહુ આનંદી લોક છીએ. ટ્રેનની મુસાફરીમાં આપણે જે રંગત લાવી શકીએ છીએ તે કદાચ જગતભરની કોઈ પ્રજા નહિ લાવી શકતી હોય. આપણા કંઠની શક્તિ જાણે એ ધમાલ માટે પૂરતી ન હોય એમ બૅગ અને બિસ્તરા, ગાસડા અને પોટલા, એ સૌનો બને એટલો મોટો રસાલો માથે લીધા વિના આપણને ચેન નથી પડતુ.

ગાયકવાડ સરકારના રાજ્યચિહ્ન પરનો ધ્યાનમંત્ર હતો 'જીન ઘર, જીન તખ્ત.' કહેવાતું કે ઘોડો જ એમનું સિંહાસન હતું, ને ઘોડો જ એમનું ઘર હતું. આપણે કંઈ ગાયકવાડ રાજાઓ કરતા ઊતરીએ એમ છીએ ? આપણે ય ટ્રેનને (એમાં હોઈએ છીએ એટલો વખત) 'અપના ઘર' જ ગણી લઈએ છીએ. જે અદાથી આપણે ટ્રેનમા વર્તીએ છીએ, બોલીએ છીએ, ચાલીએ છીએ, ભોજન કરીએ છીએ, ઊંઘીએ છીએ, લડીએ છીએ, ધમાલ કરીએ છીએ, બિસ્તરાની, નાસ્તાની, પાનસોપારીની ને પત્તાની રંગત જમાવીએ છીએ, એ જોતાં આપણે કોઈ સાર્વજનિક સ્થળે નહિ પણ આપણા ઘરમાં જ નિરાતે બિરાજ્યા હોઈએ એમ લાગે છે.

ટ્રેનના ડબ્બામા સામાનના ગંજથી આગવી સૃષ્ટિ ઊભી કરી દેવાનાં અનેક કારણોમાનું એક કારણ, ટ્રેઈનને ઘર ગણવાનું આપણુ આ માનસ પણ છે. મુસાફરીએ નીકળ્યા એટલે કંઈ ત્રાંબાના પતરા પર લખી આપ્યું છે કે કોઈ પણ વસ્તુ વિના ચલાવી લેવું ? ઘેર રહેતા હોઇએ એવી જ સરસ ઓશીકા–રજાઈ સાથે શય્યા બિછાવવી, એવુ અને એટલુ જ ભોજન, એટલી જ સુખસગવડો મુસાફરીમા પણ હોવી જોઈએ એમ ઘણા માને છે. ટ્રેનમાં પ્રવેશીને પદર મિનિટમા તો કમ્પાર્ટમેંટને પોતાનું ઘર બનાવી દેનાર પેસેન્જર કુટુંબો તો તમે પણ જોયા હશે. નાના-મોટા અનેક ડાગીનાઓની વચ્ચે, બાળકોથી વીટળાયેલા દાદા જેવા ગૌરવ સાથે એ લોકો બિરાજે છે એમનો ટ્રેનમાનો પહેલો કલાક એ બધુ ગોઠવવામા, બિસ્તર બિછાવવામા, કૂજામાં પાણી ભરવામાં અને ઢોળવામા જતો રહે છે. છેલ્લો એક કલાક આ બધી માયા સંકેલવામા જતો રહે છે, અને વચલા કલાકો જાય છે સામ્રાજ્યના શાસકોની જેમ એ વિસ્તારનુ રક્ષણ કરવામા, કા તો સામાનની લે-મૂક તથા ઉઘાડ-વાસમા !

મને એક બીજા સદ્‌ગૃહસ્થ પણ આવા જ મળી ગયેલા મારો રિવાજ છે કે પ્રવાસમા તરસ લાગે ત્યારે સ્ટેશનના નળે ખોબેથી જ પાણી પી લેવાનો લહાવો જતો ન કરવો. એટલે એક સ્ટેશને જલપાન કરવા ને સાથે સાથે એકાદ લટાર મારી લેવા ઊતર્યો.

‘કેમ, ક્યાં ચાલ્યા ?’ એમણે કહ્યું.

‘અહીંનુ પાણી ચાખવા’ મે કહ્યું.

‘પ્યાલા વિના ?’. એમણે આશ્ચર્યથી પૂછ્યુ

‘હાસ્તો, કેમ ?’

‘અરે એમ હોય ? લ્યો, હુ પ્યાલો આપુ . ઊભા રહો, હો. અરે બેબી, જરા ઝોળીમાંથી પ્યાલો કાઢ તો...’

'બાપુજી, ઝોળીમાં નથી.'

'તે તમે પેલી બેગમા મૂક્યો હશે, જરા જુઓ તો ખરા?' એમના શ્રીમતીએ પાન પર ચૂનો ચોપડતા ચોપડતા કહ્યું.

'એક મિનિટ હો...' કહીને એમણે બેગ ઉઘાડવા માડી. બધા કપડા ઊંચાનીચા કર્યા, પણ પ્યાલો ન જડચો. હવે, બેગના કપડાનુ એવું છે કે પહેલી વાર મૂકતી વખતે બધા કપડાં બરાબર સમાઇ જાય છે, પણ જો એકવાર એને ઊંચાનીચા કર્યા તો ફરીથી એ બરોબર નહિ સમાવાનાં! બેચાર કપડાં અંદર સમાવાની ચોખ્ખી ના પાડી દેવાના? એમણે એવા ત્રણેક સત્યાગ્રહી કપડાને ઝોળીમા નાખ્યા ને બેગ બંધ કરી: 'બેગમાં તો નથી; તો કચા મૂક્યો હશે?'

'તરત મળે એમ રાખ્યો તો...જુઓને, પેલા બેડિંગના પાકીટમાં તો નથી?'

'ઉહું.' દરદીનુ પેટ દબાવતા ડૉકટરની અદાથી બિસ્તરાનો એક એક ભાગ દબાવતા એમણે જાહેર કર્યું અને એકદમ ઉમેર્યું: 'ઓહ યસ, ડબ્બામા હશે ડબ્બો–ડબ્બો કચા છે?... ભાઈ, જરા પગ ઊંચા લો તો...હ; પણ બેબી, ડબ્બાની કૂંચી?'

'કૂંચી બા પાસે!'

'મારી પાસે શેની હોય? તમારી પાસે હશે.'

એમણે કોટ લઈને એમાંથી પાકીટ કાઢ્યું. પાકીટમા ન મળી એટલે બીજા ખિસ્સા તપાસવા માડચાં, ને એક પછી એક ચીજો બહાર કાઢવા માડી. એટલામા તપખીરની ડબ્બી બહાર નીકળી પડી ને તપખીર વેરાઈ ગઈ તે ભેગી કરવામા બેત્રીસ ગૂંથાઈ, અને એમણે 'ચક્ ચક્ ચક્ ચક્' કરતા બંડીના ખિસ્સા જોવા માડચા, 'અહીં પણ નથી.'

'બેબી, તારી પાસેની સફેદ થેલી કચાં ગઈ? એમા તો ચાવી નથી?'

'હા, હા, એમાં જ મૂકી છે. પણ બા, એ થેલી તો મેં ડબ્બામાં જ મૂકી છે.'

'એટલે? ડબ્બામાં જ કૂંચી રાખીને તેં ડબ્બાનું તાળું બંધ કરી...દીધું. હેં?'

'પણ, મને શી ખબર...'

હું ડબ્બાના બારણા પાસે ઊભો ઊભો આ બધા રંગ જોતો હતો. અંતે મેં કહ્યું : 'કંઈ નહિ, હોય એ તો. ઈશ્વરને જે ગમ્યું તે...' પણ મારું સાંભળે કોણ? એટલામાં ઉત્સાહી એન્જિનની વ્હીસલ સંભળાઈ અને એ સ્ટેશનનું પાણી ચાખ્યા વિના અમે ઊપડ્યા.

મને થાય છે, બને ત્યાં સુધી મુસાફરીને રોજિંદા જીવનમાંથી મળતી રજા શા માટે ન ગણવી? એને આપણી હંમેશની જિંદગી વચ્ચે નવી જ રીતે જીવવા મળતું એક નાનકડું બેફિકર જીવન ગણીને, બને એટલી સગવડોના ભારને એટલા સમય પૂરતી તિલાંજલિ શું કામ ન દઈ દેવી? કદાચ એકાદ રાત પાટિયા પર સૂતા તો ગોદડાને શું ખોટું લાગી જવાનું હતું? એકાદ ટંક માત્ર કેળાં ને કાકડીની મોજ ચાખીએ તો એમાં શું ટિફિન-બાસ્કેટનું હૈયું ભરાઈ આવવાનું હતું? પણ એ તો ભાઈ, તુંડે તુંડે मतिर्भिन्ना।

બાકી સામાનના ઢગલાથી વીંટાવાની આપણી વૃત્તિ મુસાફરી પૂરતી જ પ્રગટ થાય છે એવું નથી. આપણાં લગ્નોમાં યે (આપણાં એટલે કે આપણા સમાજનાં લગ્નોમાં) શું છે? ઓહોહોહો! એટલી બધી વિધિઓ, એટલાં બધાં વળગણો કે એ બધું સમેસૂતરે પાર ઉતારતાં દમ નીકળી જાય. આપણાં દેવદેવીઓની પૂજા પણ એવી. આ મંત્રો ને તે મંત્રો, આમ આચમન ને તેમ અભિષેક, આ વિધિ ને તે ક્રિયા, ચંદનચર્યા ને આરતી–પૂજા કરનાર બિચારો ઓછામાં ઓછી એકાદ ઠોકર ખાધા વિના ન જ

રહે; એવી આખી યોજના હોય છે.

આપણુ આખુ જીવન આવુ અવળચંડુ છે. મોજથી, લહેરથી જિંદગી જીવ્યે જવાને બદલે અનેક વળગણોના જંગલો આપણે ઊભા કરતા જઈએ છીએ. આપણે બધું જ જોઈએ છેઃ સમૃદ્ધિ જોઈએ છે, મોજ જોઈએ છે ને મોભો જોઈએ છે; આરામ જોઈએ છે, મનની શાંતિ જોઈએ છે, અસામાન્ય હોવાનુ ગૌરવ જોઈએ છે તે સાથે જ સામાન્યો જેવી સલામતી જોઈએ છે; ધાર્મિકપણુ જોઈએ છે ને જોડે વ્યવહારુ અનીતિની સગવડ પણ જોઈએ છે — સાદી, સરળ અને સરસ જિંદગી જ માત્ર નથી જોઈતી. આપણને જોઈએ છે બધુ જ, પણ ત્યાગ કશાનો ય કરવા જેટલી ખુમારી આપણામા નથી. અને એટલે જ ઘરના બધા જ સાજસરજામના સાજનમાજન સાથે જીવનની મુસાફરી કરવાના લોભમા આપણે આખી ટ્રેનમા ધમાલ મચાવી મૂકીએ છીએ, ખોવાયું - જડ્યુ ની ગડમથલમા દાગીના ગણ્યા કરીએ છીએ ને આપણી જાતને ઉલ્લુ બનાવતા વલસાડને બદલે વીરમગામની ટ્રેનમા ચડી બેસીએ છીએ! અને ખરી મઝા તો એ છે કે ધારેલી જગ્યાને બદલે બીજે ક્યાક ટ્રેન ઊપડી જાય છે પછી જ, જિંદગીમા ઘણે મોડે મોડે, આપણને ભાન થાય છે કે આપણે જવુ'તુ ક્યાક, ને ચાલ્યા ક્યાક બીજે જ, થવુ'તુ કંઈક ને થઈ ગયા કંઈક. પણ તે વખતે ખભે ઝૂલતા એકમાત્ર થેલા સાથે બારી બહાર કૂદી પડી સાચે પથે પડવાની આપણામા સ્વસ્થતા જ નથી રહેતી. આપણે જ ઊભી કરેલી બેગ-બિસ્તરા અને દાગીનાની જંજાળે આપણી એ સ્વતંત્રતા ક્યારની ય ઝૂંટવી લીધી હોય છે.

પેલા મુસાફરનો આવો રંગ જોઈને મને મોજ આવી. આપણા સૌની જિંદગીના આ ઢંગ જોઈને ઈશ્વર પણ હસતા હશે નહિ?

# લગ્નનો ચાંદલો કે ભેટ?

પરણવું એ આપણે ત્યાં હંમેશાં પરાક્રમ ગણાતું આવ્યું છે. ઘોડે ચડીને લાવલશ્કર સાથે પરણવા જવાની રીત તો જાણે આપણે ત્યાં છે જ. અને નાતજાત–સંસારમાં ય પરણેલાઓનું કેટલું બધું બહુમાન થાય છે? કેટલીક વર્ણમાં એકાદ લૂંટફાટ ન કરી હોય એવાને કન્યા નથી મળતી, તેમ આપણે ત્યાં એકાદ કન્યાને વરવાનું પરાક્રમ ન કર્યું હોય એવાને ભાડે ઘર પણ નથી મળતું!

શ્રી કનૈયાલાલ મુનશીએ તો એમની આત્મકથામાં એમના એક શિક્ષકની વાત પણ આ જાતની જ કરી છે. એકવાર એ માસ્તર સાહેબ વર્ગમાં છેક સાંજ સુધી ઊંઘ્યા અને પછી નિશાળ છૂટતી વખતે છોકરાઓના નંબર કેવી રીતે પૂરવા એ મુશ્કેલીમાં આવી પડ્યા પણ તરત જ એમના અંતરમાં રહેલી 'પરણવું એ પરાક્રમ છે,' એ માન્યતાએ ઊથલો ખાધો અને એમણે વર્ગમાંના પરણેલા વિદ્યાર્થીઓને ઊભા કરીને આગળ નંબર આપી દીધા, પછીના નંબરે જેમનો માત્ર વિવાહ થયો હતો એવાને રાખ્યા અને છેલ્લે રહી ગયેલા કુંવારાઓને એમણે ગર્જના સાથે કહી દીધું: 'જાઓ, સાળા ગધેડાઓ, આવડા ઢાંઢા જેવડા થયા તો ય કોઈએ કન્યા પણ ન ધીરી? જાઓ,

છેલ્લા જાઓ !'

અને એ રીતે કાકના ગુરુએ મંજરીપ્રાપ્તિનો મહિમા કાકના મન પર ઠસાવ્યો !

એમ તો નહીં હોય કે આપણું આ માન્યતાને લઈને જ લગ્ન કરનારાઓને ઇનામરૂપે લગ્નની ભેટો આપીએ છીએ ? 'ક્યા આપને શાદી કી ? વાહ, કમાલ ભાઈ કમાલ ! લીજીયે યે...' કહીને પુસ્તકથી માંડીને પાઘડી સુધીનું કંઈક ધરી દેવું એ આપણી વીરપૂજાનું જ એક અંગ લાગે છે ?

માનવસમાજમાં સૈકાઓ પહેલાં જ્યાંસુધી વસ્તુ-વસ્તુઓનો સીધો જ લેવડદેવડનો વ્યવહાર ચાલતો હતો, ત્યાં સુધી આર્થિક જીવન સરળ હતું. પણ પછી નાણું આવ્યું, નોટો આવી અને ગૂંચવણો વધી, પરંતુ લગ્નવીરોની કદરની બાબતમાં આનાથી ઊંધું જ થયું છે. પહેલાં ચાલ્લા ને રોકડે રૂપિયેથી ચાલતું ત્યારે કામ બહુ સરળ રહેતું. રૂપિયો, બે રૂપિયા કે પાંચ રૂપિયા રીતસર ચૂકવી દેવાતા, ચોપડે લખાતા અને થોડે વર્ષે ઘરના લગ્ન-પ્રસંગે પાછા મેળવી લેવાતા. કવિતા લખી નાખવાનું મન થઈ જાય એટલી સરળ અને સુંદર પ્રથા હતી.

પણ પછી તો આવ્યો ભેટ આપવાનો રિવાજ. કંકોત્રીમાં છપાવા માંડયું : 'ચાલ્લો લેવાનો નથી.' જો કે શરૂઆતમાં તો આ ચાંલ્લો નહિ લેવાની વાતથી મને ખૂબ આનંદ થયેલો—થાય એવું જ છે ને ? 'ચાલ્લો' શબ્દમાં આવતા બે 'લ' જેવા બે રૂપિયાનો હવે આપણાથી વિયોગ નહીં થાય એ હકીકત આનંદ ઉપજાવે એવી જ છે.

એક સંબંધીના લગ્નમાં હું હોંશે હોંશે ગયેલો. મંડપની શોભામાં થોડી વાર અભિવૃદ્ધિ કરીને હું અને બીજા એક મિત્ર ઊઠતા હતા ત્યાં જ એ મિત્રે સંભાર્યું : 'ચાલો આવવું છે ને ?'

'ક્યાં, ઘેર ?'

'ના, ત્યાં...કંઈ ચાલ્લોબાંલ્લો નથી કરવો ?'

'મારે તો પાંચેકનો...ના, વીસ-પચ્ચીસનો ચાંલ્લો કરવો'તો. પણ કંકોત્રીમાં લખ્યું છે કે 'ચાંલ્લો લેવાનો નથી' એટલે શું થાય ?' મેં જવાબ આપ્યો.

'શું થાય? તમે ચાલો તો ખરા !'

અને એમની જોડે જઈને મેં જે ભીષણ દૃશ્ય જોયું, એનું વર્ણન કેમ કરી શકું ? ઘરના છેક અંદરના ઓરડામાં એક મહેતાજી ચોપડો ઉઘાડીને બેઠા હતા. લોકો મૂંગા મૂંગા આવીને ત્યાં ચાંલ્લાનું ધન મૂકી જતા, મહેતાજી એ ચોપડામાં લખી લેતા અને ચાલ્લો કરનાર મૂંગા મૂંગા ચાલ્યા જતા. કેટલાક છૂપાં બંદરોએથી ખાનગી રીતે અનાજની ગેરકાયદેસર નિકાસ થાય છે કે અંકુશ હોય ત્યારે ય કાળાબજારમાં અનાજની ગૂણોની ગૂણો મળે છે એમ મેં સાંભળ્યું હતું, તે વખતે પણ મને આવડો આંચકો નહો'તો લાગ્યો. પેલા મિત્રને મોએ મે નહોતા આપવાના એટલે વીસ-પચ્ચીસની વાત કરી હતી, પણ હવે ખરેખર શરમાઈને પેલી દેવમૂર્તિ આગળ બે રૂપિયા ધરીને હું પાછો વળ્યો પછીથી મને ખબર પડી કે 'ચાલ્લો લેવાનો નથી' એ વાક્ય મર્યાદિત અર્થમાં જ સમજવાનું છે।

હવે જ્યારે જ્યારે કંકોત્રીઓમાં હું વાંચું છું કે 'ચાલ્લો લેવાનો નથી, ત્યારે સમજી જાઉં છું કે ચાલ્લો આપવાનું ભૂલી ન જવાય એ માટે જ આ લખ્યું છે પૃથ્વીવલ્લભ — પેલા મુનશીજી વાળા પૃથ્વીવલ્લભસ્તો — કહેતા હતા કે સ્ત્રી જ્યારે શરૂ શરૂમાં 'ના' કહે છે, ત્યારે એનો અર્થ થાય છે 'હા,' એમ કંકોત્રી ય જ્યારે ચાંલ્લાની વાતમાં 'ના' કહે છે, જ્યારે એનો અર્થ (આગ્રહ કરો એટલે તરત) 'હા' એવો જ થાય છે.

પણ તો ય જગતમાં પ્રમાણિક માણસો નથી એમ નહી ચાંલ્લો નહી લેવાનું લખીને ખરેખર જ ચાલ્લો નહીં સ્વીકાર-

નારા પણ દુનિયામા છે, એનાં ના નહી, પરંતુ મારી ફરિયાદ એ છે કે આ પ્રમાણિક માણસો ય ઉપવાસને દિવસે ખવાતા ફરાળની જેમ ચાલ્લાને બદલે વરકન્યા માટે 'ભેટો' લેતા અચકાતા નથી !

'હવે ભેટનું દુઃખ એ છે કે એ પસંદ કરવામાં જબરી મુશ્કેલી પડે છે. વરને કન્યા પસંદ કરતા જેટલી મુશ્કેલી નથી પડતી અને કન્યાને વર પસંદ કરતા જેટલી મુશ્કેલી નથી પડતી એટલી મુશ્કેલી આપણને એ બન્ને માટે ભેટ પસંદ કરવામા પડે છે। એ તો ખરું જ, પણ થોડું લખ્યું, ઝાઝું કરીને વાંચવાનુ ખુલ્લી રીતે લખી શકાય છે એમ 'થોડું ખર્ચ્યું, ઝાઝું ગણીને રાચજો' એમ ભેટ ઉપર લખી આપાતું નથી એ પણ એક મોટું દુઃખ છે ઊલટું વરરાજાના સગાં ભેટની વસ્તુની કિંમત તો હોય છે એથી ય ઓછી જ આંકે છે. એટલે આપણે માટે પ્રશ્ન ઊભો થાય છે ઓછે ખર્ચે વધારે મોંઘી દેખાય એવી ચીજો ખરીદવાનો અને એ કામ કંઈ સહેલું છે ?

આ દૃષ્ટિએ તો મને જાડા કાગળવાળા પુસ્તકોનુ મહત્ત્વ સમજાઈ ગયુ છે. પહેલા તો હુ ભેટ આપવા માટે સારા લેખકનુ સારુ પુસ્તક ખરીદવાનુ જ ધ્યાન રાખતો, પણ પછી એકવાર એક દુકાનદારે જ મને કહ્યુ :

'ભાઈ, આ ચોપડી લગ્નમાં આપવા જ લઈ જાઓ છો ને ?'

'હા.'

'તો આ નહી, આ લઈ જાઓ.'

'કેમ ?'

'જુઓ, આ ચોપડીની કિંમત એટલી જ છે ને તો ય કદમા આ ચોપડી મોટી છે ને વજનમા વધારે છે. એ લઈ જશો તો વટ પડશે.'

'અને ખરેખર, વટ પડે છે એની ના નહી–રંગીન પૂંઠું હોય તો તો ખાસ !

પુસ્તકોની ભેટ આપતી વખતે યાદ રાખવા જેવો આનાથી ય વધુ અગત્યનો એક સિદ્ધાંત તો મારા બીજા એક વડીલ મિત્રે મને સમજાવેલો. એ ભાઈ મારા મિત્ર તો હતા જ, પણ વડીલ વધારે હતા. એકવાર એક જણના લગનપ્રસંગે ભેટ આપવા માટે એક પુસ્તક લાવીને મેં એમને બતાવ્યું.

'જયંતભાઈને ભેટ આપવા લાવ્યો છુ, બરાબર છે ને ? તમને કેમ લાગે છે ?' મેં પૂછ્યુ.

'ઠીક છે, પણ...' એમણે પાના ઉથલાવી જોયા, રેપર કાઢીને જોયું, આગળ–પાછળ બધે જોઈને પૂછ્યુ : 'આની કિંમત ક્યાં લખી છે ?'

'આઠ રૂપિયા દસ આના, સેલ્સટેક્સ જુદો.' મે કહ્યુ

'પણ આ ચોપડીમાં કિંમત છાપી છે ક્યાં ?'

'એ તો નહીં છાપી હોય કદાચ.'

'ત્યારે મૂરખ, જેના પર કિંમત નથી છાપી એવી ચોપડી લાવ્યો શું કામ ? જયંતભાઈને કેમ ખબર પડશે કે આ આઠ–નવ રૂપિયાની ચોપડી છે ? એ તો એને ચાર રૂપિયાની જ માની બેસશે તો ?'

'તો. .તો...' મને શું બોલવું એ સૂઝ્યું નહીં

'પણ ચોપડી લાવતી વખતે તેં ધ્યાન કેમ ન રાખ્યું ? તને ખબર નથી કે લગનમાં ભેટ આપવા તો એવી જ ચોપડી લાવીએ કે જેના પર ધ્યાન ખેંચાય એવી રીતે કિંમત લખેલી હોય. નહી તો વરરાજાને ખ્યાલ કેમ આવે કે તે કેવી મોંઘી ચોપડી આપી છે ?'

મારી બુદ્ધિ માટે મને જે કંઈ થોડુંઘણું ય માન હતુ તે ઓસરી જવાની તૈયારીમાં હતું ત્યાં એમણે ઉમેર્યું .

'જો, હવે આ ચોપડીનું બિલ તો તારી પાસે છે ને?'

'ના...હા, આ રહ્યું.'

'બસ, તો એ બિલ જાણે ભૂલમાં જ ચોપડીમાં રહી ગયું હોય એમ ગોઠવી દે એટલે ચોપડી ઉઘાડતા જ એ બિલ જયંતભાઈની નજરે ચડશે...અને...સમજી ગયો ને?'

'પણ...પણ...એવું કરવું ઠીક નહી. આપણે કંઈ જાહેરાત માટે ભેટ આપીએ છીએ?' મેં અચકાતા અચકાતા કહ્યું.

'ત્યારે શાને માટે?'

'શાને માટે તે આપણા મિત્રપ્રેમના પ્રતીકરૂપે!' મેં ખુમારીથી કહી દીધું.

'એટલે?' એમણે કહ્યું.

'એટલે કે મારી એના પ્રત્યે જે કંઈ લાગણી છે તેના પ્રતીક તરીકે, મારો એના પ્રત્યે જે કંઈ ભાવ છે તે દર્શાવવા...'

'ત્યારે હું ય ભાવ દર્શાવવાની જ વાત કરું છું ને? બિલમાં ભાવ લખ્યો હોય છે. અને ચોપડીમા બિલ મૂકી રાખવાથી એમને એ ભાવનું દર્શન થશે અને એ રીતે તારો ભાવપ્રદર્શનનો આદર્શ સિદ્ધ થશે' એમણે હસતા હસતાં કહ્યું.

'પણ હું તો ભાવ એટલે કે સ્નેહ દર્શાવવાની વાત...'

પરંતુ હું બોલું તે પહેલા તો એમણે ચોપડીના પહેલા પાને જાણે બૂકસેલરે નોંધી હોય એવી રીતે પેન્સિલથી આઠ રૂપિયા દસ આનાની કિંમત નોંધીને, પુસ્તકને રેશમી દોરીથી બાંધી પણ દીધેલું!

'આમ 'ભાવપ્રદર્શન' માટે બીજી બધી ભેટો કરતાં પુસ્તકોની ભેટ વધુ સગવડભરી છે. ભેટ લેનારામા પુસ્તકો વાચવા જેટલી સંસ્કારિતા છે એવું માની લઈને આપણે એમનું ગૌરવ કરીએ છીએ એ વાત પણ ખરી ને? અને ક્યારેક આપણે ભૂલમા જ કો'ક ચોપડી સારી જાણીને ખરીદી હોય અને પછી

બિનઅનુભવીને હાથે ખરીદાયેલી કેરીની જેમ એ ખાટી નીકળી હોય અને પુસ્તકવિક્રેતા પાછી લેતો ન હોય, તો મિત્રને ભેટ તરીકે આપીને એનાથી મુક્ત થવાની સગવડ પણ પુસ્તકો ભેટ આપવાના રિવાજથી જ મળી રહે છે।

અને છતાં ય એક પ્રોફેસર–મિત્રનાં પત્ની તો માને છે જ કે કોઈને લગ્નપ્રસંગે પુસ્તક ભેટ આપવું એ એક મોટું પાપ છે. એમના કહેવા મુજબ પુસ્તકો એ પત્નીના મોટામા મોટા હરીફો છે–ખાસ કરીને લેખકો, વિદ્વાનો અને પ્રોફેસરોની બાબતમા તો ખાસ. અને એથી જ તો એક વિદ્વાનનાં પત્નીએ બીજે ભવે પોતાને એ વિદ્વાનના પત્નીને બદલે કોઈ પુસ્તકનો અવતાર મળે એવી પ્રાર્થના કરી'તી કે જેથી પતિનો વધુ સંગ પામી શકાય।

આવા દાખલાઓમાં પુસ્તકો ભેટ આપવા એ એક મોટુ પાપ છે એ વાત ખરી, પણ કોઈ જ ન વાચી શકે એવા અઘરા 'ક્લાસિક' પુસ્તકો આપીને આ પાપનો ભય તો ઘણે અંશે દૂર કરી શકાય છે.

કોઈ સ્પિનિંગ માસ્તરને માર્ક્સના 'કેપિટલ'ના ગ્રંથો ભેટ આપીને કે કન્યા મળી જવાને લીધે ઇન્ટરથી અભ્યાસ છોડી દેનાર ધનિક પુત્રને, ટૉલ્સ્ટૉયની 'વૉર એન્ડ પીસ' આપીને પુસ્તકોને પત્નીનાં હરીફ બનતા સહેલાઈથી અટકાવી શકાય છે.

આમ છતાં લાગે છે તો એવુ કે હવે પુસ્તકો ભેટ આપવાનો રિવાજ જૂનો ગણાતો થઈ ગયો છે. પુસ્તકો ઓશીકા તરીકે કામ આવે છે, પતિપત્નીના ઝઘડાઓમાં હથિયારો તરીકે કામ આવે છે, ઘરના શણગાર તરીકે કામ આવે છે, પ્રભુના પયગમ્બરોનાં ગમ્બરોના રમકડા તરીકે કામ આવે છે, ઠંડી પડતી ચાના ઢાકણા તરીકે કામ આવે છે. ઉધઈઓનો ખોરાક બની કીડીઓના દર પૂર્યા જેવું પુણ્ય મેળવવાના કામમા આવે છે — આવા પુસ્તકોના અનેક ઉપયોગો હોવા છતાં ઘર–વ્યવસ્થામાં એના કરતાં ય વધુ

ઉપયોગી થઈ પડે એવી ભેટો આપવાનો આગ્રહ રખાવા માડયો છે.

મને વગર કારણે મહેજ શાણા ગણતા એક બહેને પણ મને 'એ લોકોને કંઈ 'ઉપયોગી' થાય એવું આપવું છે' કહીને આ વાત પર ઘણો વિચાર કરાવેલો. મેં તો એમને પુસ્તકો જ આપવાનું સૂચન કરેલું, પણ એ પસંદ ન આવ્યું.

'મારે એવું કંઈક આપવું છે કે જે એમને રોજિંદા વ્યવહારમા ઉપયોગી થઈ પડે.'

'ઉપયોગી તો જાણે...છાશ વલોવવાનો સંચો આપો તો છે,' મે કહ્યુ.

'એવી મશ્કરી ના કરો...જુઓ ને, હુ એમને ચાર આઈસક્રીમની પ્યાલીઓવાળું સ્ટેન્ડ આપું તો ?'

'સરસ ! આજકાલ એ સ્ટેન્ડ કે પાનસોપારીની ડબ્બીઓના સેટ જેવી વસ્તુઓ એટલી બધી અપાય છે કે તમારી જેમ બીજાંઓ પણ એવા જ પાંચસાત સેટો ભેટ આપશે...'

'અરે રામ, તો તો મારી ભેટનો કંઈ જ ઉપયોગ નહી રહે...' એમણે નિસાસો નાખ્યો.

'ઉંહુ, એવું નથી. એનો ય ઉપયોગ છે જ. ફરીથી પોલિશ કરીને એ ભેટ એ લોકો બીજાં પરણનારાઓને બારોબાર પધરાવી શકશે! એ લોકો ત્રીજા કોઈ યુગલને લગ્નપ્રસગે એ સપ્રેમ ભેટ આપી શકશે. અને એ યુગલ પાછુ ચોથા જ કોઈ યુગલને...'

'તો પછી મારે આપવુ શુ ? થોડીક બહેનપણીઓ મળીને રેડિયો સેટ ભેટ આપીએ તો...'

'એ તો અત્યંત ઉત્તમ ! પણ તમે તમારી બહેનપણીનું કલ્યાણ ઇચ્છો છો ને ?'

'હાસ્તો.'

'તો રેડિયો ભેટ ન આપતા.'

'કેમ વળી, આપણા રેડિયો કાર્યક્રમો...'

'ના, એટલા માટે નહીં. રેડિયો પણ પુસ્તકોની જેમ પત્નીનો હરીફ છે, કારણ કે બંનેનું કામ પતિના કર્ણદ્વયમાં અખંડ વાણીપ્રવાહ વહેવડાવવાનું છે, ફેર એટલો કે રેડિયોની સ્વીચ બંધ કરી એને મૂંગો કરી શકાય છે પણ પત્નીને...'

'જાઓ, જાઓ; હવે. હું તમારી સલાહ લેવા આવી ને તમને તો મશ્કરીઓ જ સૂઝે છે. હું તો મને ફાવે એ આપીશ... કોઈ ગૃહઉપયોગી વસ્તુ...કપડાંની ઈસ્ત્રી કરવાની એકાદ ઈસ્ત્રી...કે...

'અહાહાહા, એના જેવી તો ઉત્તમ એક પણ ચીજ નહીં.' કહીને હું ચૂપ રહ્યો.

'કેમ આ વખતે કંઈ બોલ્યા નહી ? કહોને કે વરરાજા એક 'સ્ત્રી' તો પરણી લાવ્યા હશે, ત્યાં બીજી ઇસ્ત્રીનું શું કામ છે ? કહો ને ! તમારે તો અમને બનાવવા જ છે ને!'

'ના ભાઈ, ના; મારાથી એમ કેમ કહેવાય ? બંને ઈસ્ત્રીઓની વાત જ જુદી છે. આ લોખંડની ઈસ્ત્રી તો કપડાની કરચલીઓ 'ભાંગવા' માટે છે, ત્યારે પેલી ગૃહરાજ્ઞી 'ઈસ્ત્રી' તો આર્યપુત્રના કપાળમાં કરચલીઓ 'પાડવા' માટે છે. એટલે...'

'બસ, તમે સલાહ આપી રહ્યા! હું જઉં છું,' કહીને એ બહેન જવાનું કરતાં હતા, પણ મારા પેલા વકીલ મિત્ર વચ્ચે પડ્યા.

'હં...કહું ? ઉપયોગી, ખૂબ ઉપયોગી એવી એક વસ્તુ સૂચવું ?'

'હાસ્તો. કઈ ?'

'ખૂબ ઉપયોગી વસ્તુ છે. એના ઉપયોગો અગણિત છે. કદાચ જગતની સૌથી વધુ ઉપયોગી વસ્તુ એ જ છે...'

'કઈ ? કહો તો ખરા ?'

'તમારી પાસે એ છે પણ ખરી. બજારમા લેવા ય નહી જવુ પડે. વજનમા હલકી છતાં એ વજન વધારવા માટે ઉત્તમ.'

'હવે તમારે કહેવુ છે કે નહી ? કઈ વસ્તુ ?'

'દસ રૂપિયાની એક નોટ !' એમણે કહ્યુ.

ભેટ પસંદ કરવાની ચિંતા અને પસંદ કરેલી ભેટમા કિંમત ન દેખાતી હોય ત્યારે 'ભાવપ્રદર્શન'મા પડતી મુશ્કેલી નિવારવા જ કદાચ આપણા શાણા વડીલો રોકડા રૂપિયાનો ચાલ્લો પસંદ કરતા હશે. ભેટની વસ્તુ પસંદ કરવામા આપણા મગજનું દહીં થાય છે, અને એ મળ્યા પછી એનું શુ કરવુ એ વિચારતા ભેટ લેનારના મગજનુ દહીં થાય છે એના કરતા અશોકસ્તંભના ત્રણ સિંહથી શોભતા, પૂર્ણિમાના ચંદ્ર જેવા, છાપરાના કાણાને લીધે જમીન પર પડતા તડકાનાં ચકરડા જેવા, વરકન્યાને ભાલે શોભતા કુમકુમના ચાલ્લા જેવા રોકડા રૂપિયા જ સારા એમ ઘણા દલીલ કરે છે.

પણ મને એમ નથી લાગતું. ચાલ્લાની સરળતા કરતા ભેટ શોધવાની મથામણ મને તો વધુ મધુર લાગે છે. આ પ્રસંગોએ જ આપણને—અકવિઓને કવિતા કરવાની તક મળે છે. ઉપયોગના વિચારને વીસરી જઈ, 'ભાવપ્રદર્શન'નો ખ્યાલ ભૂલી જઈ, રિવાજ અને ફેશનને એક ફૂંકથી ઉડાડી દઈ માત્ર આપણા એ મિત્ર પ્રત્યેના પ્રેમના પ્રતીક જેવી કંઇક નવલી ભેટ શોધવી, એ પ્રયત્નમા એક આનંદ છે—અંતરના ઉછાળાને વ્યક્ત કરવા માટે નવુ ભાવરૂપક શોધતા કવિને મળે છે એવો આનંદ. ભલે દિવાળીની બોણી વખતે પટાવાળાને રોકડા બે રૂપિયા આપો, 'સાહેબ'ને ખુશ કરવા ભલે ક્ષુધા સંતોષે એવો કેરીનો કરંડિયો મોકલો, કારણ એ તો વ્યવહાર છે! ભલે એ જડ બને, અરસિક

બને. પણ મિત્રના લગ્ન વખતે તો કોઈ નવલું પ્રતીક, આપણા સ્નેહને મૂર્તિમંત કરતું 'કંઈક,' જીવનમાં આનંદ પ્રગટાવી રહેલા મૈત્રીના કાવ્યને વ્યક્ત કરતું કોઈ ભાવરૂપક શોધવા મથવું એ એક લહાવો છે, મેળવવું એ એક સદ્‌ભાગ્ય છે. મંજૂર છે મને તો એ શોધવાની મૂઝવણ, મથામણ, 'માથાકૂટ...!'

## 'સો સો બોતલકા નશા હૈ, વાહ વાહમેં!'

'કેમ? આજે ક્યાંથી?' કાર્યાલયમાં બેઠાં બેઠાં ઝોકાં ખાતા તંત્રીશ્રી તરફથી મને પૂછવામાં આવ્યું.

'આજે આવવામાં કંઈ પાપ છે?'

'ના, પાપ તો શું? ભલે પધાર્યા; પણ દીપોત્સવી અંક માટે લેખ લાવ્યા છો?'

'ના.'

'સોમવારે લાવશો?'

'ના.'

'મંગળવારે તો મોડામાં મોડો ખરો જ ને?'

'ના.'

'આ વખતે લખવું જ નથી?'

'ના.'

'શા માટે નથી લખવું?'

'શા માટે લખવું?' મેં સામું પૂછ્યું.

'શા માટે..શા માટે...તે વાંચવા માટે.'

'કોને?'

'અમારે બધાને'

'દુનિયામાં બીજું બધું વાંચવાનું ખૂટી પડ્યું છે?'

'ના...પણ...'

'શેક્સપિયરનાં નાટકો બળી ગયા છે? નવલકથાઓ પર તીડ પડ્યા છે? લાયબ્રેરીઓ પર ઍટમબૉંબ પડ્યા છે?'

'ના...ના...'

'તો મારુ લખેલુ નહી વાંચો તો...નમ્ર રીતે કહું તો દૂબળા પડી જવાના છો?'

'એમ તો કેમ કહેવાય?'

'તો પછી મારે લખવુ શા માટે? આપો જવાબ.'

એમને-તંત્રીશ્રીને મનમા તો થયુ હશે કે ન લખવું હોય તો પડો સરીનદ્રાઈવના દરિયામાં! છતાં ય મલકાઈને એમણે કહ્યું: 'ચા-બા પીઓ, પછી વાત કરીએ.'

'ચા પીવાની વાત મંજૂર છે. બાકી લેખબેખ આપણે લખવાના નથી.'

'ઠીક, ઠીક, ચા તો પી લો પહેલાં.'

ચા પીતાં પીતાં એમણે વાત કાઢી:

'હમણા હમણા તમે સારું લખો છો.'

'કૃપાળ સારુ લખુ છુ? લખાણમા કંઈ દમ નહી ને...'

'એ તો તમને એમ લાગે. બાકી કિશોરલાલભાઈ કહેતા હતા...'

'કે?'

'કે તમારા લેખો સારા આવે છે.'

'કહે એ તો. મશ્કરી કરતા હશે.'

'પણ વાત ખોટી નથી હો! ઘણા એવુ કહે છે.'

'હં...' મેં મૌન રાખ્યુ.

'અમને તમારા માટે ઘણી આશાઓ છે. જો રણજિતરામ સુવર્ણચંદ્રક મારે આપવાનો હોય તો...'

'તો શું?'

'તમને મશ્કરી લાગશે. પણ, ખરેખર, તમને જ એ આપું.

તમારી કલમમાં જે સરસતા છે, તે ગમે તે વિવેચકને ગમી જાય એમ છે.'

'અને ખબૂચકને પણ.' હું મનમાં બોલ્યો.

'તમારે લેખ ન આપવો હોય તો ન આપશો. બેશક ન આપશો. પણ મને તો લાગે છે કે તમારા લેખો ગુમાવીને ગુજરાત ઘણુ ગુમાવશે. બીજી બધી ખોટ પુરાશે, પણ તમારા લેખોની ખોટ નહીં પુરાય.'

'એમ?'

'ત્યારે નહીં! તમે પેન હાથમાં લો એટલી વાર, ચોક્કસ કંઈક સરસ મળવાનું ..હં તો બોલો, કાલે રવિવારે કાંઈ પ્રયત્ન કરશો ને?'

'શેનો?'

'લેખ લખવાનો.'

'પણ...'

'હવે પણ ને બણ. તમારા જેવા વિના અમારા માસિક ચાલશે કેમ? ચોક્કસ લખવાનો હોં!'

'સારુ.' કહીને આપણે તો પાછા ફર્યા.

રવિવારે સવારે લખવા બેઠા, ગુજરાતના અણમૂલા લેખક. જેમના લખાણ પર વિવેચકો ખુશ છે, જેમના લેખ વિના માસિકો કોરા લાગે છે, જેમના લેખોથી મુગ્ધ થઈ કો'ક કો'ક તંત્રીઓની ઑફિસમાં ચા પાવામાં આવે છે–તેઓ લખવા બેઠા. પ્રતિજ્ઞા લીધેલી કે હવે લખવું નહીં, તો ય લખવા બેઠા!

શા માટે? મે વિચાર કર્યો અને મને તરત જ કારણ જણાઈ ગયું.

પ્રશંસામા જે જાદુ છે તે બીજા કશામાં નથી!

ઈશ્વરને બિચારાને ય આવું જ થાય છે. સત્યયુગમા તો વગર બોલાવ્યે ભગવાન ભક્તોને મદદ કરતા. પણ પછી એ ય

કંટાળી ગયા. અને એમણે જેને ને તેને મદદ કરવાની ટેવ છોડી દીધી.

અને પછી જ ઈશ્વરને પ્રાર્થના કરવાની રીત શોધાઈ. દુઃખ પડયે માણસ કહેતો : 'હે ઈશ્વર, અમને બચાવ !' પણ ઊંહું, સાભળે એ બીજા, ભગવાન નહીં ?

પછી ધીમે ધીમે પ્રાર્થના શરૂ થાય · 'હે ઈશ્વર, તુ દયાળુ છે, સર્વશક્તિમાન છે...'

એટલે ઈશ્વર મીંચેલી આખ જરા અધખુલ્લી કરે

'તું જ સૌનો આધાર છે. તુ વિશ્વનો નિયતા છે. તુ કૃપાળુ છે.'

અને સૂતેલા ઈશ્વર બેઠા થઈ જાય !

'તારી ઇચ્છા વિના તણુખલુંય હાલતુ નથી. તુ જ સૌનો સર્જક છે, સહારક છે. અમારો આધાર એક તુ જ છે. હે ઈશ્વર, તું દયાનિધિ છે, પરમ કૃપાળુ છે !'

અને ઈશ્વર ઊભા થઈને દોડતા ને દોડતા ભક્તને બચાવવા પહોચી જાય છે !

જે કીમિયો—પ્રશંસાનો, વખાણનો, વાહ વાહનો, જે અદ્ભુત કીમિયો—ભગવાન જેવા ભગવાન પર ચાલે છે, ત આપણ જેવા માનવીઓ પર ચાલે, એમા નવાઈ ખરી ?

દુનિયામાં એવું કોઈ નથી જેને પ્રશંસા ન ગમતી હોય પરમેશ્વરને વખાણ પસદ હોય એમ લાગે છે. 'ચાલ બેટા, ચાલ,' ઘોડાગાડીવાળો હમેશા કહેતો હોય છે 'હં, સારો બાપો. હાલો, હાલો.' એમ ખેડૂત બળદને કહેતો હોય છે. અને મને લાગે છે કે, 'મને આણે સગો કહ્યો' એમ મનમા ને મનમા ફુલાવાને લીધે જ ઘોડો અને બળદ આગળ ચાલવા માડે છે !

એક છેડે પ્રાણીઓ અને બીજે છેડે પરમેશ્વર, એ બંનેની

વચ્ચે આવી જતી માનવીની આખી જમાત આ રોગમાં ફસાઈ ગઈ છે. રોજ રસોઈ બગડતી હોય તો ય બેચાર દિવસ 'વાહ, શું રસોઈ થઈ છે! ખૂબ ધ્યાનથી બનાવી લાગે છે' એમ કહેતા જ બીજા દિવસથી રસોઈની બનાવટ સુધરી જાય છે. ગિરદીને લીધે ધૂંઆપૂંઆ થતા, બિલ બનાવનાર કલાર્કને ય હળવે રહી કહીએ કે 'ભાઈ, ખરા છો તમે હો! આટઆટલી ગિરદી છે તો ય મિજાજ ગુમાવતા નથી!' તો બસ, વગર લાઈનમાં ઊભા રાખ્યે એ આપણું બિલ પહેલું બનાવી આપશે અને 'મારો ભાઈ તો ડાહ્યો છે, હમણા છાપું લઈ આવશે,' એટલું સાંભળતાં જ દોડતાં દોડતા છાપું લઈ આવતાં બાળકો તો કોણે નથી જોયા? સાચું પૂછો તો પ્રશંસાથી ન ફુલાય એ માનવી, માનવી નથી પણ ફૂટબોલ છે, કારણ કે એ જ પ્રશંસાથી ફુલાતો નથી!

અને એક રીતે જુઓ તો, કાલિદાસથી માંડીને આજ સુધીના કવિઓએ બીજું કર્યું છે શું? 'અહો, પ્રિયા! આ નયનો મધુરાં!' કહ્યું, ને બસ ચાલ્યું, કવિતા રચાઈ ગઈ! એક કહે, 'તમને જોઈને મને ચંદ્ર યાદ આવે છે,' તો બીજો કહે, 'અરે, તમે તો એની હરીફાઈ કરો છો.' ત્યાં ત્રીજો પૂરું કરે, 'ચંદ્ર? એનું તે વળી શું ગજું? એ ક્યારનો ય શરમાઈને વાદળા પાછળ સંતાઈ ગયો!' પ્રિયાના વખાણ, પ્રકૃતિનાં વખાણ અને પરમેશ્વરનાં વખાણ, એ ત્રણનો સરવાળો એટલે જગતનું નેવું ટકા કાવ્ય-સાહિત્ય! હા, એટલું ખરું કે કૉપીરાઈટના કાયદામાં ન ફસાઈ પડાય એ માટે સૌ જુદી જુદી ઉપમાઓ ને જુદાં જુદાં રૂપકો યોજે, પણ મૂળે તો બધું ય એક જ ને? નરસિંહ મહેતાએ કહેલું કે 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપ અનંત ભાસે,' એમ મને ગાવાનું મન થાય છે: 'અખિલ કવિતામહીં એક તું પ્રશંસા, જૂજવે રૂપ

અનંત સારો!' (છકની ભૂલ છે, પણ વાંધો નહીં. તમારા જેવો સુજ્ઞવાચક એટલી ભૂલ પણ નહીં ચલાવી લે?)

આમ પ્રશંસા સર્વવ્યાપી છે, સર્વસ્વીકૃત છે. હા, એ વાત ખરી કે કેટલાક મહાપુરુષોને પ્રશંસા નથી ગમતી અમારી એક ઑફિસર મિત્રની જ વાત કહું. એમની એવી ખ્યાતિ છે કે એમને કોઈ દિવસ વખાણ નથી ગમતા તમે એમની પ્રશંસા કરવા માંડો, એટલે એ રોકડું પરખાવવાના: 'એમ વખાણ કર્યે ભોળવાઈ જાય એ બીજા, હું નહીં!' અથવા તો કહી દે: 'મને મસ્કો મારવાની જરૂર નથી. ખુશામતિયા માણસ આપણને પસંદ જ નથી.'

એકવાર એમને મેં કહ્યું.

'તમારામાં કેટલાક તો બહુ જ ખરાબ દુર્ગુણો છે.'

'હેં?' એ નવાઈ પામ્યા.

'હા, તમારી કેટલીક ટેવો તો બહુ જ ખરાબ છે. મને તો લાગે છે કે તમારા વખાણ કરનારા બધા મૂરખ છે.'

'એમ? એમ કેમ કહો છો?'

'મને તો લાગ્યું એવું કહું છું,' મેં કહ્યું, 'પણ તમારામાં કંઈક જો સારું હોય તો તે એક જ છે તમારાં વખાણથી તમે ફુલાતા નથી. જગતમાં બધાને વખાણ ગમે છે, પણ તમે એક જ એવા છો, જેને પ્રશંસાની પણ પરવા નથી.'

'એ ખરી વાત કહી.' એ ઉત્સાહમાં આવીને બોલી ઊઠ્યા, 'આપણને મસ્કો પસંદ જ નથી.'

'એ સદ્‌ગુણ કંઈ જેવો તેવો કહેવાય? ઉમદા હૃદયના માણસો જ એવું કરી શકે. વખાણથી ખુશ ન થાય એવો માણસ મેં તો એક જ જોયો...અને તે તમે!'

બસ, આટલું સાંભળતા તો એવા ખુશ થઈ ગયા કે વાત નહીં બીજા રવિવારે એમને ઘેર જમવા આવવાનું આમંત્રણ

પણ એમણે મને, ત્યા ને ત્યા જ આપી દીધું.

મને તો વહેમ છે કે અર્જુન 'હે કૃષ્ણ, તમે જ ખરા અક્કલ-વાળા છો, તમે જ મને બચાવી શકો એમ છો, બુદ્ધિ તો એક આપની જ' એમ જો થોડા થોડા શ્લોકને અંતે ન કહે રાખ્યુ હોત તો જરૂર શ્રીકૃષ્ણે આવડી લાબી ગીતા કહેતા થાકીને આખો કાર્યક્રમ જ માંડી વાળ્યો હોત!

સાગર ઊછળી ઊછળીને ભેટવા જાય છે, એટલા માટે જ ચંદ્ર ઊગતા આળસતો નથી; વાદળના દર્શને મોર નાચવા માંડે છે, એટલે જ મેઘ પોતાનાથી બને તેટલી ઓછી રજાઓ પાળે છે; અને કવિઓ, બીજો કંઈ કામધંધો ન હોવાથી, આ સૃષ્ટિના સૌંદર્યના વખાણ કર્યા કરે છે એટલે જ ઈશ્વર આ સંસારને સંકેલી લેતો નથી. 'લ્યુબ્રિકેટિંગ ઓઈલ' વિના કદાચ મોટરકાર ચાલે, પણ પ્રશંસા વિના આ સંસાર ન ચાલે, 'વાહ વાહ' શબ્દ બોલવાની બંધી કરી દો, અને પછી જુઓ કે બીજુ તો ઠીક પણ, એકાદો મુશાયરો કે સંગીતનો જલસો ય થઈ શકે છે ખરો? અને બીજે છેડે 'શાબાશ બેટાઓ, ખરા બહાદુર છો' એમ કહેવાની બંધી કરી દો અને જુઓ કે કોઈ યુદ્ધ પણ આઠદશ દહાડાથી લાંબું ચાલે છે? સાચું પૂછો તો, સ્વર્ગમાં પૃથ્વી જેટલી પ્રવૃત્તિ નથી ચેતન નથી, જીવનની રેલમછેલ નથી, એનું કારણ પણ એ જ હશે કે ત્યાં કોઈને કોઈનાં વખાણ કરવાની પડી નથી હા, સિવાય કે ઉર્વશી અને મેનકાના વખાણ! પણ ત્યારે, એટલે જ તો, ઉર્વશી અને મેનકાનાં નૃત્યનો અનંત ઝંકાર બંધ પડી જતો નથીને!

પણ પ્રશંસાના જાદુનો ખરો પરચો તો આ લેખ લઈને હું તંત્રીશ્રીને બતાવવા ગયો ત્યારે જ મેં જોયો.

'લો જનાબ, આ લેખ તૈયાર,' મેં લેખ આપતા કહ્યું.

'શાબાશ, છેવટ લખી આવ્યા ખરા!'

'હા, જુઓને.'

પણ વાંચતા જ એમનો મિજાજ ગયો:

'આ લેખ હું નહી છાપું.'

'કેમ ?'

'અરે, આ શું બધુ ભરડી માર્યું છે? આડકતરી રીતે એમાં તમે તમારાં વખાણની જાહેરાત કરી છે. આવુ તે ચાલે?'

'પણ જુઓને,'

'પણબણ કંઈ નહીં ચાલે. હુ આ લેખ છાપવાનો નથી'

'ઠીક.' કહેતાં મેં ચા મંગાવી. પીતા પીતા મે કહ્યું:

'તમે હોશિયાર તો ખરા!'

'કેમ ?'

'હું લેખ નહોતો લખવાનો તો ય તમે મારી પાસે લખાવી શક્યા.'

એ જરા મલકાયા.

'અને તે કેવી સરસ કરામતથી! મારા વખાણ કરીને જ તમે મારી પાસેથી કામ કઢાવી લીધું. એટલુ તો ચોક્કસ કે તમે માનવસ્વભાવના જબરા પરખંદા છો.'

સ્મિતરેખા આ વખતે બે ક્ષણ વધુ રહી.

'આવા કુશળ તંત્રીઓ હોય ત્યાં અંકની સરસતામા કંઈ કહેવાનું રહે?'

એમણે ખુશ થઈને મારા પ્યાલામાં બીજી ચા રેડી! અને સાથે સાથે જરા વિવેક કર્યો, 'એવું તે કંઈ...'

'અરે, જોજોને! તમારું સંપાદન એટલે શુ! વટ રહી જવાનો,' મેં કહ્યું. અને એ પુલકિત વદને ખાલી પ્યાલાને નીરખી રહ્યા.

'તો...' છેવટે ઊઠતી વખતે મેં ધીમે રહીને પૂછ્યું, 'આ લેખ...તમે છાપશો તો ખરાને?'

અને માનશો ? એમણે તરત હા પાડી દીધી. આવો દુષ્ટ લેખ નહીં છાપવાનો એમનો વિરોધ ઓગળી ગયો !

મને વળગેલું ભૂત એમને વળગાડી દઈ હું હળવે હૈયે બહાર નીકળ્યો.

ખરેખર, કહેનારે અદ્ભુત વાક્ય કહ્યું છે: ' સો સો બોતલ લકા નશા હૈ, વાહ વાહમેં !'

# નવા વર્ષના સંકલ્પો

આજથી આખુ વર્ષ વહેલા ઊઠવુ છે

હવેથી નિયમિત નોંધપોથી રાખવી.

આજ પછી કસરત કરી ન હોય તે દિવસે જમવું નહી.

કદી ચા ન પીવી.

હમેશા દોઢ કલાક ધ્યાન.

ત્રણ કલાક વાચવું, વાચવુ ને વાચવુ જ.

રોજ ગીતાનો એક એક શ્લોક...

પાઈએ પાઈનો વ્યવસ્થિત હિસાબ...

આખા સમાજમા જે દિવસે આ મન્ત્રોનુ મનોમન ઉચ્ચારણ શરૂ થઈ જાય ત્યારે સમજવુ કે તે દિવસે બેસતુ વર્ષ છે. જેમ શરદપૂનમની ચાદનીનુ વાતાવરણ કવિઓને ગાડા બનાવે છે, તેમ બેસતા વર્ષના દિવસની હવા પણ સામાન્ય જનોના મનમા કંઈક નવો ચમકારો લાવી દે છે. આપણને એકદમ બુદ્ધ, મહાવીર, વિવેકાનદ કે નેપોલિયન થવાની હોશ થઈ આવે છે; જીવનના વર્ષો નિરર્થક સરી જતા લાગે છે, અને એકદમ કઈક કરી નાખવુ —કંઈક તો કરી જ નાખવુ એમ થઈ આવે છે. રસમીમાસકો કહે છે કે ઉત્સાહના સ્થાયી ભાવનો સચારી ભાવ વીર રસ છે. એટલે જ કદાચ દિવાળીનો ઉત્સાહ ઘણાને માટે વીર રસમા પલટાઈ જાય છે, એમની આખમા ચમક આવે છે

અને કોઈ ધન્ય પળે એ આત્મસુધારણા માટે સંકલ્પ કરી નાખે છે: 'આજથી રોજ આ કરવું.' 'હવેથી કદી આ ન કરવું!'

પણ આ સંકલ્પોની મઝા જ એ છે કે એ 'કરતા' જેટલી મઝા આવે છે એટલી 'પાળતા' નથી આવતી. દાખલા તરીકે મને જ એક બેસતા વર્ષે કોઈએ સલાહ આપી કે મારે આત્મસુધારણા માટે કંઈ ઉચ્ચ સંકલ્પ કરવો. વહેલા ઊઠવાનું ઠરાવીને જો હું રોજ સાતને બદલે પાંચ વાગ્યે ઊઠું તો વર્ષે મારા ૭૨૦ કલાક બચે, ને પચાસ વર્ષની જિંદગીમાં ૩૬,૦૦૦ કલાક બચે. એટલે રોજ ફક્ત બે કલાક વહેલા ઊઠવાથી મારી જિંદગીમાં લગભગ ચાર વર્ષ જેટલો સબલખ વધારો થાય!

આ વિચારથી ભોળવાઈને મેં તો સંકલ્પ કરી નાખ્યો કે, બસ કોઈ દિવસ પરોઢના પાંચથી મોડા ઊઠવું નહીં. બેસતા વર્ષને દિવસે તો જાણે પાંચ વાગ્યે ઉઠાયું, પણ એ દિવસના થાકને લીધે, બીજની સવારે તો સાડાસાતે જ ઊઠ્યો. પછી પાંચમ સુધી તો જાણે દિવાળી જ કહેવાય, એટલે મોડા ઊઠવામાં વાંધો નહીં. છઠ્ઠને દિવસે પાંચ વાગ્યે જ ઊઠવું'તું, પણ બન્યું એવું કે બીજે દિવસે પાંચ વાગ્યે ઊઠવાનું છે એ વિચારે પાંચમની રાત્રે મને એટલી બધી ચિંતા થઈ કે રાતના દોઢ સુધી ઊંઘ જ ન આવી! આથી છઠ્ઠની સવારે પણ આઠ વાગ્યે ઉઠાયું. છતાં સાતમે દિવસે તો સંકલ્પ તાજો કરીને એલાર્મ ગોઠવ્યું'યે ખરું. પણ બીજે દિવસે સાડાઆઠે જ ખબર પડી કે કાંટો ખોટો ગોઠવાયો! પછીને દિવસે એલાર્મ ગોઠવતાં ધ્યાન રાખ્યું તો વળી ઘડિયાળ બગડી ગયું અને વહેલા ન ઉઠાયું. કાર્તિકી પૂર્ણિમા સુધી ઘડિયાળનું સમારકામ ચાલ્યું. વદ પડવાની રાત્રે એલાર્મ તો ગોઠવ્યું, પણ ચાવી આપવાનું ભૂલી જવાથી રાત્રે અઢી વાગ્યે ઘડિયાળ જ બંધ પડી ગયું!

આમ અનેક મુશ્કેલીઓ વટાવતાં વટાવતાં વદ સાતમે પાંચ

વાગ્યે બરાબર એલાર્મ વાગ્યું, એટલે સાડાપાંચે ઊઠ્યો તો ખરો; પણ પછી વિચાર આવ્યો કે ઊઠ્યા પછી દસ મિનિટ રહીને સૂઈ જવામાં વાંધો નહી. એમ કરવાથી કંઈ સંકલ્પનો ભંગ નથી થતો. પાંચ વાગ્યે ઊઠીને પાછા સૂઈ જઈએ તો ય પાંચ વાગ્યે ઊઠ્યા તો કહેવાઈએ જ ને? થોડા દિવસ આ પ્રમાણે કર્યા પછી એકવાર સવારે પાંચ વાગ્યે સૂતે સૂતે જ વિચાર આવ્યો કે, 'હે જીવ, આ બધી ઉપાધિ શાને? ચાર વર્ષ વધુ જીવવાને માટે જ ને? જીવનનો એવો મોહ શો? મંતોમહાત્મા-ઓ તો જીવનની માયા મૂકવાનું કહી ગયા છે, ત્યારે હું તો વહેલો ઊઠીને એ માયા વધારી રહ્યો છું! આવો મોહ શું કામ રાખવો?'

મારી આત્મસુધારણા તો આમ ફિલસૂફીને પંથે ચડી ગઈ, એટલે પેલો વહેલો ઊઠવાનો સંકલ્પ પણ, શબ્દરચના હરીફાઈના અરધા ભરાયેલા વ્યૂહ જેવો, એમ ને એમ પડી રહ્યો.

બેસતા વર્ષને દિવસે ઉત્સાહમાં આવી જઈને કરેલા મોટા ભાગના સંકલ્પોની આ જ ગતિ થાય છે એક જણે દિવાળીની રાતથી જ ચા છોડી દીધેલી. એમનો સંકલ્પ જીવેલો પણ ખરો! એક અઠવાડિયું, બે અઠવાડિયાં, ત્રણ અઠવાડિયા...એમણે ચા ન પીધી તે ન જ પીધી. માતાનો પ્રેમ, પિતાની આજ્ઞા, ભગિનીના આંસુ, પત્નીની ધમકી, મિત્રોની મશ્કરી, ચાની જાહેરખબરો— કોઈ એમને ચળાવી ન શક્યું. એમના એ સંયમનો મહિમા દિશ દિશામાં ગાજી રહ્યો. છેક સ્વર્ગમાં પણ એના તરંગ પહોંચ્યા ને ઇન્દ્રનું આસન પણ ડોલી ઊઠ્યું. પરંતુ થોડાંક અઠવાડિયાં પછી જ્યારે એ ભાઈ કો'ક માંદણીની માયામાં લપ-ટાયા તે વખતે એમને થોડા ઉપવાસ કરવા પડ્યા, અને ત્યારે એક ધન્ય ક્ષણે એમને જ્ઞાન થયું કે ચા પીવાથી ઉપવાસમાં રાહત રહે છે. એટલે એમણે હળવે રહીને ચા પીવા માંડી. એ

પછી તો, બેચાર મહિને માંદગી ગઈ તો યે ચા તો રહી જ પડી. અને હવે તો એ સાજા થઈ ગયા પછી પણ રોજના સાત સાત પ્યાલા ચા પીએ છે. આમ એમની માંદગીને બહાને એમનો સંકલ્પ સ્વર્ગે સિધાવ્યો અને ફરી કદી એણે પુનર્જન્મ ન લીધો.

ચા છોડવા જેવો જ બીજો એક લોકપ્રિય સંકલ્પ છે સિગારેટ છોડવાનો. ઘણુંખરું અરસિક પત્નીઓના અને દુષ્ટ ડૉક્ટરોના આગ્રહથી જ આ સંકલ્પ કરવો પડે છે. પણ અમરપટો તો, ભાઈ, કોણ લખાવીને લાવ્યું છે? સિગારેટના ધુમાડાની જેમ આવા સંકલ્પને પણ વેરાઈ જતા વાર નથી લાગતી. કેટલાકને વળી દરેક કામમાં નિયમિત થઈ જવાની ધૂન વળગે છે. પણ એ ય કેટલા દિવસ? જ્યાં સૂરજ જેવો સૂરજ પણ વરસમાં અમુક મહિના રોજ થોડી થોડી સેકંડો મોડો ઊગે છે, અને પછી પાછો અમુક મહિના, આઈસક્રીમ પાર્ટીમાં આવી પહોંચતા મિત્રોની જેમ, રોજ થોડી થોડી સેકંડ વહેલો ઊગે છે, ત્યાં નિયમિત થવાની મહેચ્છા રાખનાર પામર માનવી તે વળી કોણ? હા, કેટલાક મહાપુરુષો નિયમિત બની શક્યા છે ખરા; પણ એ લોકો નિયમિત છે એટલે મહાપુરુષ નથી થયા, પણ મહાપુરુષ છે એટલે નિયમિત થઈ શક્યા છે.

એક સંબંધીએ નવા વર્ષને દિવસે ક્રોધને જીતવાનો સંકલ્પ કરેલો. આમ તો એ વા વાતા ચિડાય ને પાન ખરતાં પીડાય એવો એમનો સ્વભાવ. પણ બેસતા વર્ષને બીજે દિવસે સવારે તો આ સંકલ્પના સંતોષમાં મલકાતા મુખે એમણે પત્નીને બૂમ મારી : 'અરે, સાંભળો છો કે?'

'શું છે?' અંદરથી જ શ્રીમતીએ જવાબ આપ્યો.

'હવે, અહીં આવ તો ખરી!'

'પણ છે શું?...લ્યો, કહો, શું કામ છે?'

'જો,' એમણે સ્મિતથી શોભતા મુખડે કહેવા માંડયું, 'ગઈ કાલથી મેં નક્કી કર્યું છે કે કદી કોઈના શબ્દોથી અકળાવું નહીં...' હોય, દુનિયા છે'—કહીને હસી નાખવું.'

'ઠીક.' પત્નીએ પાછા ફરવા જતાં કહ્યું.

'તને મારો આ સંકલ્પ ન ગમ્યો ?' એમણે પૂછ્યું.

'ગમ્યો; પણ પાળો ત્યારે ખરા.'

'શું કહ્યું ?' એમનું સ્મિત વિલાયું, 'પાળો ત્યારે ખરા એટલે ? શું મારામા એટલો નિયમ પાળવાની પણ તાકાત નથી ?'

'હશે તો જોઈશું ને !'

'એટલે ? તું તારા મનમા સમજે છે શું ? હુ તે કંઈ... હું તે કંઈ...' અને ખલાસ ! એન્જિન બગડયુ, મિજાજ છટકયો. એ તો આખી સોસાયટી ગજાવવા જતા હતા, ત્યા એમના શ્રીમતીએ એમને યાદ કરાવ્યુ કે એમનો સકલ્પ એમણે ત્યા ને ત્યાં જ તોડયો હતો, ત્યારે જ માંડ માડ એ શાન્ત પડયા !

આમ, નવા વર્ષના સકલ્પો એટલે વહેલી પરોઢનું ઝાકળ. બે ઘડી સંતોષ આપી પાછું ઊડી જવાનુ. વૈશાખની બપોરે જેમ વંટોળિયા જાગી જાગીને પાછા સૂઈ જાય છે અથવા તો શિયાળાની સવારે જગતના કો' અગમ્ય ખૂણેથી એકાદ શરદીનુ મોજું આવી આપણો કબજો લઈ લે છે અને દિવસભર રમાડી-રડાવીને અંતે આવ્યુ હતુ એમ અનંતમાં ચાલ્યુ જાય છે, કે પછી ઉસ્તાદના જલસામા કોઈ સંગીત બરાબર જામ્યુ હોય ત્યારે ઊંઘતું એકાદ ઝોકું આપણને પાવન કરીને, તબલાની પાછી એક જબરદસ્ત થાપે આપણને ચમકાવીને ભાગી જાય છે, એમ આત્મસુધારણાના ઉત્સાહનું મોજું પણ દર બેસતા વર્ષે આવે છે અને આવીને પાછું ઊડી જાય છે. વર્ષને આરંભે હોય છે એટલા વ્યાયામવીરો આખા વર્ષમાં નથી હોતા. કારતકની

શરૂઆતમાં હોય છે એટલા ગીતાભક્તો બીજા અગિયારે મહિનામાં નથી હોતા. બેસતા વર્ષને બીજે અઠવાડિયે હોય છે એટલા સંયમી જનો બાકીનાં વર્ષભરમાં ક્યારે ય જણાતા નથી. તે આ કારણે જ.

એટલે મારા ભાગેલા સંકલ્પોનો વિચાર કરતાં ક્યારેક નિરાશાની પળોમાં મને થઈ આવે છે કે હવે તો કદી બેસતા વર્ષના સંકલ્પો કરવા જ નથી. પણ દુઃખ એ છે કે મારો આ સંકલ્પ પણ ટકતો નથી! ફરીથી બેસતું વર્ષ આવે છે અને હું સ્વપ્ના રચવા બેસી જાઉં છું, ઉત્સાહથી નવા સંકલ્પો કરી નાખું છું, ક્યારેક સહેજ સુધરતો લાગું છું, ક્યારેક નાગલોકમાં જઈને પૃથ્વી પરની પ્રિયતમાને ભૂલી જનાર રાજકુમારની જેમ હું અન્ય પ્રવૃત્તિની ધમાલમાં પેલા સંકલ્પો વીસરી જઉં છું, અચાનક ઝબકીને જાગી જઉં છું, ફરીથી દૃઢ નિશ્ચયી બનું છું, પણ તે ય પુનઃ સંકલ્પને વીસરવા માટે જ—કાનમાં પેલો રોમાંરોલાં મને કહ્યા કરે છે: 'સ્વપ્ના તો જીવનના ધનુષ્યની પણછ જેવા છે ભાઈ, એ પણછ ખેંચાઈ હશે તો ક્યારેક પણ કાર્યનું તીર નિશાન ભણી ઊડશે.' અને મારા બધા ય સંકલ્પોના રોપા ફૂલીફાલી મહેકી ઊઠ્યા હશે એવા દિવસની કલ્પનામાં હું નહીં પાળેલા સંકલ્પોની વ્યગ્રતા વીસરી જઉં છું!

*

# હું અને ક્રિકેટ

હું ક્રિકેટના મેદાન પર પહોંચ્યો ત્યારે મૅચ ચાલુ થઈ ગઈ હતી. પ્રેક્ષકોમાંનાં ઘણાં જોતા હતાં. કોઈ બેઠા બેઠાં ઝોકાં ખાતાં હતા, ને વચ્ચે વચ્ચે લોકો હર્ષના પોકારો કરે કે તાળીઓ પાડી ઊઠે ત્યારે ટટ્ટાર થઈ જઈ પોતાનો સૂર પુરાવી લેતાં હતા ! બીજા કેટલાકે વળી ચિનાઈ શીંગના અખંડ ચર્વણનો કાર્યક્રમ રાખેલો હતો. કેટલાક વળી વાતોમાં જ ગૂંથાયેલા હતા. કેટલાક શૂન્ય દૃષ્ટિએ — ગાયની આંખોમાં હોય છે એવી જ શૂન્ય દૃષ્ટિએ — ખેલાડીઓ સામે જોઈ રહેલા.

મને તો તે દિવસે મૅચ જોવામાં મજા ન આવી. કંટાળીને ઊઠવાની તૈયારી કરતો હતો ત્યા અચાનક જ ચારે બાજુ ઘોઘાટ થઈ રહ્યો. રમનારા બધા એક બાજુ દોડી ગયા. પ્રેક્ષકો મેદાન પર ધસી ગયા. મેં જોડેવાળાને પૂછ્યું : 'હુલ્લડ થયું ?'

'ના, લંચ ટાઈમ થયો ' એમણે કહ્યું.

હું ભદ્રંભદ્ર ન હતો એટલે સમજી ગયો કે એકલા રમનારાઓને જ લંચ-નાસ્તો મળશે. પણ મને તો ઊલટો ભદ્રંભદ્રને કોર્ટમાં થયેલો એવો ઊંધો જ અનુભવ થયો ! બહાર નીકળ્યો ને જોયું તો જનતા બધી નાસ્તો કરવા મંડી પડેલી ! હું પણ એક રેસ્ટોરામા ઘૂસ્યો અને આરામથી થોડી વારે શરૂ થયેલી કોમેન્ટરી માંભળતો બેઠો.

આમ તો મને ક્રિકેટનો બહુ શોખ. હાથમાં બૅટ ઘુમાવીને ચોગ્ગા–છક્કા મારવાની અનોખી મઝા છે એવું બોલીંગનું ય છે. હાથમાં બોલ રમાડતાં રમાડતાં કોઈ અજબ અદાથી ચાલવું, પછી દોડીને સામે રમતા ખેલાડી તરફ સમસમાવીને બોલીંગ કરવી અને પછી જાણે કંઈ કર્યું જ નથી એમ નિરપેક્ષ ભાવે જોઈ રહેવું એ બધાની વાત જ જુદી છે પણ ક્રિકેટની ખરી મઝા તો ફીલ્ડિંગ કરવામાં છે. એના જેટલી મઝા તો બોલિંગમાં કે બૅટિંગમાં પણ નથી આવી, તો જોવાની તો વાત જ ક્યાં રહી?

હા, એક-બે વાર અમ્પાયર થયેલો ત્યારે લહેર આવેલી ખરી. વર્ષો પહેલાં એકવાર હું અમ્પાયર બનેલો — હા, અમને પણ લોકો ક્યારેક અમ્પાયર બનાવે છે!—ત્યારે એક રમનારો બિચારો નોટઆઉટ હતો. મારી નજર પ્રેક્ષકો તરફ હતી, એટલે રમનારામાંથી કોકે બૂમ પાડી 'આઉટ'! અને ઉત્સાહમાં આવી મેં પણ બૂમ પાડી દીધી, 'આઉટ!' રમનારો પણ સડક થઈ ગયો! બીજાઓને પણ નવાઈ લાગી. એમણે તો દલીલો પણ શરૂ કરી દીધી: 'આ તે કેમ કરીને આઉટ કહેવાય?' આમ થયું ને તેમ નથી થયું, ને બૉલ આમ ગયેલો ને બૅટ તેમ હતું, ને એવી તો કંઈ કંઈ દલીલો થઈ. એમની એ દલીલો ખરી પણ હતી. પણ હું તો અમ્પાયર! બ્રહ્મા અને અમ્પાયર એ બેના શબ્દો કદી ખોટા હોય જ નહીં ને! આપણે તો ઝીણી આંખો કરીને ચુકાદો આપી દીધો: 'નો, નો, નો! નો આર્ગ્યુમેન્ટ્સ. વૉટ અમ્પાયર સેઝ, ઈઝ ઑલ્વેઝ રાઈટ.' રમનારાએ ઘણા ય માથા પછાડયા, પણ અમ્પાયર સાહેબનો નિર્ણય એટલે ખલાસ! બિચારો તાળીઓના ગડગડાટ વચ્ચે ટેન્ટમાં પાછો ગયેલો અને ત્યારે અમ્પાયરે — એટલે કે મેં — જે ગૌરવ અનુભવેલું તે જિંદગીમાં નહીં ભુલાય! પછી તો જો કે

મારા 'અમ્પાયર સેઝ...' કરવાને પરિણામે અમારે અમારાં સ્ટમ્પ્સાં અને બૉલબૅટ પારકા મેદાન પર છોડીને ભાગી આવવું પડેલું. પણ બસ, મારી અમ્પાયર તરીકેની કારકિર્દી તે દિવસથી પૂરી થઈ ગઈ છે.

પણ અમ્પાયરશિપનો એ અમૂલો બાદશાહી આનંદ બાદ કરીએ તો ક્રિકેટમાં મને ગમતી વસ્તુ માત્ર ફીલ્ડિંગ જ છે. ક્રિકેટમાં — અને જીવનમાં — ખેલાડીઓના બે મુખ્ય વર્ગ હોય છે : એક વર્ગના ખેલાડીઓની નજર સદા બૅટ ઉપર જ હોય છે, ચોગ્ગા અને છગ્ગાનાં જ એ સ્વપ્નાં જોતા હોય છે. જ્યારે જ્યારે કોઈક આઉટ થાય છે ત્યારે પોતાનો વારો આવવાની આશાએ એમનું હૈયું નાચી ઊઠે છે; પણ કૅપ્ટન કોઈ ત્રીજાને બૅટ પકડાવે છે, એટલે એ પાછો દુઃખના દરિયામાં ડૂબી જાય છે! ફીલ્ડિંગ એ એમને મન સજા છે, બૅટિંગ જ એમને મન જીવવાનો ખરો લહાવો છે. અને એ લહાવાની રાહ જોવામાં તથા એ મળ્યા પછી એમાંથી ધારી મોજ ન મેળવી શકવાના શોકમા જ એમનું બાકીનું જીવન પસાર થાય છે.

જ્યારે બીજો લઘુમતીનો વર્ગ છે — ફીલ્ડિંગ-પ્રેમીઓનો. હું એ વર્ગમાં છું. મને ખુશ કરવાની દાનતથી એક જણે કહેલું કે ફિલસૂફોને હમેશા ફીલ્ડિંગ જ ગમે છે, બૅટિંગ કે બૉલિંગ નહીં. કદાચ એની વાત ખરી પણ હોય! કારણ આ માયાવી સંસાર અને એમાં રમાતી આ માયાવી ક્રિકેટની રમત વિષે ચિંતન કરવાની જેવી તક ફીલ્ડરોને હોય છે એવી કોઈને ય નથી હોતી. સિકંદરને જો બૅટિંગનો, છગ્ગા લગાવવાનો, શોખીન ગણીએ તો ડાયોજિનિસને મારા જેવો ફીલ્ડિંગ-પ્રેમી ગણવો જોઈએ. સરોવર વચ્ચે રહ્યા છતાં અણભીંજ્યા રહેતા કમળ જેવી સ્થિતિ ફીલ્ડરની હોઈ શકે. બૅટિંગ કે બૉલિંગ કરનારની તો એવી નહીં જ ને?

પણ ફીલ્ડિંગ ફીલ્ડિંગમાં ય ફેર હોય છે. દર વખતે 'એ બૉલ આવ્યો, એ કૅચ આવ્યો' એમ બોલે બોલે શ્વાસ અદ્ધર થઈ જતો હોય તો એવા સ્વભાવવાળાએ ફીલ્ડિંગ કરવા કરતાં સરકસમાં દોરડાં પર ચાલવાનો ખેલ કરવા જવું વધુ સારું. ફીલ્ડિંગનો સાચો આનંદ મેળવવા તમારામાં ઉદારતાનો સદ્‌ગુણ હોવો જોઈએ. રમનારો બિચારો બેચાર રન વધારે લઈ ગયો તો ય શું, ન લઈ ગયો તો ય શું; એકાદ કૅચ ઝડપ્યો તો ય શું, ન ઝડપ્યો તો ય શું; અંતે તો ક્રિકેટર માત્રને ટેન્ટ ભેગા કે લંચ ભેગા જ થવાનું છે ને? એવી સ્વસ્થ દૃષ્ટિ રાખનાર જ ફીલ્ડિંગની મઝા ભોગવી જાણે છે. એક જમાનામાં, નાનપણમાં જ્યારે હું ક્રિકેટનો ખેલાડી હતો ત્યારે, મારે ને કૅપ્ટનને આ અંગે ઘણો મતભેદ થતો.

'તમે અહીં ઊભા રહો,' સૂરજનો તડકો મોં ઉપર આવે અને બૉલ પણ વધારે આવે એવી, ફીલ્ડના વચલા ભાગની એકાદ જગ્યા બતાવીને કૅપ્ટન સાહેબ મને કહેતા.

'એના કરતાં તમે જ અહીં ઊભા રહો તો?' હું પ્રેમથી સૂચન કરતો, અને ઉદારતાથી ઉમેરતો, 'મને તો ત્યાં સામેની બાજુએ — છેક છેડે બાઉન્ડરી પાસે ઊભો રાખશો ને તો ય હું વાંધો નહીં લઉં, હો!'

કૅપ્ટન બિચારો 'ના ના, તમે અહીં જ ઊભા રહો' એમ કહી બીજાને સૂચનાઓ આપવા જતો એટલે હું મેદાનને પેલે છેડે ઊભેલા કોઈ મિત્ર જોડે જગતની અસારતા વિષે વાર્તાલાપ કરવા ઊપડી જતો.

થોડી વારે બીજાઓને ગોઠવી કૅપ્ટન મૂળ સ્થાને પાછો આવતો, ત્યારે મને ગોઠવેલો એ જગ્યાએ હું ન હોઉં એટલે એને નવાઈ લાગતી. બિચારો ભલોભોળો માણસ! એટલું ન સમજે કે આ જગતમાં જ્યાં ધરતીકંપોને લીધે યુગે યુગે જળ

ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ થઈ જાય છે, મોટા મોટા નગરો અદૃશ્ય થઈ જાય છે ત્યા મારા જેવો એક નાચીઝ માણસ સંજોગવશાત્ પહેલાંની જગ્યાએ અદૃશ્ય થઈ જાય એમા નવાઈ શી?

ગમે તેમ પણ એની જોડે વાટાઘાટોને પરિણામે કંટાળીને છેલ્લો દાવ આપવાની શરતે એ મને મેદાનને છેક છેડે ફીલ્ડિંગનું કામ સોંપવા કબૂલ થતો, પણ તે ય બબડતો બબડતો! સાચુ પૂછો તો મારે અને કેપ્ટનોને પહેલેથી લેણાદેણી જ નથી. કો'ક વાર હું ફીલ્ડિંગ કરતો હોઉં અને એ કરતાં કરતાં કોઈ જોડેવાળા ફીલ્ડરની હેટને તાકીને કાંકરા મારતો હોઉં ત્યાં એકાદ બૉલ ઝડપથી મારી પાસેથી પસાર થઈ જાય! હવે આવે વખતે કૅપ્ટન ખૂબ છેડાઈ પડે. એ કહે: 'તમે બૉલ રોક્યો કેમ નહીં?' પણ આનું તો ભાઈ, એવું છે ને કે બૉલ આવે ત્યારે આપણા જેવા વિચારશીલ માણસનું ધ્યાન હોય બીજા વિચારમાં. બૉલ આવે ત્યારે એ વિચારોને મગજના એ વિષયના ખાનામાં ભરી દેવા, ખાનું બંધ કરી, તાળું મારી નવી કૂંચી શોધી, મગજનું ક્રિકેટ-વાળું ખાનું ઉઘાડીએ ત્યા સુધીમા તો બૉલ સડસડાટ પસાર થઈ પણ ગયો હોય. હવે તેમ જ કહો, આવા સંજોગોમા એ બૉલ રોકવો પણ કેમ કરીને? અને બૉલ ન રોક્યા બાબત તો ઠીક, પણ એ બાઉન્ડરીએ પહોંચી ગયા પછી જે નિરાંતથી હું ધીમે પગલે એ લેવા જતો તે જોઈને કૅપ્ટનોને ખૂબ ગુસ્સો ચડતો. મારી માન્યતા એવી છે કે પાસેથી પસાર થઈ ગયેલા બૉલ પાછળ દોડનારો માણસ ગુમાવેલી તક પાછળ દોડનાર જેવો મૂરખ લાગે છે. ગયું તે ભલે ગયું, ભૂતકાળને બદલે આપણે ભવિષ્ય તરફ દૃષ્ટિ રાખવી જોઈએ. હવેથી આવનારા ફટકાઓનો આપણે વિચાર કરવો જોઈએ, લેવાઈ ગયેલા ચોગ્ગાનો નહી, એવી ભાવના હું રાખી શકતો, કેપ્ટનો ન રાખી શકતા, ને એમા જ

બધી ઉપાધિ ઊભી થતી.

અને આ તો ઠીક, પણ ક્રિકેટની રમતની એક મોટી નબળાઈ એ છે કે એમાં ફીલ્ડરોના રાજ્યની હદો નક્કી કરેલી નથી હોતી. અમુક બૉલ આવે છે તે આપણી હદમાં છે કે બીજા કોઈ ફીલ્ડરની હદમાં, એને આપણે રોકવો જોઈએ કે બીજા કોઈએ, એ કેમ ખબર પડે? મારા પૂરતો તો હંમેશાં એ પ્રશ્ન ઊભો રહેતો કે બૉલ કોની હદમાં છે? પુરાણા કાઠિયાવાડનાં રજવાડાઓ જેવી જ મુશ્કેલી મારી અને મારા જેવા જ ફીલ્ડિંગ-પ્રેમીઓ વચ્ચે ઊભી થતી. ઘણુંખરું અમે સૌ આ બાબતમાં ઉદાર રહેતા ને હમેશાં અમારામાંનો દરેક જણ એમ જ કહેતો કે 'બાલ મારી હદમાં નહીં' પણ પેલા જોડેનાની હદમાં છે.' (બોધઃ જગતનાં રાષ્ટ્રો પોતપોતાની સીમાઓ માટે અમારા જેવું ઉદાર વલણ દાખવે તો વિશ્વયુદ્ધો કદી ન થાય.) છેવટે કૅપ્ટન આવીને એ બૉલ કોણે લઈ આવવો એ ઠરાવતો. જોકે ઘણી વાર કોઈ ઉત્સાહી ભાઈઓ મારી હદમાં આવીને પણ બૉલ લઈ જતા; પણ હું તો કદી એનો વિરોધ કરતો જ નહીં, ભલેને એ બિચારો રમવાનો લહાવો લે, આપણે સંકુચિત માનસ તો કદી રાખવું જ નહીં. પણ આવે વખતે ય પાછો કૅપ્ટન આવીને ધાંટા પાડી જતો કે 'બૉલ તમારી પાસેથી ગયો તો ય તમે કેમ ન રોક્યો કે છેક પેલાને આવીને લઈ જવો પડ્યો?' હે દુનિયા! હે દુનિયાના કૅપ્ટનો!

રમતને છેક અંતે અંદર અંદર એકબીજા તરફ કાંકરા ફેંકી બૉલિંગની પ્રૅક્ટિસ કરતા મારા જેવા ફીલ્ડિંગ-પ્રેમીઓનો બૅટિંગ કરવાનો વારો આવતો. હું ફટકા લગાવતો, સરસ લગાવતો, પણ મોટે ભાગે તો હું જે ઉદારતા બીજા બૅટ્સમેનો પ્રત્યે રાખતો તે એ લોકો ફીલ્ડર્સ તરીકે મારા પ્રત્યે ન રાખતા. એકાદ સરસ ફટકો લગાવી, હું બંસીધારી કૃષ્ણકનૈયાની જેમ

એક પગની આગળ બીજો પગ રાખી, બૅટને ટેકે અદાથી ઊભો રહી, ગગનમાં અદ્ધર જતા બૉલને નીરખી રહ્યો હોઉં ત્યાં એ બૉલને 'કૅચ' થઈ જાય! મે જે રમનારના સંખ્યાબંધ કૅચ ગુમાવી એની બૅટ્સમેન તરીકેની જિંદગી અનેક વાર લંબાવી આપી હોય તે જ મારા એ બૉલને 'કૅચ' કરી લેતા! માનવ-જાતનું આ વિશ્વાસઘાતીપણું જોઈ મારુ મન પણ ભાંગી જતું અને હું બૅટ લઈને ટેન્ટમાં પાછો આવતો રહેતો.

આ રીતે છગ્ગા લગાવીને મેં ક્રિકેટનો જે કંઈ આનંદ પ્રાપ્ત કર્યો છે, કે કાતિલ બૉલિંગ કરીને બીજાને ખેરવી નાખ્યાનો દુષ્ટ સંતોષ પણ જે કંઈ મેળવ્યો છે તેના કરતાં ફીલ્ડર તરીકે જ વધુ વિશુદ્ધ આનંદ મેળવ્યો છે. મને તો લાગે છે કે ક્રિકેટમા તેમ જ જીવનમાં બૅટ્સમેન તરીકે અદ્ધર શ્વાસે જીવવા કરતાં પણ નિરાંતે ફીલ્ડિંગ કરતા કરતાં, રમ્યા છતાં નહી રમવામાં, ખેલાડી હોવા છતા પ્રેક્ષક, અને પ્રેક્ષક હોવા છતા ખેલાડી રહેવામાં, રંગાયા વિના જોઈ શકવામાં એક અનોખી મઝા છે, એક ઑર આનંદ છે. અને એ આનંદને ગીતાકારે પણ બિરદાવ્યો છે ને?

# સાહિત્યમાં અપહરણ

'આપણા સાહિત્યમાં ભાઈ ઉઠાંતરીનું જોર ભારે છે.' એક જણ ફરિયાદ કરે છે.

'આપણા સારા સારા લેખકો પણ અંગ્રેજી કે બીજેથી તફડાવતાં અચકાતા નથી.' બીજા ભાઈ સૂર પુરાવે છે.

મૌલિક વાર્તાઓ યે પૂર્વાવતારમા કોઈ અંગ્રેજી, હિંદી કે બંગાળી વાર્તા જ હોય છે.' ત્રીજા મિત્ર જાહેર કરે છે.

'એટલે તો કો'કે કહ્યું છે કે આજની અંગ્રેજી વાર્તા એ આવતી કાલની ગુજરાતી, મરાઠી કે હિંદી મૌલિક વાર્તા છે!' ચોથા મિત્ર સુવાક્ય ટાંકે છે.

આપણે ત્યાં તેમજ અન્યત્ર, અહીં તેમજ વિદેશોમાં, સાહિત્યના ક્ષેત્રમાં થતાં અપહરણો, ચોરી, તફડંચીથી ઘણા મિત્રો અકળાય છે. એમની અકળામણ અસ્થાને છે.

જીવનમાં અપહરણનાં સુંદર ક્ષેત્રો બે છે: એક તો લગ્નનું અને બીજું સાહિત્યનું.

લગ્નના ક્ષેત્રે તો વીર પુરુષો પુરાણા સમયથી અપહરણો કરતા આવ્યા છે. અર્જુન બાણાવળીએ સુભદ્રાનું હરણ કરેલું અને શ્રીકૃષ્ણે એ કરાવેલું. શ્રીકૃષ્ણનો પૌત્ર અનિરુદ્ધ પણ દાદાનો દીકરો હતો. એ અને ઓખા તો વળી પૂરા રસિક આત્માઓ કે બન્નેએ એકબીજાના હરણ કર્યાં! ચંદ્રે રોહિણીનું હરણ

કર્યું અને રાવણે સીતાનું ! બાકી કંઈ ચંદ્ર કે રાવણને ઘેર પત્નીઓની ખોટ હતી ? પણ જ્યાં સુધી અપહરણ ન કરે ત્યાં સુધી એમને શૂરવીર કોણ કહે ? એટલે તો એમનાથી માંડીને તે છેક પૃથ્વીરાજ અને રા'ખેંગાર સુધીનાઓએ અપહરણ કરવામાં ગૌરવ માન્યું છે.

પહેલાં લગ્નના ક્ષેત્રમાં અપહરણો થતાં, હવે સાહિત્યના ક્ષેત્રમાં થાય છે. એમાં અકળાવાનું શું ? વીર પુરુષો માટે કન્યાઓનું અપહરણ કરવાની તકો હવે ઓછી થઈ ગઈ છે. પણ એથી કંઈ વીર પુરુષોનો ઉત્સાહ દાબ્યો દબાય ? એમણે હવે સાહિત્યક્ષેત્રે એ વીરત્વ દાખવવા માંડ્યું હોય તો એમાં કંઈ અસ્વાભાવિક નથી. સામાન્ય ક્ષુદ્ર લેખકો ભલે પોતાની કાલીઘેલી મૌલિકતામાં રાચે, સાચા શૂરાઓએ તો અપહરણ દ્વારા કીર્તિ મેળવવામાં જ ગૌરવ માનવું જોઈએ જોજનો દૂર આવેલા મહારાષ્ટ્ર, બંગપ્રદેશ કે પછી છેક આંગ્લદેશથી સાહિત્યકૃતિઓનું અપહરણ કરી એને પોતાની કરવી, એ આપણા વધ્યાઘટ્યા વીરત્વનો સ્વાભાવિક ઉન્મેષ છે. પહેલાના વીર પુરુષો વનિતાઓ ઉઠાવી લાવતા, હવેના વાર્તા !

ઓહોહોહો ! આપણે એ કલાનો કેટલો બધો વિકાસ કરી નાખ્યો છે ! કન્યાઓના અપહરણો તો ઘણુંખરું એકસરખી રીતે થતાં. પેલો વીર પુરુષ પેલી બિચારી કન્યાને આગળ ઘોડા પર બેસાડી ઘોડો દોડાવી મૂકે તે સીધો ઘેર ! કે ક વળી ઘોડાને બદલે રથ કે વિમાનનો ઉપયોગ કરતા. પણ એકંદરે એ બધી રીતોમાં ખાસ કંઈ ભેદ ન હતો, નિત્યનવીનતાનું દર્શન ન હતું. સાચું પૂછો તો આને લીધે જ અપહરણની કળા એટલી બધી નીરસ બની ગઈ હતી કે લગ્નના ક્ષેત્રમાંથી એ પદ્ધતિનું મહાત્મ્ય જતું રહ્યું છે.

પણ સાહિત્યનાં અપહરણોની વાત જુદી છે.

લેખકો બીજાઓની વાર્તાઓ ઉઠાવવામાં પણ પોતાની મૌલિકતા દર્શાવી રહ્યા છે. કોઈ ભાઈ અંગ્રેજી લેખનું માત્ર મથાળું બદલી પોતાને નામે રેડવે છે, તો કોઈ વીર પુરુષો તો મથાળું પણ નથી બદલતા ! કોઈ મિત્રો નાટક કે વાર્તાનો આરંભ અને અંત સહેજ બદલવાની તકલીફ લે છે તો કોઈ વળી પુરુષપાત્રોને સ્ત્રી-પાત્રો અને સ્ત્રીપાત્રોને પુરુષપાત્રો બનાવી નવા બ્રહ્માનું સ્થાન લે છે. અઘરાં વાક્યો છોડી દઈ, કાગળ, શાહી (અને આબરૂ !) બચાવવામાં કોઈ પાવરધા હોય છે, તો બીજા વળી મૂળ લેખમાં, દૂધમાં પાણી રેડતાં રબારીની હોંશથી, પોતાનાં વાક્યો ઉમેરી મૌલિકતાની વધુ નજીક પહોંચવાના પ્રયત્ન કરે છે, અને લેખને એવો તો બનાવી દે છે કે મૂળ લેખક એ વાંચી જાય તો ય પોતાનો કહેતાં શરમાય—ભલું હોય તો તો ઓળખી જ ન શકે કે આ અદ્દભુત ચીજ એ પોતાના મૂળ લેખનો જ અનુવાદ છે !

દેશભક્તિ, પ્રામાણિકતા, વફાદારી વગેરે ગુણોથી અલંકૃત ઉઠાંતરકારો પણ હોય છે. કોઈ દેશપ્રેમી ભાઈ સ્વદેશીની ભાવનાથી પ્રેરાઈ માત્ર પોતાની ભાષામાથી જ અપહરણ કરે છે, તો બીજા કોઈ મિત્ર પ્રામાણિકતામાં માનતા હોઈ કોઈ જૂના પત્રમાંથી અક્ષરશઃ ઉઠાવેલા લેખની નીચે 'સૂચિત'ની નોંધ મૂકી પ્રામાણિકતાનો આનંદ પ્રાપ્ત કરે છે. એક મિત્ર તો એક-પત્નીવ્રતધારી રાજા રામને જ પોતાનો આદર્શ માને છે. તે માત્ર અમુક એક અજાણ્યા હિંદી લેખકની કૃતિઓને જ ગુજરાતીમા મૌલિક તરીકે ગબડાવે છે; બીજા કોઈ લેખકની કૃતિ પ્રત્યે એ ઊંચી આંખે જોતા પણ નથી ! એકપત્નીવ્રતધારી કંઈ રામચંદ્રજી એકલા જ નહોતા ! બીજી બાજુ, 'પ્રાણીમાત્રમાં હું વસી રહ્યો છું,' એમ કહેતા શ્રીકૃષ્ણની જેમ 'અજાણ્યા લેખક-માત્રની કૃતિ મારી છે' એમ માનનાર એક કર્મયોગી, કંઈ પણ ભેદભાવ રાખ્યા વિના, જ્યારે જે હાથ આવ્યો એના લેખનું

અપહરણ કરી એને પાવન કરી દે છે. શ્રીકૃષ્ણને સોળ હજાર હતી ને ?

પરંતુ કન્યાનાં અપહરણો થાય છે ત્યારે કન્યાના પિતાની કોઈ દયા ખાતું નથી; જ્યારે સાહિત્યના અપહરણોમાં જો સૌથી વધારે દયા ખાવામાં આવતી હોય તો મૂળ લેખકની ! ખરું જોતાં એ પ્રાણી જરા ય દયા ખાવા જેવું નથી. ઉઠાંતરીને જો તમે ગુનો ગણતા હો તો એ ગુના માટે સૌથી વધુ જવાબદાર મૂળ લેખક જ હોય છે. શા માટે એણે એવી સરસ કૃતિ લખી કે બીજાને એ ચોરવાનું મન થાય ? એણે ધૂળ જેવું લખ્યું હોત તો કોઈ એ લેખની સામે નજર પણ નાખવા નવરું હોત ખરું કે ? એ...ને એનો લેખ એની તિજોરીમાં તદ્દન સલામત રહેત — આભના તારા જેટલો, કે આકડાનાં ફૂલ જેટલો. પણ આ તો દોઢડાહ્યા થઈને સારો લેખ લખવો, બિચારા ભોળિયા ઉઠાંતરકારોને ચોરી કરવા લલચાવવા, અને ઉપરથી ફરિયાદ કરવી કે મારા લેખનું અપહરણ થયું ! આ તે ક્યાંનો ન્યાય ? જો સારી મૌલિક વાર્તાઓ લખ્યા વિના ન રહેવાતું હોય તો લખો, જરૂર લખો, જિંદગીમાં બીજો કંઈ કામધંધો ન સૂઝતો હોત તો સારી વાર્તાઓ, સારાં કાવ્યો, સારા નિબંધો, સારાં નાટકો જરૂર લખો અવશ્ય લખો; પણ પછી લખીને જ બેસી રહેવાને બદલે એ છપાવો છો શા માટે ? એને પ્રસિદ્ધ શા માટે કરો છો ? તમારી સરસ કૃતિઓને સાચવીને રાખી મૂકતા હો તો કોઈ એની ચોરી ન કરે. રજપૂતો પોતાની કન્યાઓને જનાનામાં પૂરી રાખતા તો ! પણ આ તો જગતના મેદાનમાં એને મોકળી મૂકી દેવી ને સામેથી પાછી ફરિયાદ કરવી કે અમારી વાર્તાનું અપહરણ થાય છે જો તો ! અપહરણ ન કરે તો શું બિચારા ઉઠાંતરકારો હાથ જોડીને બેસી રહે ? વાત કરે છે !

ઊલટું, ઉઠાંતર એ એવી સરસ પ્રવૃત્તિ છે કે એને જો

પોતાના લેખોને કારણે ઉત્તેજન મળતું હોય તો મૌલિક લેખકોએ જરા ય શોક કરવા જેવું નથી. લેખ લખાય છે તે વાચવા માટે. અને જો બીજાના નામે ચડીને પણ તમારા લેખ વધુ વાચકોની નજરે ચડે તો એનાથી મોટું સદ્‌ભાગ્ય શું ? તમારા લેખ નીચે તમારું જ નામ હોવું જોઈએ એવો મોહ શો ? સાચા સાહિત્યસર્જકે તો ચિંતન, મનન, અધ્યયન અને ઉપવાસ દ્વારા એવી સ્વાર્થી વૃત્તિનું વહેલામાં વહેલી તકે ઊર્ધ્વીકરણ કરી નાખવું જોઈએ.

અને કદાચ ફિલસૂફ બની આવી રીતે શોક દૂર કરવાનું ન બને તો ય શું ? બીજો એક રસ્તો પણ છે. તમારી વાર્તા કોઈ ઉઠાવીને છપાવી દે — આજ નહીં તો દસ વર્ષે, અને તમારી નહીં તો બીજી કોઈ ભાષામાં — એ તમને ન ગમતું હોય તો એક ઉપાય અજમાવવા જેવો છે. તમારે પણ મૂળ લેખ બીજાનામાંથી તફડંચી કરીને જ લખવો ! એટલે પછી તમારા એ ઉઠાંતરિત લેખની બીજો કોઈ તફડંચી કરશે તો તમને દુખ નહીં થાય. તમને થશે, જનતાનું હતું અને જનતાને મળ્યું, તો મારે શોક શા સારુ કરવો ? પર્લ બકની એક વાર્તા સહેજ બદલીને તમારે નામે તમે કોઈ ગુજરાતી માસિકમાં છપાવી હોય અને પછી તમારી એ વાર્તાનું શીર્ષક બદલીને બીજો કોઈ પરોપકારી બંધુ પોતાની જ્ઞાતિના માસિકમાં પોતાના નામે છપાવે તો એથી તમને કંઈ જ શોક નહીં થાય. શોક કરવાનું કારણ રહેશે માત્ર પર્લ બકને ! અને પર્લ બકે વળી કોઈ જર્મન લેખકની વાર્તા પરથી પોતાની વાર્તા લખી હશે તો એને ય કંઈ શોકનું કારણ નહીં રહે ! આમ, મૌલિક લખવાને બદલે ઉઠાંતરીઓ કરવાથી આપણે સહેલાઈથી આપણા લેખો ચોરાયાનું દુઃખ ઓછું કરી શકીએ એમ છીએ, અને તફડંચી થાય ત્યારે એ કૃતિના વાચકો વધ્યા એ વાતનો વિશુદ્ધ આનંદ પ્રાપ્ત કરી શકીએ છીએ.

થોડાં વર્ષો પહેલા આપણે ત્યાં એક ચર્ચા ઊભી થયેલી. એનો

મુદ્દો એ હતો કે વિવેચક સર્જક કહી શકાય કે કેમ ? હવે મને લાગે છે કે ઉદ્ધારકાર–અપહરણકાર પણ સર્જક કહેવાય કે કેમ એ ચર્ચા ઉપસ્થિત કરવાનો સમય પાકી ગયો છે. સાહિત્યપરિષદો અને લેખક મંડળોએ આળસ ખંખેરી આ પ્રશ્નને ઉકેલ લાવવો જ રહ્યો. મારા મતે તો અપહરણકાર પણ સર્જક છે. વસ્તુ ક્યાંથી શોધવી કે જેથી કોઈના ધ્યાનમાં ન આવે, એનું રૂપ કેવું બદલી નાખવું, અને એ કયા તંત્રીના માથામાં મારી શકાય એમ છે એ શોધી કાઢી પોતાની (અને માસિકની) કીર્તિના જોખમે પણ એ છપાવી નાખવી એ એવું તો પુરુષાર્થનું કામ છે કે, વગર પરીક્ષા આપ્યે પણ પ્રસિધ્ધ પુરુષોને યુનિવર્સિટીઓ ડૉક્ટરની ડિગ્રીઓ એનાયત કરે છે તેમ, આપણે અપહરણકારને પણ સર્જકનો ઈલ્કાબ આપવો જ રહ્યો મૃત માનવીને સજીવન કરનાર માણસ એ માનવીના પિતા જેટલો જ માનનીય છે એ ન્યાયે, કોઈ જૂના દિવાળીના અંકો કે માસિકોમાં દટાઈને પડેલી કૃતિને, શુક્રવારની ગુજરી કે ચોર બજારમાંથી માનભેર લાવી એની ધૂળ ખંખેરી, એને નવો અવતાર આપી, સૃષ્ટિમાં રમવા મોકલવી એ કાર્ય સર્જક જેટલું જ પ્રતિષ્ઠા ધરાવનારું ગણવું જોઈએ.

પણ તો પછી પ્રામાણિકતાનું શું ? તમે પ્રશ્ન કરશો. ઘણા એવું માને છે કે આ પ્રવૃત્તિનો મોટામાં મોટો ગેરલાભ એ છે કે એથી સાહિત્યજગતમાં પ્રામાણિકતા જળવાતી નથી. પણ તે હોય, એમાં થઈ શું ગયું ? અપહરણની પ્રવૃત્તિના બીજા લાભ જોતાં આ એક જરા સરખો ગેરલાભ — જો એને ગેરલાભ ગણીએ તો — તદ્દન ક્ષુદ્ર છે. સાહિત્યમા અપહરણો વધારવાથી ઓછી વાર્તાઓએ વધુ વાચકોને સંતોષી શકાશે એટલું જ નહીં, જનતાને સાહિત્યમાં વધુ ને વધુ રસ લેતી કરી શકાશે જનતાને લૂંટ, ચોરી ને તફડંચીમાં જે સ્વાભાવિક રસ છે તેને પરિણામે સાહિત્ય વધુ લોકપ્રિય બનશે. કંઈ નહીં તો ડિટેક્ટિવપદ પ્રાપ્ત કરવાની

આશાએ પણ લોકોનુ વાચન વધુ વિસ્તૃત અને ઊંડું બનશે. અને બીજી બાજુ ક્યાંકથી તો કંઈક ઉઠાવવા જેવું મળી જ આવશે એ આશાએ 'આવતી કાલના લેખકો'ને નવું નવું પરભાષાનું સાહિત્ય અને જૂનું જૂનું સ્વભાષાનું સાહિત્ય વાંચવાની પ્રેરણા પણ મળશે. આમ નવું સાહિત્ય વધુ વાંચવાથી પરભાષાના સાહિત્યકારોને ફાયદો થશે, અને જૂનું સાહિત્ય વધુ વંચાવાથી આપણા એ સાહિત્યકારોની સંશોધનશક્તિ ખીલશે. ચર્ચાપત્રોના નવા લેખકો નિપજાવી શકાશે. કોપીરાઈટના કેસ કોર્ટે ચડશે તો વકીલો ને સરકારને વધુ કમાણી થશે, લેખકોમાં જાગૃતિ ફેલાશે, આપણામા ઉત્તરોત્તર સાહસિકતા વધશે ને સર્વત્ર લીલાલહેર થઈ જશે. અલબત્ત, કદાચ પ્રામાણિકતા જેવી વસ્તુ સાહિત્યમાથી વિદાય લઈ લેશે એ ખરુ, પણ એમાં વાંધો ય શો છે? જગતમાં આજે અન્યત્ર જે અવ્યવસ્થા, અસત્ય, અપ્રામાણિકતા પ્રવર્તે છે તે સાહિત્યમાં આવશે તો સાહિત્ય ને સંસાર વધુ સરખાં બનશે. આજે સાહિત્ય માત્ર હવાઈ વાતોનો વિષય ગણાઈ ગયો છે એને બદલે એ પણ વેપાર જેટલું જ જીવનનું વ્યવહારક્ષેત્ર ગણાતુ થઈ જશે. શેરબજારના સટોડિયા જેટલી જ પ્રતિષ્ઠા સાહિત્યકારોની થવા માડશે; પ્રામાણિકતાના અર્થહીન આદર્શોને સ્થાને જીવનના સૌ ક્ષેત્રોમાં આજે છે એવી અપ્રામાણિકતાને અપનાવી સાહિત્ય જીવનની વધુ ને વધુ નજીક આવી શકશે, બને પરસ્પરને વધુ પ્રેરણાદાયી બની શકશે. અને એ સિવાય સાહિત્યનું બીજું કર્તવ્ય છે પણ શું?

# કેલેન્ડરોની દુનિયામાં

ગઈ કાલે રસ્તે મને એક સ્નેહી મળી ગયા. એમના જમણા હાથમાં એક કેલેન્ડર હતું, ડાબા હાથમાં બે હતાં અને બગલમાં બીજાં ત્રણ કેલેન્ડર દબાવ્યા હતાં.

'ઓહો, કેમ છો?' મેં પૂછ્યું.

'મઝામા, ભાઈ!' બગલમાંથી સરી પડતાં કેલેન્ડરોને બરાબર દબાવતાં એમણે જવાબ આપ્યો.

'આ બધું શું માંડ્યું છે! કંઈ કેલેન્ડરની ફેરીબેરી કરવાની શરૂ કરી કે...'

'અરે, ના ભાઈ, ના. આ તો દિવાળી આવી ને, તે કેલેન્ડરો ભેટ મળ્યાં એ લઈ જાઉં છું. જોને આ ખિસ્સામાં...'

'શું! શું? ખિસ્સામાં પાછાં બે ચાર કેલેન્ડર વાળીને મૂક્યાં છે કે શું?'

'ના રે. ના: આ ડબ્બીઓ! બે કાથાની ડબ્બીઓ છે, એક મુખવાસી ચૂર્ણની અને એક બાળસ રક્ષક ગોળીઓની. આજે છાપામાં આવેલું તે નથી વાંચ્યું? આવી દરેક નવટાંકી ડબ્બી લેનારને એક કેલેન્ડર ભેટ મળે છે. તો મને થયું, ચાલ, મફત કેલેન્ડર મળે છે તો લેતો જઉં!'

આટલું કહીને હું કંઈ બોલું તે પહેલાં જ પવનના ઝપાટે ઊડવા જતાં કેલેન્ડરોને બગલમા બરાબર દબાવીને એ અદૃશ્ય

થઈ ગયા.

એમને ત્યાં તમે જોયું હોય તો બીજી અડધો ડઝન કાથાની ડબ્બીઓ કબાટમાં પડેલી નજરે ચડશે. હજી એમને ઘરે પગલીનો પાડનાર કોઈ નથી એટલે બાળસંરક્ષણ ગોળીઓ મુંબઈ એમના એક સંબંધીને જતા-આવતા જોડે મોકલી દે છે. મુખ-વાસી ચૂર્ણનો ઉપયોગ એમને ઘેર જતા–આવતા અમારા જેવા મિત્રોના કલ્યાણ માટે જ થાય છે અને છતાં આ વર્ષે પણ એ બધાની નવી ડબ્બીઓ લાવવાનું એ ભૂલ્યા નહોતા કારણ એટલું જ કે દરેક ડબ્બી–દીઠ એક એક કેલેન્ડર તદ્દન મફત ભેટ મળતું હતું !

વસ્તુ મફતમાં લેવાની વૃત્તિ તો આપણા સૌમાં ઓછેવત્તે અંશે હોય છે જ. મિત્ર પાસેથી મળતી ચા કે ચોપડીથી માંડીને મોટામાં મોટી ચીજો મફત મળતી હોય છે ત્યારે આપણને જેટલી પ્રિય લાગે છે એટલી કદાચ ક્યારે ય નથી લાગતી, આ મફત-પ્રેમને પરિણામે જ ઘણા તો છેક અલીગઢ અને ગોરખ-પુરથી ફક્ત દોઢ રૂપિયાનું પોસ્ટેજ બીડવાથી 'તદ્દન મફત' મળતાં ચાર ઘડિયાળો, ત્રણ બટનની જોડ, બે ચપ્પુ અને 'બીજી બાવીસ મનોહર ચીજો' મંગાવવાની તક પણ હોંશથી ઝડપી લે છે.

પણ આ મફત મેળવવાની પવિત્રતાને વૃત્તિ બીજી બધી ચીજો કરતાં કેલેન્ડરની બાબતમાં તો અદ્ભુત રીતે પ્રગટ થાય છે. મારા પેલા સ્નેહીની જેમ મફત મળતા કેલેન્ડરોથી દીવાન-ખાનાની શોભામાં અભિવૃદ્ધિ કરવાની ટેવ ઘણાને હોય છે. આપણને ઘરમાં બહુ બહુ તો એક કેલેન્ડરની જરૂર હોય છે, વધારેમાં વધારે ઓરડા–દીઠ એક એકની જરૂર ગણીએ, અરે દીવાલ–દીઠ એક એક ગણીએ, પણ એક એક ભીંત પર ચચ્ચાર કેલેન્ડરો ઝુલાવીએ છીએ ત્યારે જ આપણને ખરો સંતોષ થાય છે, ઘણા મોક્ષ મેળવવા માટે નથી કરતા એટલી મહેનત મફત

કેલેન્ડર મેળવવા માટે કરે છે. મેં તો જોયું છે કે પૈસાદારમાં પૈસાદાર માણસ પણ નિરાંતે 'ભાઈ, તમારી કંપનીએ આ વર્ષે કેલેન્ડરો તો છપાવ્યા છે ને ? તો એકાદ કાઢી આપોને.' એમ કહેતાં શરમાતા નથી.

દર બેસતા વર્ષને ત્રીજે દિવસે અમારી ઓફિસમાં એક શેઠિયાનો પટાવાળો અચૂક દર્શન દેવાનો — બોણી લેવા નહી હોં, શેઠને માટે કેલેન્ડર લેવા ! શેઠને ઘેર બે મોટર છે, ત્રણ ગેરેજ છે અને ચાર બંગલા છે. ધારે તો જગતભરનાં કેલેન્ડર એ વેચાતાં લઈ શકે એવા ધનિક છે. તો ય એમને 'અ–મૂલ્ય' મળતાં કેલેન્ડરોનો અમૂલ્ય રત્નો જેટલો જ શોખ છે. અમે જો પટાવાળાની જોડે તરત જ કેલેન્ડર ન મોકલીએ તો સાંજે એ ફોન કરે : 'અરે સાહેબ, તમે તો કેલેન્ડર પણ નથી મોકલતા ! એમ તે ચાલતું હશે ? હું હમણા પટાવાળાને ફરીથી મોકલું છું !' અને અમે કહીએ કે આ વર્ષે અમે કેલેન્ડર છપાવ્યાં નથી, તો એ હસતાં હસતા કહી નાખે, 'તો ભાઈ, તમારી કંપની જોડે બીઝનેસ કર્યાનો ફાયદો શો ? વર્ષે એક કેલેન્ડર પણ ન આપો તો અમને મળતર શું ?' જાણે એ એક કેલેન્ડર-ની ખાતર જ વર્ષ આખું દિવસના દસ કલાક મોટરો દોડાવતા હોય ! પણ એમના જેટલો નહીં તો થોડોઘણો ય મફત મળતાં કેલેન્ડરોનો શોખ દરેકને હોય છે જ. જે કહે છે કે પોતાને એવો શોખ નથી તે ઘણુંખરું 'ન મળે ખાવા બ્રહ્મચારી' જ હોય છે !

આપણા શહેરોમાં મ્યૂઝિયમો – ચિત્રપ્રદર્શનો નથી એનો ઘણા શોક કરે છે. પણ એમનો શોક અસ્થાને છે, કારણ કે દુર્ગારાણીથી માંડીને દાનવસંહાર સુધીના અનેકરંગી ચિત્રોવાળાં, જુદી જુદી લંબાઈ – પહોળાઈનાં જાત જાતનાં કેલેન્ડરોથી આપણા ઘરની દીવાલો મ્યૂઝિયમ જેવી થઈ ગઈ હોય છે !

જગતમાં ક્યાંય ન હોય એવી સમાનતા આ કેલેન્ડરોની દુનિયામા હોય છે. ત્યાં એક જ દીવાલ પર ફિલ્મી અભિનેત્રી અને ખજર ગબલી જોડે જોડે ઝૂલતાં હોય છે. ત્યાં મહાત્મા ગાધી અને મહાકાળી એક સાથે બિરાજ્યાં હોય છે. લક્ષ્મી અને સરસ્વતી કદી સાથે નથી હોતાં એમ કહેવાય છે, પણ કેલેન્ડરોની સૃષ્ટિમાં એ લોકો નિરાતે સપીજંપીને સાથે રહેતાં હોય છે. ઇન્દ્રની સભામાં પણ ન જોવા મળે એટલા દેવો ત્યા શોભી રહ્યા હોય છે. જાહેર બગીચામા પણ નજરે ન ચડે એટલાં યુગલો ત્યાં ઝૂલી રહ્યાં હોય છે. કૃષ્ણ ભગવાને કલ્પ્યા પણ ન હોય એવા અદ્ભુત રાસ ત્યાં ખેલાઈ રહ્યા હોય છે. ક્યારેક પાઠ્ય-પુસ્તકોની જાહેરાત વચ્ચે ઉર્વશી નૃત્ય કરી રહી હોય છે, અને ક્યારેક સુગધી સ્નો-સાબુ ને અત્તરની જાહેરખબરો વચ્ચે ભગવાન શંકર અગ પર રાખ ચોળીને સમાધિસ્થ થયા હોય છે; તો ક્યારેક વળી ક્રિકેટ અને ફૂટબોલનાં સાધનો વચ્ચે ગણ-પતિજી નિરાતે પલાઠી લગાવીને બિરાજ્યા હોય છે. અપ્સરાનો નૂપુરઝંકાર, શંકરનો ડમરુનાદ અને નેતાની રણહાક, ત્રણે અહીં એકસાથે સંભળાઈ રહે છે. જબરદસ્ત વાવંટોળ મચ્યો હોય, પવન ફૂંકાઈ રહ્યો હોય ને સાળુનો સઢ બની ગયો હોય ત્યારે પણ ફાનસને બદલે દીવાનું કોડિયું લઈને નીકળી પડેલી કન્યા અહીં દેખાશે, અને આભૂષણો સજી નવો નક્કોર સાળુ પહેરીને આઇસક્રીમ-પાર્ટીમા જવાને બદલે માથે બેડું મૂકીને પાણી ભરવા જતી પનિહારીઓના દર્શન પણ અહી જ થશે. આવી અનેક-રગી અદ્ભુત સૃષ્ટિ આપણી ભીંતો સિવાય બીજા કયા મ્યૂઝિ-યમમાં જોવા મળે છે?

સાચું પૂછો તો આપણે ત્યા દેવો અને મહાત્માઓનો મુખ્ય ઉપયોગ આ જ છે – કેલેન્ડરોમા ડાહ્યાડમરા બનાવીને બેસાડી રાખવાનો! મને તો ક્યારેક લાગે છે કે પુરાણકારોએ એક

ઈશ્વરને સ્થાને તેત્રીસ કરોડ દેવોનાં સ્વરૂપો ઘડી રાખ્યાં છે તે પણ કદાચ આ કેલેન્ડર બનાવનારાઓની સગવડ ખાતર જ કર્યાં હશે.

ઘણા જૂના વખતમાં પણ આપણે ત્યાં દેવોને કેલેન્ડરોમાં માનભર્યું સ્થાન મળતું હતું. ધીરે ધીરે નેતાઓએ દેવોની હરીફાઈ કરવા માંડી. પણ એ સમનો જમાનો ય આવ્યો અને ગયો. હવે નેતાઓનું સ્થાન ધીરે ધીરે અભિનેતાઓએ લેવા માડ્યું છે. હોય એ તો, જમાનો પલટાતો જ રહે છે. મારા એક લેખક-મિત્ર કહેતા હતા કે પ્રજામા સાચા સસ્કાર આવશે ત્યારે કેલેન્ડર પરની છબીઓમાં નેતાઓ અને અભિનેતાઓ જ નહી 'કલમ-લેતાઓ' પણ (લેખકો સ્તો!) શોભતા હશે! શિવ! શિવ! શિવ! શિવ!

એટલું ચોક્કસ કે કેલેન્ડરોનો મુખ્ય ઉપયોગ ગણો તો તે આ જ છે – ઘરની શોભામા યથાશક્તિ અભિવૃદ્ધિ કરવાનો. લાંબાં કેલેન્ડરો, પહોળા કેલેન્ડરો, પાતળા કાગળ પર મહિનાઓના કોઠા દર્શાવતા પતાકડા કેલેન્ડરો, છૂટી પાટલીના ધોતિયાની જેમ પાનાં ફરફરાવતા કેલેન્ડરો, સિનેમાના લાબાં – પહોળા પોસ્ટરોની જેમ ભીંતનો ખાસ્સો ભાગ રોકતાં વિશાળ કેલેન્ડરો, અને ખૂબ બારીબારણાં, વાસણ અને કપડાથી ભરાઈ ગયેલી ભીંત પર નાનું અમથું સ્થાન જમાવી બેઠેલા છોટા કેલેન્ડરો, વારસામા મળેલી પિતાની બધી ય મિલકત ધીરે ધીરે ઉડાવી દઈ ખાખી બંગાળી બની ગયેલા ધનિક-પુત્ર જેવા દદ્દા વિનાના કેલેન્ડરો—એ સૌ આ કાર્ય જ કરતાં હોય છે, શોભામાં અભિવૃદ્ધિ કરવાનું।

બાકી નો તમે એમ માનતા હો કે આ સિવાય કેલેન્ડરોનો બીજો કઈ ઉપયોગ પણ છે તો તે ભ્રમ છે. કેલેન્ડરો તારીખ જોવા માટે તો ભાગ્યે જ વપરાય છે! હા, ઘરમા એકાદ કેલેન્ડરનુ

એ કામ હોય છે, એની ના નહીં. પણ જ્યાં પાંચદસ કૅલેન્ડરો ઝૂલતાં હોય છે ત્યાં તો મોટા ભાગને વરઘોડાના સાજન-માજનનો પાઠ જ ભજવવો પડે છે. આ બાબતમાં કૅલેન્ડરોની સૃષ્ટિને સરખાવવી હોય તો ઘડિયાળીની દુકાન સાથે સરખાવી શકાય. તમે ઘડિયાળીની દુકાન પાસેથી તો ઘણી વાર પસાર થયા હશો. પણ એમાંથી સમય જોવાનો કદી પ્રયત્ન કર્યો છે? રેસ્ટો-રાંના ઘડિયાળ પરથી કે કોઈ ઑફિસના ઘડિયાળ પરથી તમને સાચો સમય જણાશે, પણ ઘડિયાળીની દુકાનેથી તો ભાગ્યે જ! ત્યાં એક ઘડિયાળમાં દસ વાગ્યા હશે તો બીજામાં સાડાદસ, વચ્ચોવચ એક મોટું ઘડિયાળ બાર વગાડતું હશે તો કોઈ મનો-હર એલાર્મિંકા સવારના સાડાછનું દર્શન કરાવતી હશે. દરેક ઘડિયાળ જુદો જુદો સમય દર્શાવતી હોય છે. ટૂંકમાં એ ઘડિ-યાળી પોતાની દુકાન પર પાટિયું લગાવી શકે કે 'અમારે ત્યાં દરેક પ્રકારનો સમય મફત જોવા મળશે' એવો રંગ ત્યાં જામ્યો હોય છે. એ બત્રીસ ઘડિયાળમાંથી એકાદમાં તો ખરો સમય હશે જ પણ એમાથી કોણ સાચું છે, એ શોધતાં તો ચૂંટણી વખતે વિચારપૂર્વક વોટ આપવા ફાંફાં મારતા મતદારની જેમ તમે મૂંઝાઈ જ જવાનાં! ઘરમાં ઘણાં કૅલેન્ડરો હોય છે ત્યારે અજાણ્યાને જો એને ખરેખર જ તારીખ યાદ ન હોય તો— આવો જ અનુભવ થાય.

બાકી કોણ જાણે કેમ, તારીખો આપણને વગર કૅલેન્ડર જોયે ય યાદ રહી જાય છે અને એ યાદ ન હોય ત્યારે પણ, નથી આપણે ડોક ફેરવીને કૅલેન્ડર ભણી જોતા કે નથી ઊઠીને સાચી તારીખ ફાડી રાખતા. 'પણ, અરે આજે કઈ તારીખ થઈ? પગાર પરમ દિવસે આવ્યો એટલે આજ તો તેરમી, નહીં?' એમ પૂછીને અથવા તો 'ગઈ કાલે તો અગિયારશનો ઉપવાસ

હતો એટલે આજે બારશ જ હશે ને ?' એમ વિચારીને જ ચલાવી લઈએ છીએ. ઘણું ખરું તારીખ જોવા માટે વસાવેલા કૅલેન્ડરોનું કામતારીખ દર્શાવવાનું નહીં, પણ ભીંતે ઝૂલ્યા કરવાનું જ રહે છે. તે છતાં ય આપણે કૅલેન્ડરો સંઘરતા જ જઈએ છીએ, અને સંઘરતા જ જઈશું જ્યાં સુધી મફત મળશે ત્યાં સુધી!

*

# ઉનાળાની બપોરે

પુરાણોમાં એક કથા છે. એકવાર બ્રહ્માજી સૃષ્ટિનું સર્જન કરતા બેઠા હતા ત્યારે, એમને થાક લાગ્યો હશે તેથી કે કોણ જાણે કેમ, પણ એમણે એક ઊંઘ ખેંચી કાઢવાનો વિચાર કર્યો.

આવો વિચાર આવતાં જ બ્રહ્માજી તો આડા પડચા. એક પછી એક ક્ષણો વીતવા માંડી, પણ એમને ઊંઘ ન આવી. ઊંઘ લાવવાના તો એમણે કંઈ કંઈ પ્રયાસ કર્યાં. આખો મીંચીને ઘેટા ગણવાનો પ્રયોગ પણ કરી જોયો. પણ ઊંઘ જેનું નામ! ન આવી. ધરાર ન આવી.

હવે દેવોને એવું છે કે એમનું કશું કામ ન થાય એટલે એ બીજા દેવોની પ્રાર્થના કરવા માડે છે, એમનું આવાહન કરવા મંડી પડે છે – જેમ આપણે થાકીએ છીએ ત્યારે કોઈની ને કોઈની વિરુદ્ધ ફરિયાદ કરવા મંડી પડીએ છીએ એમ જ, દેવોનો આ બહુ જૂનો ને માનીતો રિવાજ છે. એટલે બ્રહ્માએ નિદ્રાદેવીની ઠીક ઠીક પ્રાર્થના કરી અને નિદ્રાદેવી પ્રગટ થયાં. 'કોઈ કહેશો મને કોણે બોલાવી? અરે કોઈ કહેશો મને શાને બોલાવી?'

'મેં બોલાવી, મને ઊંઘ નથી આવતી એટલે.' બ્રહ્માજીએ કહ્યું.

'તે શાની આવે? મારી કૃપા એમ ને એમ પ્રાપ્ત નહીં થાય થાય.' નિદ્રાદેવી ખોટું ખોટું હસતાં બોલ્યાં.

'ઠીક ત્યારે, હરિ, હરિ! આ ઊઠ્યો. બેચાર નવા પ્રાણીઓ બનાવી નાખું,' એમ કહીને બ્રહ્માજી સૂના'તા ત્યાંથી ઊઠવા લાગ્યા.

નિદ્રાદેવીને થયું કે આ તો વાત હાથથી ગઈ! એટલે એમણે સમાધાનનાં દ્વાર ખુલ્લાં કર્યાં. અને પછી એ બ ને વચ્ચેની વાટાઘાટોને અંતે સમજાયું કે નિદ્રાદેવીની રીસનું કારણ હતું. એમને એમના સામ્રાજ્ય માટે એકલી રાત જ મળેલી એથી એમને સંતોષ નહોતો. જર્મનીને જેમ રૂહર પ્રદેશ જોઈતો'તો, પાકિસ્તાને જેમ કાશ્મીરની માગણી કરી, મજૂરો જેમ પગાર ઉપરાંત બોનસની આશા રાખે છે, બ્રાહ્મણ જેમ ભોજન ઉપરાંત દક્ષિણા માગે છે, આપણે જેમ શાક લઈને ઉપર બે મરચાનો આગ્રહ રાખીએ છીએ, તેમ નિદ્રાદેવીને પણ પોતાના સામ્રાજ્ય માટે દિવસના કલાકોમાંથી થોડો હિસ્સો જોઈતો હતો.

શું કરે બિચારા બ્રહ્માજી? મંજૂર કરી લીધી નિદ્રાદેવીની માગણી અને એ માટે ઉનાળાના બે મહિના એવો તાપ પાડવાનું નક્કી કર્યું કે જ્યારે મનુષ્યમાત્રને દિવસે પણ નિદ્રાદેવીને શરણે જવાનું ખૂબ આકર્ષણ રહે.

બ્રહ્માજીને ઊંઘ આવી ગઈ

અને એ રીતે જગતમાં ઉનાળાની નિદ્રાદાયી બપોરની ઉત્પત્તિ થઈ. પછી તો, રસરોટલી જમ્યા પછી વધુ સારી ઊંઘ આવે એ માટે બ્રહ્માજીએ આંબા પણ સર્જ્યા, અને યુવાનોને સૌથી વધુ પ્રવૃત્તિશીલ માનવીઓ ગણી એમને ઊંઘવાની સગવડ કરી આપવા ઉનાળામા વિદ્યામંદિરો બંધ રાખવાની પ્રેરણા પણ શિક્ષણકારોના મગજમાં મૂકી.

પુરાણની આ કથા છે એટલે સાચી તો માનવી જ રહી. પરંતુ એ ઉપરાંત ઉનાળાનું આપણી આસપાસનું વાતાવરણ જોઈને પણ આ કથા સાચી માનવાનું મન થાય એવું છે. આનંત

અને શૂન્ય જેમ એક છે, તેમ રાત્રિનો અંધકાર અને ગ્રીષ્મની બપોરની અતિશય ઉજ્જવળતા એ બન્નેને સરખાં ગણી અનેકો ઉનાળામાં નિદ્રાદેવીને શરણે જાય છે. ઝોકાં એ આપણા ઉનાળાનો પ્રિય ખોરાક છે. પૂનમની ચાંદનીને ઘેન ચડાવતી ગણવામાં આવે છે, પણ ગ્રીષ્મનો તડકો પણ એ રીતે ઓછો અટકચાળો નથી. વિદ્યાર્થીઓ અને શિક્ષકો, શેઠિયાઓ ને સ્ટેશન માસ્તરો, પ્રોફેસરો અને પંડિતો, વેપારીઓ ને વનિતાઓ, ઘણા ઘણા લોકો ચૈત્ર-વૈશાખમાં ઈશ્વરી આજ્ઞાને અનુસરીને નિદ્રાદેવીને અંજલિ આપતા ઉનાળાની બપોરને શોભાવે છે. ઘણાખરા તો પોતાને ઘેર, અને કોઈ સાચા ભક્તો તો ઑફિસમાં પણ!

રજવાડાની સરકારી ઑફિસોનું વાતાવરણ તો આમે ય નિદ્રાપ્રેરક જ હોય છે. મધ્યયુગના કોઈ બાદશાહના ખાલી શયનખંડ જેવા, યા તો કોઈ ઠાકોરના દરબારખંડ જેવા, એ ઑફિસોનાં જૂનાં મકાનોના ભવ્ય ઓરડાઓ, એની દીવાલો, એની છત—એમનો એકેએક ભાગ બાદશાહી આરામની પ્રેરણા પાતો હોય છે. એવી કચેરીઓના ખરાબ, પીળા, કૃષ્ણ ભગવાનના પીતાંબર જેવા—ના પીતાંબરના અવશેષ જેવા—કાગળ, માનાર્થે જ કાળી કહી શકાય એવી શાહી અને અર્થના ભારને ઓછામાં ઓછો વહન કરતી લાંબી વાક્યાવલિઓનો ઉદ્દેશ પણ એ વાંચનારાઓને નિદ્રા પ્રેરવાનો જ હોય એમ નથી લાગતું? એ કાગળોને પરિણામે કર્મચારીઓના મગજ તો સામાન્ય રીતે નિદ્રાવશ થઈ જ ગયેલાં હોય છે. ઘણાનું માનવું છે કે માત્ર નયણાં મીંચવાનાં જ બાકી રહે છે. ઉનાળાની બપોરે એ પણ ઘેરાવા માંડે છે. ઑફિસરોની બે આંખની શરમને લઈને એ લોકો પાંપણ ઓઢીને પોઢી જતા નથી એ ખરું, પણ જો એટલી શરમ એ લોકો દૂર કરી શકે તો ઉનાળાની બપોરે ઊંઘ્યાનું પુણ્ય એમને મળે જ.

આપણામાંના ઘણા જાગતા રહેવા કરતાં ઊંઘતા રહીને

જનતાનું વધુ કલ્યાણ કરી શકે એમ છે.

કેટલીક ઑફિસોના સામાન્ય કાર્યકરો તો જાણે ઠીક પણ ઑફિસના આત્મા જેવા અને સાહેબના યે સાહેબ શા પટાવાળા-બંધુઓ તો ઉનાળાની ઊંઘવાની ફરજ બજાવવાનું ચૂકતા નથી જ. પટાવાળાની ઊંઘ કોઈ અઠવાડિકમાં હપ્તે હપ્તે છપાતી ચાલુ નવલકથા જેવી હોય છે થોડુંક ઊંઘવું, ત્યાં કોઈ પાણી સંગાવે એટલે ઊઠીને પાણી આપવું અને ફરી પાછા પોતાના સ્ટૂલ પર જઈ ભીંતને ટેકે આગલી ઊંઘ અધૂરી હોય ત્યાંથી શરૂ કરવી, વધુ રસિક હપ્તાનો આરંભ કરવો, એ પટાવાળાઓની પ્રિય પ્રવૃત્તિ છે. જ્યારે 'સાહેબ'ની ઊંઘ ટૂંકી વાર્તા જેવી, એક બેઠકે પૂરી થઈ શકે એવી હોય છે. એ 'સાહેબ'ના સમગ્ર ઑફિસ–જીવનના એક સુંદર પાસાની ઝલક શી હોય છે. અને સાહેબની ગેરહાજરમાં અચાનક ઘૂસી ગયેલા કાર્યકર્તાના હૃદય પર ચોટ મારી જાય એવી —ચોટદાર ટૂંકી વાર્તા જેવી જ—વેધક અને કલામય હોય છે!

પહેલાંના યુગમાં ઑફિસોમાં ટેબલખુરશીને બદલે ગાદીતકિયા રાખવામાં આવતા તે આપણા પૂર્વજોની માનવપ્રેમની ભાવનાને કારણે જ હતું. હવે ગાદીતકિયાને સ્થાને ટેબલખુરશી આવ્યાં હોવાથી 'પ્રજ્ઞાનું વરદાન અમલમાં મુકાવું જરા મુશ્કેલ બને છે– ઊંઘવામાં જરા તકલીફ પડે છે કારણ મારા એક મિત્ર કહેતા'તા એમ, ટેબલ પર માથું ઢાળીને સૂઈએ છીએ ત્યારે જાણે વધસ્થાન પર આપણો શિરચ્છેદ કરાવવા આપણે માથું ધરીને પડ્યા હોઈએ એવી લાગણી થાય છે : ખાસ કરીને સાહેબ છૂટી નીકળ-વાની તૈયારી હોય ત્યારે. એ મિત્રનું તો સૂચન છે કે શહેરમાં હજામની સલૂનોમાં માથું ટેકવવા માટે ખુરશીની પાછળ, પેલા બાવાજીની બગલમાં દબાવવાની ઘોડી જેવાં ટેકણિયાં હોય છે તેવાં શીશટેકણિયાં ઑફિસોની ખુરશીની પીઠે પણ રાખવામાં જોઈએ, કે જેથી એના પર માથું ટકવી, ટેબલ પર પગ લંબાવી,

ઉનાળાની બપોરે ઊંઘવાનું નિત્યકર્મ નિરાંતે પાર પાડી શકાય. ઉનાળાની બપોરે ઘૂમી રહેતા પંખાઓ પણ આ દિશામાં ઠીક ઠીક ફાળો આપી શકે છે. ફુગ્ગાની અંદર જેમ ગેસ ભરાતાં એ અદ્ધર ઊડવા માંડે છે તેમ પંખાને લીધે પણ આપણા મગજમાં પવન ભરાય છે, ને એથી આપણે આ ધરતી પરથી ઊડીને ઊંચે સ્વપ્નલોકમાં વિહરતા થઈ જઈએ છીએ કેટલાક ઇલેક્ટ્રિક પંખા તો એવા પ્રેમાળ હોય છે કે પવન નાખવા ઉપરાંત હાલરડાંની માફક અખંડ સંગીતથી પણ આપણને ઊંઘાડવાનો પ્રયત્ન કરી રહ્યા હોય છે. હવે સંગીત નહીં પણ શીતળતાથી, કોઈ સ્વપ્નસુંદરી સ્નેહપૂર્વક સુવાડી દેતી હોય તેમ એર-કંડીશનરો પણ એમની સાચી ફરજ અદા કરે છે. પણ એમાં પેલી પંખા જેવી મઝા નથી, માત્ર માધુર્ય જ છે.

પણ એમ તો આ બાબતમાં પુસ્તકો પણ પંખા જેટલાં જ ઉત્સાહી હોય છે. રાષ્ટ્ર ઉપર આફત આવી પડે ત્યારે એકેએક નાગરિકનું લોહી જેમ ઊકળી આવે છે, તેમ ઉનાળાની બપોરે પુસ્તક માત્રમાં એક નવી શક્તિ પ્રગટે છે. એમના પાનેપાનામા હિપ્નોટિઝમ કે જાદુ કરવાની તાકાત આવી જાય છે, અને રજાઓમાં ઘેર રહી સૂતે સૂતે વાંચવાનો પ્રયત્ન કરતા વિદ્યાર્થી, શિક્ષક કે પ્રોફેસર સૌને ય એ ધરતી પરથી ઉડાવી સ્વપ્નલોકમાં વિહરતા કરી દે છે. અમારા એક પ્રોફેસર સાહેબ દર વેકેશનમાં કૉલેજની લાયબ્રેરીમાંથી પચાસ-પોણોસો પુસ્તકો ઘેર વાચવા લઈ જતા. વેકેશનના અંત સુધી એમાંનાં ત્રણચાર પુસ્તકો એ વાંચી પણ શકતા; પરંતુ બાકીનાં પેલા પચાસ-પોણોસો પુસ્તકની હાજરીને લીધે એમને વેકેશનમાં એવી સરસ ઊંઘ આવતી કે એ અમને પણ ઉનાળાની રજાઓમાં લાયબ્રેરીમાંથી પુસ્તકો ઘેર લઈ જવાનો આગ્રહ કરતા.

આપણે વગર કારણે વિદ્યાર્થીઓનો ને શિક્ષકો-પ્રોફેસરોનો

વાંક કાઢીએ છીએ કે એ લોકો વેકેશન આપી વ્યર્થ નિદ્રાની ઉપાસનામાં વહી જવા દે છે. એમાં ખરું જોતાં વાંક છે પુસ્તકોનો, અને વધ્યો-ઘટયો બ્રહ્માજીનો. ને નહી તો યે ભાઈ, એક વાત કહું ? જેનાં જ્ઞાનચક્ષુ ખૂલી ગયા છે એવા સરસ્વતીના ઉપાસકોએ ઉનાળાની બપોરે ક્ષુદ્ર ચર્મચક્ષુઓ ખુલ્લાં રાખવાની કંઈ યે જરૂર હોય એમ તમને લાગે છે ખરું ? મને તો નથી લાગતું.

આમ, ઉનાળાની બપોર એટલે નિદ્રાનો ઉત્સવ. એ ઉત્સવમાં ભાગ ન લેનાર અરસિકો પણ નથી પડયાં એમ નહીં. સંજોગોને લીધે પણ ઘણાને આ ઉત્સવથી અળગા રહેવું પડે છે. પણ આપણા દેશનું સદ્ભાગ્ય છે કે હજી ઘણા ઘણા લોકો ઉનાળાની બપોરે ઊંઘવાનો લહાવો લેવા ચૂકતા નથી. ઊંઘવું એ આપણા તત્ત્વજ્ઞાની દેશનો તો પ્રિય શોખ હોવો ઘટે.

કવિ ન્હાનાલાલ કહી ગયા છે કે, 'પરણવું એટલે પ્રભુતામા પગલાં માંડવા.' આપણે તો માનએ છીએ કે ઊંઘવું એટલે જ પ્રભુતામા પગલાં માડવાં. કુંભકર્ણનો દાખલો આપણી સામે જીવંત છે. રાવણ કુંભકર્ણ જેટલો નિદ્રાપ્રેમી ન હતો તો એને સીતાનુ હરણ કરવાની બુદ્ધિ સૂઝી અને માથે નકામી આપત્તિ વહોરી. એના કરતા કુંભકર્ણ સારો નહીં કે પોતે ભલા ને પોતાની નિદ્રા ભલી ? માનવી ઊંઘતો હોય છે ત્યારે ઈશ્વરની વધુમા વધુ નજીક હોય છે

આવા સંજોગોમાં, ઉનાળાની બપોરે આપણે બારણે ઉત્સુક મને ઊભી રહેલી નિદ્રાને આવકારવા સિવાય આપણે બીજું કરી પણ શું શકીએ ? આમે ય તે જાગવું — જિંદગીમા ખરેખરું જાગી જાણવું એ ખૂબ અઘરી કળા છે. એ કળા આવડે ત્યાં સુધી તો ઊંઘ્યા કે જાગ્યા સૌ સરખુ જ છે. અને એટલે જ દૂર દૂરનાં ખેતરોમાં એક છેડેથી બીજે છેડે ઘૂમતો વંટોળિયો અને

એની આગળ છડી પોકારતા દોડતા કોઈ ' ખરભોળિયા ' સિવાય સૃષ્ટિ આખી ગ્રીષ્મની બપોરે શાંતિના મહાસંગીતમાં ડૂબી ગઈ હોય છે. એ મહાસંગીતમાં તમારો સૂર પુરાવવામાં—નયણાં ઘેરાવીને તમને ઊંઘમાં ડુબાડવામાં મદદરૂપ થવાનો આ લેખ પણ એક પ્રયાસ જ છે, સફળ કે નિષ્ફળ એ તો તમે જાણો !

*

## બેંક–અર્થશાસ્ત્રીની દૃષ્ટિએ

'નદીનું મૂળ અને ઋષિનું કુળ' ન ખોળવું એમ કહેવતમાં કહ્યું છે. પણ બેંકિંગનું મૂળ શોધવાની એવી કોઈએ મનાઈ કરી નથી.

બેંકની ઉત્પત્તિ વિષે અર્થશાસ્ત્રીઓમાં બેત્રણ વાતો ચાલે છે. એક તો એમ કહેવાય છે કે પશ્ચિમના દેશોમાં બધી ઓફિસોમાં તહેવારની રજાઓ બાબતમાં જે કંઈ વિસંવાદ હતો તે ટાળવા માટે ત્યાનાં લોકોએ અમુક સંસ્થાઓ સ્થાપી અને ઠરાવ્યું કે એ સંસ્થાઓ જે તહેવારો પાળે તે તહેવારોએ સાર્વત્રિક રજાઓ રાખવી. આ રીતે 'બેંક હોલિડે'ની જરૂરિયાતને લઈને બેંકની ઉત્પત્તિ થઈ એમ માનવાને સબળ કારણ છે.

કેટલાક વિદ્વાનો વળી એમ પણ કહે છે કે વીસમી સદી પહેલાં પણ ધંધારોજગારમાં થોડાં થોડાં વર્ષોને ગાળે મંદી આવતી ખરી પણ એ મંદી બરાબર કયે દિવસે શરૂ થઈ એ નક્કી નહોતું કરી શકાતું. એટલે કેટલાક બુદ્ધિશાળી લોકોએ 'બેંક' નામની સંસ્થા સ્થાપી અને નક્કી કર્યું કે એના પર ડિપોઝિટરોનો દરોડો પડે ત્યારથી બરાબર આર્થિક મંદીની શરૂઆત થઈ એમ સમજવું.

આપણા દેશના ગૌરવમા માનનારા અને પશ્ચિમની બધી ય શોધો મૂળથી જ આપણે ત્યાં હતી એમ માનનારા કેટલાક

રાષ્ટ્રપ્રેમીઓ એમ પણ કહે છે, બેંકનો ખ્યાલ મૂળ તો ‘ વા અને પાણીવાળા ‘ મૂસાભાઈ ’ નો જ હતો. લોકકથાસિદ્ધ પેલા મૂસાભાઈ-એ નાત જમાડેલી તે પણ ન્યાતનાં વાસણો વેચીને જ — અને પોતે તો વા અને પાણી જ પૂરા પાડયા હતા — તેમ બેંકો પણ જનતાના પૈસા ઉધાર લઈ જનતાને જ પાછા ઉધાર આપે છે, પોતે તો માત્ર ચેકબૂક્સ અને સ્લીપબૂક્સ જ પૂરી પાડે છે ને? ન સ્વીકારાય એવું ઘણું આ દલીલમાં હોવા છતા આપણા દેશના ભૂતકાલીન ગૌરવને સ્પર્શતી હોઈ એવી અન્ય દલીલોની જેમ, સ્વીકારી લેવી જોઈએ !

ભૌગોલિક રીતે બેંકના બે ભાગ પાડી શકાય: એક સળિયાની વાડની બહારનો વિસ્તાર અને બીજો અંદરનો વિસ્તાર. વાડની બહારના વિસ્તારને બેંકના સ્ટાફથી રક્ષિત અને અંદરના ભાગને સ્ટાફથી અરક્ષિત ગણી શકાય. લાકડાનું કાઉન્ટર અને એની પરના આડા સળિયા ઠીક ઠીક ઊંચા રાખવામાં આવે છે જેથી બેંકના કારકુનો એ કૂદીને બહાર ન જતા રહે. છતાં ય બાપાની જોડે બેંકમા ગયેલા છોકરાઓ કાઉન્ટર પર દાઢી ઘસી શકે એટલા નીચા તો એ હોય છે જ. એ સળિયા વચ્ચેથી કબુતર પસાર થઈ શકે એટલી જગ્યા હોવા છતાં કબૂતરોને આવવા-જવા માટે દરેક કલાર્કની સામે કાઉન્ટર ઉપર એક નાનકડું બાંકોરું હોય છે. અલબત, એ બાંકોરાનો ઉપયોગ કબૂતર ન કરતાં હોવાથી એમાથી લોકો પૈસા અને પાસબૂક આપવાની અને લેવાની રમત રમે છે આથી જે ફફડાટ સંભળાય છે તે કબૂતરની પાંખોનો નહીં પણ નોટોના થોકડાઓનો હશે એમ માનવું પ્રાપ્ત થાય છે.

સળિયા પાછળ બહારના કરતાં પણ વસ્તી ગીચ હોય છે. ત્યાં કારકુનો હોય છે, અને એ લોકો નવરા ન બેસી રહે તે માટે ચોપડા હોય છે. બેંકમાં પહેલી જ વાર જનાર માણસે આ

વિરાટ ચોપડા જોઈ, 'ઓહોહોહો !' એમ આશ્ચર્ય બતાવવાનો રિવાજ છે. ચોપડા મોટા રાખવાનું એક કારણ એમ બતાવવામા આવે છે કે બેંકના કારકુનોને બેંકની બહાર જીવવાના બહુ થોડા કલાકો મળતા હોવાથી એમને વ્યાયામ કરવાનો સમય મળતો નથી, આથી આ મહાભારત ચોપડાઓ વારંવાર ઊંચકી, હેર-ફેર કરી, ઉઘાડવાસ કરી, એ લોકો કામ સાથે વ્યાયામ કરી શકે છે.

એ ચોપડા રાખવાનુ બીજુ પણ એક કારણ છે: બેંકમાં મોટે ભાગે પૈસાની વાત હોય છે. 'જર, જમીન અને જોરૂ એ ત્રણ કજિયાનાં છોરુ એ ન્યાયે આ બધા વચ્ચે ગમે ત્યારે યુદ્ધ ફાટી નીકળે તો નવાઈ નહીં. એવા પ્રસંગે બીજું કંઈ ન જડે તો એ લોકો સામસામા ચોપડાથી મારામારી કરે. એટલે ચોપડાનો આવો ઉપયોગ થતો અટકાવવા માટે એ વજનદાર રાખવામાં આવ્યા હોય એ બનવાજોગ છે. અને આ જ કારણથી પાસબૂકો એટલી નાની રાખવામા આવી હોય છે કે એનો ઘા કરવાથી પણ સામા માણસને જરા ય વાગે નહીં. આ પાસબૂકને પણ હથિયાર તરીકે નિરુપયોગી બનાવી દેવામાં આવી છે. અત્રે હથિયારની વાત આવતાં યાદ આપવું જરૂરી છે કે આધુનિક બેંકોનો વિકાસ બ્રિટિશ અમલમાં જ થયો, અને અંગ્રેજો હથિ-યારબંધી માટે કેટલા આગ્રહી હતા એ તો સૌ જાણે છે. બેંકના કારકુનોને બેંકમાં ઘણો સમય ગાળવો પડે છે. ઘણો સમય એક સ્થળે ગાળવાથી એમને ક્યારેક કંટાળો આવે એ સ્વાભાવિક છે એ કંટાળો દૂર કરવા એ લોકો મનોરંજન શોધે છે. એ મનોરંજન મેળવવાનો એક પ્રકાર કારકુનો એકબીજાને પ્રેમથી ચોપડાની ભેટો મોકલે એ છે. બેંકમાં થોડા પહેલવાનો — જેમને પટાવાળા કહેવામા આવે છે અને જેઓ દેખાવે પહેલવાન જેવા નથી હોતા — તેમને ખાસ પગાર આપી રોકવામાં આવે છે. આ

લોકો દ્વારા એક ટેબલ પરનો કારકુન બીજા ટેબલ પરના કારકુનને ચોપડાની ભેટ મોકલાવી શકે છે. પેલો વળી ત્રીજાને એવી ભેટ મોકલાવે છે. એમ એકબીજાને ભેટો મોકલાવી એ લોકો આનંદ મેળવે છે.

મહિનાઓમાં જે સ્થાન માગસરનું છે, ઋતુઓમાં વસંતનું છે, દેવોમાં વિષ્ણુનું છે, સાહિત્યમા મહાકવિનુ છે, ભોજનમાં મિષ્ટાનનુ છે, તે સ્થાન બેંકના કારકુનોમાં કેશિયરનું છે. જૂના જમાનામાં જેમ રાજામહારાજાઓ ખાસ વિદ્યાવાન પુરુષોને એમની વિદ્યાનો અભ્યાસ વિકાસ કરવા આશ્રય આપતા, આપણા દેશી રાજાઓ કસરતબાજ મલ્લોને રાખતા. આ મલ્લો દરબારી આશ્રયે પોતાનાં શરીરનો, કૌશલ્યનો વિકાસ કરતા. આધુનિક બેંકો પણ એ રીતે જ કેશિયરોને પોષે છે. કેશિયરોએ બેંકમાં બેસી ઝડપથી નોટો ગણવાની કળા વિકસાવવાની હોય છે. જમાનો જનતાની પૂજાનો હોઈ કેશિયરોના આ કૌશલ્યનું પ્રદર્શન એકલા બેંકવાળાઓ પૂરતું મર્યાદિત નહીં રાખતાં, જાહેર જનતા આગળ પણ કરવામા આવે છે. હજી પણ કોઈ બેંકમાં જશો તો કેશિયરને ઝડપથી નોટો ગણવાનો ખેલ કરતો અને બીજા એક-બે પ્રેક્ષકોને એકીટશે એ ખેલ જોતા જોઈ શકશો. પ્રેક્ષકોની આવી સતત હાજરી આપણી કળા અને ચમત્કાર પ્રત્યેનો પ્રેમ કેટલો જીવંત છે એની જ્વલંત સાબિતી પૂરી પા[illegible] છે. કેશિયર આળસુ ન થઈ જાય તે માટે તેને હિસાબ રાખવાનું, તિજોરી સંભળાળવાનું પૈસા આપવાનું અને લેવાનું — એવાં કેટલાક કામો સોંપવામાં આવ્યાં છે ખરા, પણ એ કાર્યો ખાસ મહત્ત્વનાં ન હોવાથી આપણે એના ઉલ્લેખ માત્રથી જ પતાવી દઈશું.

બેંકના કેશિયરો લૂંટાવા માટે પણ પ્રખ્યાત છે. બેંકના સબંધમાં આવનારાઓનો વિચાર કરતાં ઘરાકો, કારકુનો, પટાવાળા વગેરે ઉપરાંત બીજા એક વર્ગનો વિચાર કરવો પણ જરૂરી

છે. તે વર્ગ છે બૅંક પર લૂંટ ચલાવનારાઓનો. એ લોકો, આપણા મૂડીવાદી સમાજના બીજા લૂંટારાઓની જેમ, મોટરમાં બેસીને આવે છે. અને અંતે મોટરમાં જ પલાયન થઈ જાય છે. લૂંટાયેલી નોટોની સંખ્યા જનતાને મોઢે એક મિનિટની એક હજાર એ હિસાબે વધતી જાય છે; અને અંતે 'લાખોની લૂંટ' સુધી વાત આવે છે એટલે એ વાત ચર્ચાતી બંધ થાય છે, અને એ લૂંટ વિષે ડિટેક્ટિવ નવલકથાઓ સિવાય બીજે ક્યાંય સંભળાતું નથી

અંદરના ભાગમાં, બૅંકની ભીતરમાં કારકુનો અને ચોપડા ઉપરાંત બીજી ઘણી વસ્તુઓ અને વ્યક્તિઓ હોય છે. બૅંકના કારકુનોનો પગારવધારો નક્કી કરવા માટે અને જરૂર પડયે બૅંકને કૂડચામાં (લિક્વિડેશનમાં) લઈ જવાનો ઠરાવ કરવા માટે 'ડિરેક્ટરો' નામના કેટલાક માણસો હોય છે. આ ડિરેક્ટરો બૅંકના ચાલતા પંખાનો લાભ લેવા વારવાર મળે છે. ધારવામાં આવે છે તેમ એમને બેસવા માટે એક મોટું પાટિયું રાખવામાં આવ્યું હશે. આ પાટિયાને તેથી 'બોર્ડ ઑફ ડિરેક્ટર્સ' કહેવામાં આવે છે. ડિરેક્ટરો દર વર્ષે દિવાળી પછી કેટલા યે મહિને 'રિપોર્ટ' નામનો વાર્ષિક અંક બહાર પાડે છે. આ રિપોર્ટના ગ્રાહકોને શેરહોલ્ડરો કહેવામાં આવે છે. ગ્રાહકોને રિપોર્ટ મફત પહોંચાડાય છે.

બૅંકની ભીતરમાં આ બધી વ્યક્તિઓનું પ્રેરક—ચાલક તત્ત્વ શું ? અર્થશાસ્ત્રીઓ માને છે કે બૅંકનું પ્રેરક—ચાલક તત્ત્વ ચેકબૂક, સ્લીપબૂક અને પાસબૂક નહીં પણ એથી વધુ ઉચ્ચ, વધુ અગમ્ય એવું કંઈક છે. આ 'કંઈક' તે અર્થશાસ્ત્રના નિયમો. પરંતુ આ અર્થશાસ્ત્ર જ ફુગાવો અને મંદી ઉત્પન્ન કરે છે એ બંને વસ્તુઓ દુઃખ ઉત્પન્ન કરતી હોઈ એ વિષે વધુ વિચાર કરવો હાનિકારક છે.

વ્યર્થશાસ્ત્રીની દૃષ્ટિએ ચેકબૂક, સ્લીપબૂક અને પાસબૂકની

ત્રિપુટી જ બેંકનું પ્રેરક-ચાલક તત્ત્વ છે. અર્થશાસ્ત્રીઓ સિવાયના —એટલે કે વિચારવંત લોકો પણ આમ જ માને છે. લોકો પહેલાં તો બેંકમાં પૈસા ભરે છે. કેટલા પૈસા છે, એ પૈસા લેનાર કેશિયરને મોઢેથી કહે તો કોઈ સાંભળી જાય એ બીકે સ્લીપબૂકમાં એ આંકડો લખીને આપે છે. આમ પૈસા ભરતું કોઈ નજરે પડે એટલે તરત ત્યાં ફરતા માણસોમાથી એકાદ જણ ચેકબૂકમાથી એક ચેક પર કંઈક આંકડો લખી ચેક લેનાર કારકુનને આપે છે. કારકુન આખો દિવસ બધા ચેક ભેગા કરે છે. રાતે જમી-પરવારીને બધા બેંકવાળા કલીઅરિંગ હાઉસ નામની જગ્યાએ ભેગા મળે છે. ત્યા દરેક બેંકવાળો પોતાના ખોળામાં આખા દિવસમાં ભેગા થયેલ બધા ચેક લઈને બેસે છે. તેની પાસે દિવસભરમાં ભેગા થયેલા પૈસા પણ હોય છે. પછી રમત શરૂ થાય છે. ગંજીફાનાં પત્તાંની જેમ ચેક ઊતરવાના હોય છે. જેનો મોટો આંકડો હોય એને હાથ મળે. આખી બાજી તીનપત્તાની જેમ પૈસા મૂકીને રમાતી હશે એટલે જીતનારને થોડા પૈસા મળે છે. તે પૈસા બીજે દિવસે જે લોકો બેંકમા જાય છે તેને વહેંચી આપવામાં આવે છે. આ સમગ્ર ક્રિયા જ બેંકની પ્રેરક-ચાલક તત્ત્વ છે.

બેંકમાં અવારનવાર આવનાર માણસને એક એક ચોપડી ભેટ આપવામા આવે છે. પાસબૂક ગમે ત્યારે આપીને અને ગમે ત્યારે માગીને પોતે બેંક પાસે પોતાનું ધાર્યું કરાવી શકે એવો સંતોષ માણસ લઈ શકે છે. જગતના શ્રેષ્ઠ પુસ્તકોની નામાવલિમાં બેંકની પાસબૂકનુ નામ ગણવું જરૂરી છે. પાસબૂક આ રીતે બેંક અને સાહિત્યને જોડતી કડી છે. બેંક અને સાહિત્યને જોડતી બીજી કડી ડિટેક્ટિવ નવલકથાઓ અને ત્રીજી કડી ' ઑન ધ બેન્કસ ઑફ વોલ્ગા ' નામનું રશિયન સાહિત્યકાર મેક્સિમ ગોર્કીનું જીવનચરિત્ર છે આમા કેટલાક માણસો ' બેન્કસ' એટલે ' કિનારા ' (વોલ્ગા નદીના કિનારા) એવો અર્થ કરે છે ખરા પણ એ વાત

અત્રે અપ્રસ્તુત છે.

આપણી બૅંકિંગ પદ્ધતિમાં સુધારાને ઘણો અવકાશ છે. સૌથી મહત્ત્વનો સુધારો બૅંકની ચેકના પૈસા આપવાની પદ્ધતિમાં કરવાની જરૂર છે. સાંભળ્યું છે કે ઘણી બૅંકોમાં ચેક લખી આપનારના ખાતામાં કંઈક રકમ હોય તો જ બૅંકો ચેક વટાવવા આવનારને પૈસા આપે એવો રિવાજ છે। ચેક લખનારના ખાતામાં કંઈ પણ બૅલેન્સ ન હોય તો ચેક નકારવામાં આવ્યા હોય એવું પણ બન્યાનું સાંભળ્યું છે! આવો કંઈ રિવાજ હોય તો એ શરમાવા જેવું કહેવાય. ચેકની બાબતમાં આવા ભેદભાવ ન રાખવા જોઈએ. બૅંકોએ દરેકદરેક ચેક અચૂક વટાવી જ કૅશ આપવા જોઈએ અને તે માટે ચેક લખી આપનારનું ખાતું છે કે નહીં, એમાં કંઈ બૅલેન્સ છે કે નહીં, એવા એવા ગેરરસ્તે દોરનારા વિચાર ન કરવા જોઈએ. મને ખાતરી છે કે જો આ એક જ સુધારો કરવામાં આવશે તો પછી આપણી બૅંકિંગ પદ્ધતિમાં બીજો કોઈ સુધારો કરવાની જરૂર રહેશે નહીં.

અંતે એક જ પ્રશ્ન બ્રહ્માંડમાં બૅંકનું સ્થાન શું? આ પ્રશ્નોનો જવાબ શોધવા ખૂબ અભ્યાસ અને વિચારની જરૂર છે. એ બંને કર્યા પછી એ ઉત્તર જડે છે કે 'બૅંકમાં બ્રહ્માંડનું જે જે સ્થાન છે તે જ સ્થાન બ્રહ્માંડમાં બૅંકનું છે.'

# ચંદ્રકલંક અને કવિતા

જગતના કાવ્યસાહિત્ય પર એક દૃષ્ટિ નાખતાં લાગે છે કે જાણે ચંદ્ર અને તેનું કલંક શું છે એની ચર્ચા, વિચારણા અને નિર્ણય કરવા અસંખ્ય કવિઓની એક સમિતિ બેઠી છે. એ સૌ નિરીક્ષણ કરે છે, ચિંતન કરે છે અને અભિપ્રાય આપે છે, પણ દરેકનો અભિપ્રાય બીજાથી જુદો હોય છે અને જાણે આટલા સૈકાઓને અંતે ય એ લોકો નક્કી નથી કરી શકતા કે ચંદ્રનું એ કલંક એ આખરે છે શું: કવિ સમિતિના કાલિદાસ જેવા જગજાહેર કવિ લો કે લોકસાહિત્યના સર્જકો જેવા ભૂગર્ભ કવિઓ લો. એ સૌની — પાગલોની ચર્ચા અનંત કાળથી ચાલુ જ છે: ચંદ્રકલંક છે શું?

એક જણ કહે છે ચંદ્રનું કલંક એ તો સસલું છે, બીજો કહે છે રાહુના ભયથી ચંદ્રના ખોળે સંતાયેલું એ તો હરણ છે એક જણ કહે છે એ તો રેંટિયો કાંતતી ડોશી છે. બીજો એક પશ્ચિમનો કવિ એને પુસ્તક વાંચતી બાળા ગણાવે છે.મને સમજ નથી પડતી કે એક જ વ્યક્તિ અંગે આવો પ્રચંડ મતભેદ કેમ કરીને પ્રવર્તી શકતો હશે! રેંટિયો કાંતતી ડોશી અને પુસ્તક વાંચતી બાળા! એક વ્યક્તિ વૃદ્ધા છે કે મુગ્ધા એ વાત પર પણ આ કવિલોકો એકમત નથી થઈ શકતા પણ આ ઓછું હોય એમ એક લોકકલ્પના ચંદ્રકલંકને 'The Ass' – ચંદ્રમાં વસેલો

ગધેડો — પણ માને છે. જ્યારે બીજી એકક વિકલ્પના એને ચંદ્રના વક્ષઃસ્થળ પર ઢળી પડેલી નિશાસુંદરી માને છે।

'જુઓ ભાઈ,' એક કવિ વચ્ચે પડીને કહે છે, 'આ બધી કલ્પનાઓ જુઠ્ઠી છે. હકીકતમાં તો ચંદ્ર જે રાત્રિના અંધકારને ગળી ગયો છે એ અંધકાર એના પારદર્શક હૃદયમાંથી આપણને દેખાઈ રહ્યો છે. અને એ જ ચંદ્રકલંક।'

બીજો કહે છે: 'તને ભાઈ, પુરાણોનું કંઈ ભાનબાન છે કે નહીં? ચંદ્રમાં આવેલો ડાઘ એ તો મંથન વખતે એને મેરુ-મંદર પર્વતનો ધક્કો લાગેલો એનો ડાઘ છે–બીજું કંઈ નથી।'

એકવાર થોડા પાગલો વાતો કરતા બેઠા હતા. ત્યાં એક દેડકો નીકળ્યો. બધાએ દેડકો જોયો. એક કહે: 'ભલા, આ નવ-તર પ્રાણી શું હશે?' બીજો કહે: 'એનું નામ શું હશે?'

થોડી વાર ચિંતન કરીને ત્રીજાએ કહ્યું: 'જુઓ ભાઈ, આ કૂદકા બહુ મોટા મારે છે એટલે હું ધારું છું આ હરણ જ છે.'

'હરણ?' ચોથો ગર્જ્યો, 'હે મૂર્ખ, હરણ હોય તો એને શિંગડા તો હોય ને। આ તો સસલું છે સસલું! એની આંખો જ નથી કહી આપતી?'

દેડકા આસપાસ વીંટળાઈ વળેલા પાગલોની ચર્ચા બરાબર જામી. એકે કહ્યું: 'એમ કરો. આને લઈને આપણે કોઈ અનુભવી વૃદ્ધજન આગળ જઈએ ને પૂછીએ કે આ શું છે?'

બધા દેડકો લઈને ઊપડયા અને એક વડીલની પાસે પહોંચ્યા. 'કાકા, આ કયું પ્રાણી છે? હરણ કે સસલું?'

વડીલ હસી પડયા: 'અરે, સાળા મૂર્ખાઓ। આટલી સમજ નથી પડતી? ઘરમાંથી મૂઠી જાર લાવીને એના મો આગળ નાખો એટલે ઝટ દઈને પરીક્ષા। ચણે તો માનજો ચકલી ને નહીંતર મોર તો ખરો જ ખરો!'

એમ ચન્દ્રનું કલંક સસલું છે, હરણ છે, સુંદરી છે કે રાસભ છે, વૃદ્ધા છે કે મુગ્ધા, એની ચર્ચા કરતા જગતના કલ્પના-પ્રેમીઓ આગળ કાલિદાસના વિક્રમોર્વશીયનો વિદૂષક અને આપણા શ્રી રામનારાયણ પાઠક સાથે મળીને નિર્ણય રજૂ કરે છે કે ચંદ્ર બીજું કંઈ નથી, એ એક મોટો લાડુ છે અને એનું કલંક એ તો છે ઉપર ચોંટાડેલાં પિસ્તાં, ચારોળી અને દરાખ! ચંદ્રને કાલિદાસે પોતાના પાત્રના મુખે ભોજનના પદાર્થ તરીકે — લાડુ સ્વરૂપે — ઓળખાવ્યો છે; તો ઇંગ્લેંડની એક લોકકથા 'ચીઝ' ગણે છે થોડો થોડો ભાગ એક રાક્ષસ રોજ રોજ ખાતો જાય છે અને અમાસને દિવસે એ 'ચીઝ' ખલાસ થઈ જાય છે. પુરાણકારો કહેશે, ચંદ્ર તો છે અમૃતનો કૂંપો! દેવો રોજ રોજ એનું પાન કરી અમાસ સુધીમાં એને ખાલી કરી નાખે છે. પણ પાછો પૂનમ સુધીમાં એ ભરાઈ જાય છે અને એટલે જ મને તો લાગે છે કે સામયિકો જેમ પોતાનો ખાસ દળદાર અંક કાઢે છે, મીઠાઈ-વાળાઓ દિવાળી વખતે ખાસ મીઠાઈઓ બનાવે છે એમ આવતી દિવાળીના ઉમંગમાં શરદપૂનમનો ચંદ્ર વધુ શુભ અને મધુર અમૃતથી ભરવામાં આવતો હશે.

ભોજનપ્રેમી જ્યાં ચંદ્રને લાડુ સાથે સરખાવે છે ત્યાં કવિઓ એને પ્રિયાના મુખ સાથે સરખાવે છે. જગતમાં જો કરુણમાં કરુણ પાત્ર કોઈ હોય તો તે બિચારી કવિપ્રિયા છે! નાનું બાળક સરકસનો જંગલી ચીતરી બાપાને કહે, 'બાપા, બાપા, મેં તમારો ફોટો ચીતર્યો.' અને એ બાળકના પિતાની જે દશા થાય તે દશા જગતના કવિઓએ પોતાની પ્રિયાઓની કરી છે. સુંદર પાકેલા ટીંડોરા જેવા હોઠવાળી અને બન્ને બાજુ છેક કાન સુધી પહોંચે એવી લાંબી મોટા કમળ જેવી આંખોવાળી પ્રિયા કેવી લાગતી હશે? વેલીઓ જેવા હાથ અને હાથીની સૂંઢ જેવા પગ. હંસ જેવી લાંબી ડોક અને પોપટની ચાંચ જેવું નાક — શિવ, શિવ શિવ!

શી દશા કરી નાખી છે આ કવિલોકોએ પોતાની પ્રિયાઓની!
જે કવિઓ અભાનપણે પોતાની પ્રિયાઓની આવી દશા કરતા
શરમાતા નથી એ લોકો ચંદ્રની એવી દશા કરે એમા નવાઈ છે?
એક જણ કહેશે: 'પ્રિયા, તારુ મુખ ચંદ્ર જેવુ છે,' તો બીજો
કહેશે, 'ચંદ્ર જેવું? ચંદ્ર બિચારો તારા મુખ આગળ શી વિસા-
તમા છે?' ભર્તૃહરિએ આ બંને પર ચિડાઈને કહેલું કે 'અલ્યા
મૂર્ખાઓ, ચંદ્ર જેવા ચંદ્રને તમારી ક્ષુદ્ર હાડચામની પ્રિયા સાથે
કેમ કરીને સરખાવી શકો છો?'

પણ ભર્તૃહરિને કોણ ગણે છે? કવિઓ તો કલ્પનાઓ
કર્યા જ કરવાના. રા. વિ. પાઠક જેવા શાણા માણસ પણ એક
વખત જ્યારે 'શેષ' સ્વરૂપે કવિ હતા ત્યારે લોકહૈયાના નાગને
ડોલાવતા મદારી, ચંદ્રના હૈયામા દેખાતા કલંકને આપણું માનવી
ઓનું દુઃખ જોઈને ચંદ્રના દિલમાં રહી ગગેલો ડાઘ કહેતા
હતા. પણ પછીથી એ સુધરી ગયા, એટલે એમણે પ્રાયશ્ચિત
તરીકે લખ્યું છે કે,

ખહુ ઉદર બની વદને, નર હજામતમાં ક્ષીણ સાબુ દે,
પણ મૂછો ત્યહીં કાળી રહી દિસે, ત્યમ કલંકિત ચંદ્ર નભે દિસે!

એટલું જ નહી, ભોજન-રસિયાના મિજાજમા હશે ત્યારે
એમણે ઉમેર્યું છે કે,

જેવી સફેદ ઘઉંની વણી રોટલીને
બે વાર ફેરવી પછી મૂકી ફૂલવાને;
ફૂલી બધેથી વચમાં જરા થાય કાળી
તેવો દિસે છે નભમાં સકલંક ચંદ્ર

શરદપૂનમની રાતે આકાશમાં ચંદ્રને મારા એક ટીકાખોર
મિત્ર પોતાના શ્યામવર્ણા મુખને પફપાવડરથી આચ્છાદિત કરીને
હસી રહેલી કોઈ કોલેજકન્યા સાથે સરખાવે છે અને કહે છે કે,
ક્યાંક ક્યાંકથી એ પાઉડર ઊડી ગયો છે એટલે જ દેખાય છે

ચંદનું કલંક! બીજા એક મિત્ર કહે છે કે દર શરદપૂનમને પૃથ્વી પર ભરાતો મેળો જોવા ચંદ્રની આપણી બાજુના પ્રદેશમાં ટોળે વળેલા ચંદ્રવાસીઓનું ટોળું જ આપણને અહીંથી કલંક જેવું લાગે છે!

'પણ હંમેશાં ચંદ્રકલંક દેખાય છે એનું શું?' મેં એમને ન પૂછ્યું, પણ પૂછ્યું હોત તો એ કહેત, 'મને શું પૂછો છો? પૂછો શ્રી હરિહર ભટ્ટને કે શ્રી છોટુભાઈ સુથારને.'

એ ખગોળશાસ્ત્રીઓ તો કે' દિ'ના બૂમો પાડીને કહી રહ્યા છે કે, ચંદ્ર પર દેખાતું કલંક એ તો ત્યાંના પહાડ છે; પણ એમને સાંભળે છે જ કોણ? પાગલ કવિઓની જમાત, ખગોળ-શાસ્ત્રીઓની વાતો પ્રત્યે કાનમિંચામણાં કરીને ચર્ચા કર્યા જ કરવાની કે 'ચંદ્રકલંક છે શું?' અરે 'પ્રતીક'ના કવિએ તો (હું ભૂલતો ન હોઉં તો) એમ પણ કહ્યું છે કે, 'ચન્દ્ર તો હે પ્રિયા, તારું હૃદય છે, અને એમાંનું કલંક એ તારા હૃદયમાં વાસ કરી રહેલો હું પોતે જ છું.'

પણ જવા દો, પાગલોની બહુ વાતો કરીશ તો તમે પોતે ય ય કદાચ પાગલ બની જશો. અને તમે પાગલ બનો, કવિ બનો, એનો મને વાંધો નથી. મને દયા આવે છે માત્ર તમારી પ્રિયા-ઓની, પત્નીઓની અને ચંદ્રની!

# લગ્ન, યુદ્ધ અને ભોજન

મિત્રને ત્યાં લગ્નપ્રસંગે રોશનીમાં અભિવૃદ્ધિ કરતે કરતે જ્યારે હીંચકે ઝૂલતાં ઝૂલતાં અમે ગપ્પાં મારી રહ્યા છીએ ત્યારે લેખન પ્રવૃત્તિ પ્રત્યે મને પૂરેપૂરો વૈરાગ્ય પ્રગટે છે.

આમે ય તે લેખન હંમેશાં પરોક્ષ રીતે વાચકો જોડે ગપ્પાં મારવાને માટે જ છે ને? તો પછી એને બદલે આ શું ખોટું? લાલ ચંદરવામાંથી ગળાઈને આવતા સૂર્યના તડકામાં બેસીને માલકૌંસના સૂર રેલાવતા પેલા શરણાઈવાળા, ઘણું ઓછું કામ હોવા છતાં ઘણું વધારે કામ હોય એમ હાફળીફાંફળી આમતેમ ઘૂમતી – મહાલતી, બેનો અને જગતમાં ઘણું ય કામ હોવા છતાં આજ તો કંઈ જ કામ નથી કરવું એવો નિશ્ચય કરી પાનના ડબ્બા સાથે પાટે બેઠેલા પુરુષોથી શોભાયમાન આ વાતાવરણ વચ્ચે બેસી વીસ વર્ષ પહેલાંના લગ્નો, તે વખતની જમાવટો, જ્ઞાતિ-ભોજનો અને જ્ઞાતિયુદ્ધોના વર્ણનો સાંભળ્યાં કરવાં એ શું ખોટું?

વીતી ગયેલાં એ વર્ષોની વાતો આપણા જેવા મોડા જન્મેલા કમનસીબોને અરેબિયન નાઈટ્સની કથાઓ જેટલી રમ્યભરી લાગે છે. માનવજીવનના ત્રણ સનાતન વિષયો — લગ્ન, યુદ્ધ અને ભોજન. એ સિવાય બીજું કશું જ એ વાતોમાં નથી. પણ ત્યારે મહાકાવ્યોમાં પણ એ સિવાય બીજુ શુ છે? હેલનનું હરણ અને

ટ્રોયનું પતન, દ્રૌપદીનુ અપમાન અને મહાભારતનુ યુદ્ધ. સીતાનું હરણ અને રાવણનો સંહાર — પ્રણયપરિણય અને યુદ્ધ એ બે કડીને આધારે જ દરેક મહાકવિ પોતાના સાહિત્ય-સર્જનનો હીંચકો બાંધતો લાગે છે લગ્નપ્રસંગોએ એમા ત્રીજો રસનો વિષય ઉમેરાય છે—ભોજન.

હવે કલાસિક્સ લખાતા નથી. લગ્નપ્રસંગોએ કલાસિક્સ પહેલાં જેવાં ભજવાતાં પણ નથી ! પહેલાંની જેવી સરસ તકરારો હવે નથી થતી. પહેલાં તો કેવાં કેવાં સુરસ યુદ્ધો થતાં હતાં ! દિવાળીની તૈયારી રૂપે છેક ભારવાથી દારૂખાનાવાળાઓ 'માલ' તૈયાર કરવા માંડે છે તેમ, મહિનાઓ — નહી, વર્ષો — અગાઉથી કોના લગ્નમા કયે બહાને રિસાવુ, રિસાઈને કેમ ગુસ્સે થવું, ગુસ્સે થઈને શું શું 'સંભળાવવું' અને અંતે કોને કહ્યે મનાઈ જવુ એની તૈયારીઓ થતી; એની મનોમન યોજનાઓ ઘડાતી અને એ યોજનાઓ ખાનગીમાં જાહેર કરવામા આવતી. જેને ત્યાં લગ્ન હોય તેને કાને એ વખતસર પહોંચી પણ જતી. ગભરાઈ જવાની તૈયારી કરતા વરના માતપિતાને 'એમાં ગભરાય છે શાનો ? અમે બેઠાં છીએ ને ?' કહીને બીજા વીર પુરુષો સહારો આપતા. માત્ર રિસાવાને ખાતર જેની વર્ષોથી રાહ જોવાતી હતી એવા લગ્નસમારંભો આરંભાતા અને યુદ્ધકાળમાં ડગલે ને પગલે સબમરીનોની બીકથી સંભાળપૂર્વક આગળ વધતા માલ ભરેલા જહાજની ગતિએ, એ સમારંભો આગળ ચાલતા. ત્યાં અચાનક ટોરપીડો છૂટતી—'છોકરા ભૂખ્યાં થયેલા તે મેં મોહનથાળના બે ચોસલાં આપ્યાં એમાં મને કહી સંભળાવનારી એ કોણ ?' અને સાગરનાં મોજાં ઊછળી ઊઠતાં.

લડનારા લડતા અને ન લડનારા ઉત્તેજન આપતા. કન્યાદાન વખતે કન્યાના બીજા વડીલો પણ પોતાને કન્યાદાનનું પુણ્ય મળે

એ આશયથી 'મયા અપિ દત્તા'–મેં પણ કન્યાદાન કર્યું છે એમ કહી એક-બે રૂપિયા દાનમાં મૂકે છે. એમ આવા ઝઘડાઓ વખતે પણ અન્ય સગાંઓ ચાલુ ઝઘડામાં થોડા ઉત્તેજક શબ્દોના છાંટણાં છાંટી 'મયા અપિ યુદ્ધં'નું પુણ્ય મેળવી લેતા ભુલાયેલી ફરિયાદો સંભારી આપતા, સાંભરી આવેલી વાતોમાં મીઠું–મરચું ભભરાવી આપતા અને મીઠું–મરચું ભભરાવીને કરેલી વાતોમાં સગી આંખે જોયાની સાક્ષી પુરાવતા. અને એ રીતે લગ્નના વાતાવરણમાં રંગત લાવતા.

કોઈ રિસાતું, કોઈ મનાતું, એક મનાતું ત્યાં બીજું રિસાતું. કોઈ રિસાઈને મનાવનારના અભાવે શાંત પડી જતું, કોઈ શાંત પડી ગયેલું વળી ઉત્સાહમાં મનાવનારાઓને તક આપવા રિસાઈ બેસતું. કોઈ લડતું તો કોઈ શાંત પડતું. લડનાર લડવાનું બંધ કરતું એટલે શાંત પાડનાર લડવાનું શરૂ કરતું. લડવાને કારણે જમવાનું મોડું થતું અને જમવાનું મોડું થવાને કારણે લડવાનું શરૂ થતું. લડવાનું અને જમવાનું પૂરું થતાં ઊંઘવાનું શરૂ થતું. છોકરાં ઊંઘતાં ઊંઘતા જમતાં ને મોટા જમતા જમતાં ઊંઘતા જમીને સૌ ઊંઘતાં અને ઊંઘી ઊઠી તાજા થઈ ફરી -પાછા સૌ જમતાં અને લડતાં. જમવામાંથી નવરા પડયે થોડું લડી લેતા, લડવામાંથી નવરા પડયે થોડું જમી લેતા.

પણ એનો અર્થ એ નહીં કે તે વખતનાં લગ્નો આનંદદાયક નહોતાં. આટઆટલા ઝઘડા છતાં–કદાચ ઝઘડાને લીધે જ લગ્નોમાં વધુ ઉલ્લાસ ઊભરાતો. કોઈને લડયાનો સંતોષ મળતો, કોઈને લડાવ્યાનો સંતોષ મળતો, કોઈને લડવા દીધાનો સંતોષ મળતો, કોઈને શાંત પાડયાનો સંતોષ મળતો

'ચાલો, ચાલો, હવે શાંત થઈ જાઓ...' એક કહેતું.

'ના, ના પણ એવું એ શેની કહે, અમે કંઈ વધારાના છીએ?' બીજું કહેતું.

'અરે તમારી વાત શું કરો છો, એમ તો અમને ય એણે શું શું નથી કહ્યું! છતા ય હું કંઈ બોલું છું?–મોંમાંથી અક્ષરે ય બોલું છું?' ત્રીજું વચ્ચે ઝુકાવતું.

'તે તમને–તમને વળી કોણે કંઈ કહ્યુ છે?'

'કહ્યું નહીં ને કહ્યાનો ભઈ, એ તો એ સારી છે કે લગનમાં આવી, બીજી હોય તો આવે જ નહીં,' કોઈ ચોથું જ વચ્ચેથી વહારે ધાતું.

'તે પાછા જવું જ હોય તો હજી ય ક્યા મોડું થઈ ગયું છે?'

'સાભળો સાંભળો, આ આવડી છોકરી મને શું કહી જાય છે? ને તો ય તમારા પેટનું પાણી હાલે છે?' કોઈ દમયંતી નળને પુકાર કરતી.

'ના ના, મારૂ કહેવું એમ છે કે એમાં એવુ તે છોકરીએ કહી યે શું નાખ્યુ?'

'ચાલો ચાલો હવે, આવા સારા પ્રસંગે લડવાનું હોય?' કોઈ વડીલ વચ્ચે પડતાં.

'પણ તે અમારે ત્યાં પ્રસંગ હતો ત્યારે એમને લડતાં શરમ આવેલી?' યુદ્ધનો આરંભ કરનાર વ્યક્તિ પોતાનું એકમાત્ર મહત્ત્વનું કારણ રજૂ કરતી!

'બસ, ચાલો ચાલો...એ ય જમવા વખત થઈ.'

'નથી જમવું.'

'એ...કોણ નથી જમવાનુ?'

'હવે તમારે પગે પડું, બસ?'

'એમાં રડે છે શાની? ન જમવુ હોય તો જાય...રસ્તો મોકળો છે...'

'હવે તમે તો મસજો મોટા થઈને...' સમાધાનપ્રેમી બંધુ આગળ આવે.

'હવે જાઓ મારા ભાઈ, હવે સમાધાન કરાવવા આવો છો ? પણ તમે જ પાછળ રહીને બધું ઊભુ કરાવ્યું છે...'

'ત્હેં ?...ત્હે ?...ત્હે ?'

સાક્ષી આરોપી બની જતો, આરોપી ન્યાયાધીશ બની જતો, ન્યાયાધીશ ફરિયાદી બની જતો, ફરિયાદી નવો આરોપી શોધી લેતો

પહેલાના જમાનાના લગ્નોને આનંદદાયક બનાવતાં આ યુદ્ધો કંઈ છેક સુધી ચાલ્યા કરતાં નહીં હો ! જમવામાં જેમ તીખાં તમતમતાં શાક અને ચટણી પીરસાતાં તેમ આવા યુદ્ધો પણ આખા લગ્ન-સમારંભના એક ભાગરૂપે જ ભજવાતાં. બધાં જ લડયાં કરતાં, બધે જ લડયાં કરતાં, માત્ર લડયા જ કરતાં અને લડયા સિવાય બીજું કંઈ જ ન કરતાં, એમ નહીં, અંતે ઘણીવાર સમાધાન થતાં, અને ન થતા તો શેરબજારમાં સોદો બીજા હપ્તા પર મુલતવી રખાય છે એમ ઝઘડા બીજા લગ્ન સુધી મોકૂફ રખાતા, કારુણ્યમાંથી આનંદ પ્રગટતો. દાળના સબડકા, 'શિખંડ, શિખંડ'ના ગગનભેદી પોકારો; હવે લેવાશે લેવાશે એ તો, મૂક મૂક એક...મૂક...મૂક..' 'હાઉં હાઉં બસ... હાઉં'ના મધુર નિનાદો 'પાણી ફેરવો, હવે પાણી ફેરવો'ની જમાનાજૂની રમૂજના પોકારોથી વાતાવરણ ફરી આનંદિત થઈ જતું. ક્યાંક નવપરિણીત કે નવવિવાહિત યુવાનો અમુક જ પંગતમાં શિખંડ કેમ ફેરવ્યા કરે છે એની મીઠી ચર્ચા આરંભાતી, ક્યાંક 'અમારા કાઠિયાવાડનાં રસોઈયાનો જોટો નો મળે જોટા' એવા પ્રશંસાના ઉદ્ગારો સંભળાતા. અને ક્યાંક ભોજન પર જ પોતાની સર્વ શક્તિઓ કેંદ્રિત કરી કશું બોલવામાં કે કોઈનું સાંભળવામાં જરા પણ રસ ન દાખવનાર યોગી પુરુષોનું મહામૌન વ્યાપી રહેતુ. એ બધા કલરવમા યુદ્ધનું વાતાવરણ ક્ષણભર વીસરાઈ જતુ. યુદ્ધક્ષેત્રે એ મહાજનો જેવા કર્મયોગી હતા એવા

જ ભોજનક્ષેત્રે રસયોગી હતા. યોગ્ય મુહૂર્તે ઝગડા આરંભાતા ને યોગ્ય મુહૂર્તે તે સંકેલાઈ જતા. જાણે કશું જ થયું જ ન હોય! જૂની રંગભૂમિમાં જેમ વિરહનું ગીત ગાતી સૌંદર્યમયી રાજકુમારી અંક પૂરો થયાનો પડદો પડતાં જ 'હાશ આજ તો થાકી ગયો, દોસ્ત, એક સિગારેટ લાવ જોઈએ. હું તો કંટાળી ગયો,' કહી પોતાના મૂળ સ્વરૂપમા આવી જતી એમ તે વખતનાં યુદ્ધ કરનારાં પણ યુદ્ધ પતી જતાં પાછાં આનંદથી કંઈ ન થયું હોય એમ સાથે બેસી પાન ખાઈ શકતાં...અને એટલે જ લગ્ન એકંદરે ઉલ્લાસમય બનતાં.

ત્રણ ત્રણ કલાક સુધી વાતાવરણનું ઉષ્ણતામાન ઊંચું રાખનાર વ્યક્તિ જ અંતે કહેતી : 'હોય, વાસણ તો ભેગાં રહે તો ખખડે ય ખરાં ડાગે માર્યાં પાણી ક્યાં ય છૂટાં થયાં છે ખરાં?'

અને ત્યાં જ કોઈ કહેતું : 'હા, પણ તમે તમારા છોકરા જોડે પાછલે બારણેથી બે-મો.. ટા લોટા ભરીને દૂધપાક ઘેર મોકલી દીધા છે તે કોઈએ જોયું નથી એમ ન માનતા હોં...'

અને ફરી પાછું યુદ્ધ આરંભાતું!

સૃષ્ટિના સનાતન ક્રમની જેમ, છાપામા આવતી ચાલુ નવલકથાની જેમ, આ ચાલ્યા કરતું!

હવેનાં લગ્નો ફટાકડા વિનાની ફિક્કી દિવાળી જેવાં થઈ ગયાં છે એમ વડીલોને લાગે છે. પહેલાં જેવી આતશબાજી ખેલાતી નથી. એ ખેલાતી જોવાનું આપણા નવા જમાનાના કમનસીબોના કિસ્મતમાં નથી! એ યુદ્ધો ગયાં છે પણ થોડા યુદ્ધવીરો તો રહ્યા છે, એ યુદ્ધના સાક્ષીઓ તો રહ્યા છે. એમની વાતો સાંભળવામા પણ એક અનોખો આનંદ આવે છે. 'યુદ્ધસ્ય કથા રમ્યા' એવું કો'કે કો'કને કયાંક નહોતું કહ્યું? હીંચકે ઝૂલતાં ઝૂલતા, અડધું ઊંઘતાં ઊંઘતાં, એ 'રમ્યા કથા'ઓ સાંભળવી એ પણ એક લહાવો છે!

# ઑટોગ્રાફ

આમ સિદ્ધાંતની દૃષ્ટિએ તો હું લેખકો પ્રત્યે હિંસા આચરવાની વિરૂદ્ધ છું. તમે પણ વિરુદ્ધ હશો જ અને એ સારું પણ છે, કારણ હિંસા આમેય ખોટી વસ્તુ છે. અને તે ય લેખકો પ્રત્યે તો ખરેખર અનાચરણીય…

પણ શું થાય ? કો'ક વાર, માત્ર કો.. ક વાર, બીજું કંઈ નહીં, વખત ન જતો હોય ત્યારે વખત પસાર કરવા માટે અને આપણી દુષ્ટ વૃત્તિઓનું એ રીતે ઊર્ધ્વીકરણ કરી નાખી હૈયું હળવું કરવા માટે થોડીક હિંસા, માત્ર થોડીક…

એમાં લાઠી, તલવાર, તમંચાની જરા ય જરૂર નથી. સાધનોમાં માત્ર બે–ત્રણ વસ્તુ પાસે રાખવી. એક ઑટોગ્રાફબુક, એક પેન ( એ ન હોય તો ય ચાલે ) અને તે ઉપરાંત બી. એ.માં ખાસ વિષય તરીકે ગુજરાતી ઑનર્સ રાખનાર વિદ્યાર્થી જેવો મુગ્ધ નિર્દોષ સાહિત્યકારપૂજક ચહેરો ! અને બીજાં સાધનોમાં ગણો તો…હા, એકાદ લેખક. ( રુચિ પ્રમાણે એકથી વધુનો ઉપયોગ પણ કરી શકાય )

જેમ ગિરનાં જંગલો સિંહના શિકાર માટે વિખ્યાત છે તેમ સાહિત્યમિલનો, લેખક-પરિષદો, સંસ્કાર કે સન્માન સમારંભો, પ્રવચનો વગેરે પ્રસંગો આ કામ માટે જરૂરી હવા પૂરી પાડે છે.

પ્રવચન હમણાં જ પૂરું થયું હોય, જાણીતા લેખકોની

આસપાસ મુગ્ધ પ્રશંસકો વીંટળાઈ વળ્યા હોય (કેટલાક જાણીતા પ્રશંસકોની આસપાસ મુગ્ધ લેખકો વીંટળાઈ વળ્યા હોય) અને પરસ્પર સ્મિતવ્યવહાર ચાલતો હોય ત્યારે તમારે હાથમાં ઑટોગ્રાફબૂક લઈને કૂદી પડવું.



હવે તો ઑટોગ્રાફ લેવાનુ, ડાયરીમા મોટા માણસોના હસ્તાક્ષરો લેવાનું, વાતાવરણ જ નથી રહ્યું. પણ મને યાદ છે કે એક જમાનામા અમે સૌ સરખેસરખા મિત્રો ઑટોગ્રાફ લેવા માટે તો જાન કુરબાન કરવા તૈયાર રહેતા. પ્રવચન પૂરું થયું ન થયું ને અમે અધીરા થઈને મચ પર ધસી જતા. સ્વયંસેવકો અમને અટાકાવવા મથી રહેતા. એ સ્વયંસેવકો અને 'ભાઈઓ, શિસ્ત જાળવો, શિસ્ત જાળવો, આપણે શિસ્ત નહીં જાળવીએ તો સ્વરાજ કેમ લઈશું ?' એમ કહેતા કાર્યકરોની વચ્ચે થઈને લેખક (કે નેતા) પાસે અમે પહોંચી જતા. અને આસપાસ વીંટાળાયેલા ટોળામાં ધક્કામુક્કી કરતા કરતા નીચા નમીને ઘૂસી જતા, અને અદર ઘૂસી ઊભા થઈ જતા અથવા તો પછી પાસેની ખુરશી પર ચડી, નબળી બાજુ જોઈ ટોળા વચ્ચે કૂદી પડતા. આખરે ધ્વજ લઈને લક્ષ્યસ્થાને પહોચી જનાર વીર યોદ્ધા શા અમે લેખક પાસે પહોંચી જતા અને અકળાયેલા, મૂંઝાયેલા, લુખ્ખું લુખ્ખું હસતા લેખકના કે નેતાના નાક પાસે ડાયરી ધરી અમે 'ઑટોગ્રાફ પ્લીઝ,' 'ઑટોગ્રાફ પ્લીઝ' કરી તેમને વધુ ગભરાવી મારવાની આનંદદાયક પ્રવૃત્તિ કરતા. તમારે માનવું હોય તો માનજો ને ન માનવું હોય તો ગપ્પું ગણજો, પણ એક નેતા પોતે ખૂબ ઉતાવળમાં હતા ત્યારે ચડી આવેલા હસ્તાક્ષરવાંચ્છુઓના ટોળાથી એટલા ગભરાઈ ગયેલા કે એમણે દરેક જણની ઑટોગ્રાફબૂકમાં ઉતાવળથી લખી આપેલું : 'માફ કરજો, મને હસ્તાક્ષર આપવાનો વખત નથી...'

આવી ધમાલ મચાવી, ઇન્ડિપેન ગુમાવીને કે નેતાની ઇન્ડિપેન સાથે ઉડાવતા આવીને, ક્યારેક સહીને સ્થાને માત્ર સાપોલિયું મેળવીને અને એવી ને એવી ધક્કામુક્કીથી બહાર નીકળીને મિત્રો આગળ ગૌરવ અનુભવવાની મજા ઓર હતી.

એમાં સહીનું મહત્ત્વ નહોતું, લેખકનું મહત્ત્વ નહોતું, મહત્ત્વ હતું પ્રયત્નપ્રાપ્ત સિદ્ધિનું! લેખક કેવો મોટો છે એ પ્રશ્ન ગૌણ હતો, એણે કેટલા અને કેવા પુસ્તકો લખ્યા છે, કે એ નેતા શું વિચારે છે ને શું કરે છે એ જાણવાની ખાસ જરૂર નહોતી. અમારા જેવા કેટલા ભક્તજનો ઑટોગ્રાફ લેવા ધસી જતા એના પરથી જ પેલા મહાપુરુષની મહત્તાનું માપ નીકળી જતું. ભક્તોની સંખ્યા પરથી ભગવાનની કિંમત કરવાનો રિવાજ તો પુરાણો છે.

કોક વાર સભામાં કોઈ જ ઑટોગ્રાફ લેવા લાયક નેતા કે લેખક ન મળતા ત્યારે ફેરો અફળ ન જાય એ માટે અમે જોડે બેઠેલા કોઈ શ્રોતાજનને પૂછતા :

'પેલા ભાઈ કોણ છે?

'અમુલખ પંડ્યા.'

'લેખક છે?'

'ખબર નથી.'

અને અમારા મો પર નિરાશા છવાઈ જતી!

'ત્યારે પેલા જાડા જેવા કોણ છે?'

'કયા?'

'નહીં', પેલા વારેવારે આમ આમ કર્યા કરે છે, લાલ લાલ કાન છે અને આંખો પટપટાવે છે ..'

'એ સાગ કાકા છે...' જવાબ મળતો.

'હેં?...તે . તે ..હું એમ પૂછતો'તો કે...તેઓ પણ ..'

'ના, એ લેખક નથી,'

'નથીને લેખક?'

'ના! કહ્યુંને એક વાર?'

અમારી નિરાશા ઘેરી બનતી.

સમારંભ પૂરો થયા પછી કોઈ પણ લાયક સુરતિયો દેખાતાં અમે ધસી જતા. સહેજ વહેમ પડે તો પૂછી પણ લેતા.

'તમે...આપ...લેખક છો?'

સ્મિત કરીને પેલા કહેતા : 'હા, કોક કોક વાર લખું છું.'

અને અમે ખુશ થઈ બીજા મિત્રોને બોલાવતા.

'એ અહીં, અહીં...આ લેખક છે...આ લેખક છે... આપ...આપ.. આપના ઑટોગ્રાફ આપશો?'

કાં તો અમે એમનો ઑટોગ્રાફ લેવા રોકાતા, કાં તો બીજા કોઈ મિત્રે વધુ મોટા લેખકની શોધ કરી હોય, 'ડિસ્કવરી' કરી હોય, તો આ લેખક મહાશયને વહેતા મૂકી ત્યાં ધસી જતા. ને અંતે ઘેર જઈ ગણતા : 'બાવીસ ઑટોગ્રાફ થયા. બીજા અઠ્ઠાવીસ આવે એટલે ચોપડી પૂરી.'

પણ એ બધી ભૂતકાળની વાત જવા દો. ઑટોગ્રાફની મિલકત સંઘરવાની વાતો આપણે નહીં કરીએ. આપણે તો આ અસાર સંસારમાં કોઈ સાંજે કંટાળો આવતો હોય ત્યારે રમવા જેવી એક રમત...જો કે સૈદ્ધાંતિક રીતે લેખકની તો શું પણ કોઈનીય હિંસા કરવી ઠીક નથી. પરંતુ ક્યારેક...ક્યારેક...

તો મે તમને કહ્યું ને કે સાધનોમાં એક તો તદ્દન નિર્દોષ ચહેરો રાખવો. બીજું એક ઑટોગ્રાફબૂક (અહિંસક હિંસાનું એ ઉત્તમ સાધન છે) અને ત્રીજું આવા કોઈ સાહિત્ય-સમારંભને અંતે સુપ્રાપ્ય એવા એકાદ–બે ઉત્સાહી લેખક.

ઊગતા લેખકબંધુ બેચાર જણ વચ્ચે ઊભા હોય ત્યાં જઈને એકદમ એમને બોલાવવા.

'આપ...'

'હ,' બોલો શું છે?' લેખક પૂછશે.

'આપનું જરા કામ હતું.' હાથમાં ઑટોગ્રાફબૂક રમાડતાં રમાડતાં તમારે કહેવું. લેખક એ જોઈને મનમાં સમજી તો જશે જ, એટલે સ્મિત કરીને પૂછશે—નવા આવેલા અસીલને ઊગતો વકીલ પૂછે એવા પ્રશ્નો પૂછશે.

'મારું કામ?'

'હા જી, આપનું.'

'બોલો, શું કામ હતું?'

'થોડીક તસ્દી આપવાની હતી.'

'પણ કહો તો ખરા, શું તસ્દી આપવાની હતી?'

'હું જાણું છું કે આપનો સમય બગડશે, પરંતુ...'

'હા, હા, પણ હવે તમે કહોને શું કામ છે?'

'એમ કે...એમ કે...મને હસ્તાક્ષર સંઘરવાનો શોખ છે...'

'હા, તે?'

પણ કંઈ સાંભળ્યું જ ન હોય એમ તમારે ગંભીર મોએ ચલાવ્યે રાખવું.

'હું જાણું છું કે આપનો સમય બગડશે, પરંતુ...'

'હા, હા, પણ તમે કહોને શું કામ છે?'

'કામ તો એટલું જ કે...જો કે પહેલેથી જ તમારી માફી માગી લઉં છું. તમને તકલીફ તો આપું છું. પણ આશા રાખું છું કે તમે મને...'

'પણ તમે હવે કહેશો કે તમારે મારું શું કામ છે?'

'એમ કે. મને હસ્તાક્ષર સંઘરવાનો શોખ છે.' છેવટે કહેવું.

'હા ..તે?' લેખક પેન કાઢતાં કાઢતા મુદિત મને કહેશે.

'ઉમાશંકર જેઠાલાલ જોષી, કનૈયાલાલ માણેકલાલ મુનશી, રમણલાલ વસંતલાલ દેસાઈ, રામનારાયણ વિશ્વનાથ પાઠક, ચુનીલાલ વર્ધમાન શાહ, ધનસુખલાલ,..ધનસુખલાલ, હા...ધનસુખલાલ

કૃષ્ણલાલ મહેતા વગેરે. ઉપરાંત દ. બા. કાલેલકર, જ્યો. હ. દવે, ચુ. કા. મડિયા, બ. ક. ખાટલીવાલા, દ. ગો. શાસ્ત્રી, ન. ભો. પટેલ, ગો. ગો. ગાંધી–ઉપરાંત...'

આ નામાવલિ સાંભળતાં સાભળતાં લેખકના હાથમાં પેન ઉત્સાહથી ઊછળી રહી હશે. ઑટોગ્રાફબૂકના મેદાન પર ઘૂમી રહેવા એ થનગની રહી હશે. આમ બરાબર વાતાવરણ જામે એટલે તમારે કહેવું : 'એટલે મારું કહેવું એમ છે કે અનેક સાહિત્યકારોના હસ્તાક્ષર મારી ડાયરીમા છે, તો આપને તસ્દી એ આપવાની કે...'

'તમારે મારા હસ્તાક્ષર જોઈએ છે એમ ને ?' ગમે તેવો નમ્ર લેખક પણ ઉત્સાહથી બોલી ઊઠશે, 'લાવો ઑટોગ્રાફબૂક.'

અને જ્યાં એ ઑટોગ્રાફબૂક લેવા હાથ લંબાવે ત્યાં તમારે એકદમ બૂમ પાડીને બૂક પાછી ખેંચી લેવી :

'નહીં...નહીં...નહીં...આપના ઑટોગ્રાફ નથી લેવાના.'

ને આચકો ખાઈ ગયેલા લેખકને કળ વળે તે પહેલાં ઉમેરવું :

'મારે તો તમને એ તસ્દી આપવી'તી કે આ બધા લેખકો આવ્યા છે એમાંથી કયા કયા લેખકોના હસ્તાક્ષર લેવા જેવા છે, એ મને બતાવશો ? આપ કહી શકો એમ હો તો ઠીક. નહીં તો પછી... નહી તો પછી કંઈ નહીં, ચાલો એ તો હું બીજા કોઈ ને પૂછી લઈશ ...આવજો...તસ્દી માફ કરજો હો...સાહેબજી.'

અને મૂર્છિત લેખકને એકલાઅટૂલા છોડીને તમારે ચાલવા માડવું !

આટલાથી જ તમને સંતોષ ન થાય, કદાચ તમારામાં પેલા પ્રાથમિક માનવની હિંસક વૃત્તિ વધુ જોરદાર રહી હોય તો, તરત બીજા કોઈ ઊગતા નહીં પણ પોતાની જાતને ઠીક ઠીક સુપ્રસિધ્ધ માનતા લેખક પાસે ધસી જવું. તરત જઈને નમ્ર અવાજે કહેવું :

'આપની અનેક કૃતિઓ મેં વાંચી છે અને શુધ્ધ આનંદ

અનુભવ્યો છે.'

લેખક જરા મુદિત થશે.

'આપના હસ્તાક્ષર લેવાની વર્ષોથી હું શુભાકાંક્ષા સેવતો હતો.'

લેખક વધુ મુદિત થશે.

'આજ આપને મળવાનું સુભાગ્ય સાંપડ્યું !'

આટલું કહી પ્રશંસાથી જરા શરમાયેલા લેખકના માનમાં બે મિનિટ મૌન જાળવવું !

લેખકનો હાથ પેનવાળા ખિસ્સા બાજુ જઉં જઉં કરી રહ્યો હોય એમ લાગે એટલે કહેવું :

'આપનો ઑટોગ્રાફ મને આપશો ?'

'હા, એમાં શું ? જો કે...'

'ઊંહું એમાં આનાકાની ચાલે જ નહીં ! ચાલે જ નહીં !' જાણે એમને તમારા દીકરાના લગ્નની જાનમાં તેડી જવા માટે આગ્રહ કરતા હો તેમ કહેવું, 'ના પડાય જ નહીં ...'

'સારું, લાવો..'



'મેં મોટા મોટા લેખકોના હસ્તાક્ષર ભેગા કર્યા છે. ઉમાશંકર જેઠાલાલ જોષી, કનૈયાલાલ માણેકલાલ મુનશી, રમણલાલ વસંતલાલ દેસાઈ, રામનારાયણ વિશ્વનાથ પાઠક, ધ. કૃ. મહેતા, દ. બા. કાલેલકર, ચુ. કા. મડિયા, બ. બા. બાટલીવાલા, દ. ગો. શાસ્ત્રી, ન. ભો. પંડ્યા, ગો. ગો. ગાંધી, ર. મો. દેસાઈ ..એટલે એમ કે એ શુભ યાદીમાં જો આપના હસ્તાક્ષર પણ ઉમેરી આપો તો...'

'હું એવો વિખ્યાત લેખક તો જો કે ન કહેવાઉં ..!' પોતે એવા વિખ્યાત લેખક કહેવાય જ એવી ખાતરી હોવા છતાં લેખક વિવેકમાં કહેશે, 'પણ લાવો...ઑટોગ્રાફબૂક...'

તમારે ખૂબ પ્રેમભાવથી ઑટોગ્રાફબૂક કાઢવી. પાસે ઊભેલા લેખકના કોટ માંથીના ખિસ્સામાંથી વગર પૂછ્યે જ જોરથી પે

ખેંચી લેવી પેલો જરા ચમકે એટલે 'રે મૂર્ખ, એમાં ચમકે છે શું ? આવા મંગલ કાર્ય માટે તારી પેન નહી આપે તો શું ગાંધીનાં બિલ લખવા આપીશ ?' એવો ઠપકો સૂચવતો ભાવ આંખમાં લાવી એની સામે જોઈ રહેવું. અને પછી 'જા, આટલી વખત માફ કરું છું. હવે એવું ન કરતો,' એમ કહેતા હો એવી ક્ષમાદાયી એક દૃષ્ટિ એના પર નાખી લઈ એની પેન તથા તમારી ઑટોગ્રાફબૂક લેખક આગળ ધરવાં.

લેખક પોતાની સહી કરવા માંડે એટલે અટકાવવા.

'એક મિનિટ !'

'કેમ ?'

'કંઈ સંદેશો આપો !'

'શો સંદેશો ?'

'કંઈ પણ કંઈ પ્રેરણાદાયી સુવાક્ય.'

લેખક થોડી ક્ષણો વિચાર કરી 'યુવાન એ આવતી કાલની આશા છે' કે એવું કંઈક સુવાક્ય લખી આપશે.

તમારે મુગ્ધ ભાવે, પ્રશંસાપૂર્ણ નેત્રે, કૃતકૃત્ય થયા હો એમ જોઈ રહેવું.

...અને જ્યાં લેખક એ વાક્યો નીચે પોતાની સહી કરે ત્યાં તરત જ એક ચીસ નાખી દેવી.

'આ...પ...આપનું નામ...'

હાંફળા તરીકે...

'આપનું નામ...આપનું નામ બકુલ ત્રિપાઠી ?' માથાથી પગ સુધી લેખકને ઝીણી નજરે નિહાળતા પૂછવું.

'હા, કેમ ?' પેલા આશ્ચર્યથી પૂછશે.

'ખરેખર ? અરે રામ ! તો પછી મને પહેલેથી કહેવું હતું ને...'

'કે ?'

'કે તમે નિરંજન ભગત નથી...! રામ રામ રામ રામ! હું તો સમજ્યો તમે નિરંજન ભગત છો એટલે જ આ હસ્તાક્ષર...'

અને પછી તમારે એક પ્રચંડ નિસાસો નાખવો

'ચાલો કંઈ નહીં હવે—થયું તે થયું.' લેખકને છેવટે સાંત્વન આપના હો એમ તમારે કહેવું, 'જીવ ન બાળશો, હું આ પાનું વાળી દઈશ. બાકી તમને હું નિરંજન ભગત સમજ્યો ને એટલે જ ઑટોગ્રાફની તસ્દી આપી હો. નહીં તો તસ્દી ન આપત. માફ કરજો હો. કહું છું માફ કરજો હો.'

ઘાયલ થયેલા લેખકને...

પણ હવે બસ, બહુ પાપ કરવાં ઠીક નહીં! સારાથી આતતાયી બનીને તમને આવું શિખવાડાય પણ નહીં. જો કે આટલીય હિંસા કરવી સારી નહી. કોઈનીય હિંસા કરવી સારી નહી, લેખકોની પણ નહીં, પરંતુ આ અસાર સંસારમાં બેચેની લાગતી હોય અને કયારેક વખત પસાર થતો ન હોય ત્યારે... કયારેક...કયારેક...માત્ર

*

# વચનપાલન

રોજ સવારે પડોશના પેલા ભૈયાજી લલકારે છે: ' રઘુકુલ રીત સદા ચલી આ...આ ..આ ઈ, પ્રાન જાય અરુ બચન ન જા... આ...આ ઈ...' ત્યારે મને થાય છે, આ પણ ખરું માણસજાતે તૂત ચલાવ્યું છે! પ્રાણ જાય અરુ બચન ન જા આ...આ...આ ઈ! વચ્ચે સાભળેલું કે કો'ક ભલા માણસે તો વચન ન પળાયું એટલે ખરેખર આપઘાત કરવાનો પ્રયાસ કરેલો. મને થયું, રે ભલા માણસ, વચન ન પળાય એટલે તે કંઈ આપઘાત કરાતો હશે? વચન એ તે કંઈ પાળવા જેવી વસ્તુ છે? એ ભાઈને વિચાર પણ નહીં આવ્યો હોય કે વચનભંગથી પસ્તાઈને આપઘાત કરવાનો પોતાનો કહેવાતો આદર્શ જો સૌ અપનાવે તો તો સૃષ્ટિનો અંત જ આવી જશે! વચન-ભંગના આવા પ્રાયશ્ચિત્ત આપણે સૌ કરવા બેસીએ તો રાજ-સ્થાનમાં એક સાથે હજારો સ્ત્રીઓ જૌહર કરતી હતી એમ હજારો પુરુષોને જૌહર કરવા વારો આવે. ' અને અમને ચૂંટો, નવી દુનિયા સર્જીશું ' કહેતા નેતાથી માંડીને તે ' સાહેબ, પાંચ જ મિનિટ પછી આપનો વારો ' એમ કહીને અડધો કલાક બેસાડી રાખનાર સલૂનમાંના નાયી સુધીનાઓએ આપઘાત કરવો પડે. વચન આપ્યું એટલે પાળવું જ એવો સૌ આગ્રહ રાખે તો કોઈ ચૂંટણીમાં ઊભું જ ન રહી શકે, જાહેર કાર્યકર્તા ન બની શકે, નેતા ન

બની શકે બધાં જ વચન જો પાળવાનાં હોય તો પતિઓને ઘેર પાછા ફરવું મુશ્કેલ બની જાય, સંસારમાં જીવવા જેવું ન રહે.

વચનભંગ એ પ્રાયશ્ચિત્ત કરવું પડે એવું કાર્ય નથી, એ પાપ જ નથી. વચન આપવું નહી એ પાપ છે, પણ વચન પાળવું નહીં એ પાપ નથી. આ જગતમા ઈશની ઈચ્છા વિના તરણું ય નવ હાલી શકે એમ કવિએ કહ્યું છે. આપણે તો ઈશ્વરનાં રમકડાં છીએ, એ કરાવે તેમ કરવાનું, એ નચાવે તેમ નાચવું, એ વચન પળાવે તો પાળવાનું, ન પળાવે તો નહીં પાળવાનુ ! 'હું પાળીશ, હું પાળીશ એ જ અજ્ઞાનતા' એમ નરસિંહ મહેતાને કહેવું હતું પણ ભુલમા જ એમણે 'હું કરુ, હું કરું એ જ અજ્ઞાનતા' ગાઈ નાખ્યુ. પણ વાંધો નહીં.બન્નેનો અર્થ એક જ છે. આપણાં વચનના પાલનનો આગ્રહ આપણા જેવા મનુષ્યથી રખાય જ નહી. ઈશ્વરની મરજી હશે તો એ વચન પળાવશે. તમે કોઈને હજાર રૂપિયા આપવાનું વચન આપ્યું, ઈશ્વર તે વચન પળાવવા ધારતો હશે તો રાતોરાત તમને શબ્દરચના હરીફાઈમા ઇનામ મેળવી આપશે અચાનક તમને રસ્તે જતા ઠેસ વાગશે અને સોનામહોરોથી ભરેલો ચરુ જડી આવશે. અચાનક તમારા શ્વસુરપક્ષના કોઈ દૂરના સગા સ્વર્ગે સિધાવી બધો વારસો તમને આપી જશે. એવું ન બને તો એનો અર્થ એ જ કે ઈશ્વરની ઈચ્છા તમે પેલાને હજાર રૂપિયા આપો એવી નથી. ઈશ્વરની ઈચ્છા તમે વચન પાળો એવી નથી. ભલે તો હરિ ઈચ્છા. 'જે ગમ્યું જગતગુરુ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો.' વચનભંગ કર્યાનો વસવસો રાખવો જ નહી. ઈશ્વરે ધાર્યું હોત તો તમને લાખ રૂપિયા અપાવી વચન પળાવી શકયા હોત, ઈશ્વરે લાખ ન આપી તમને વચન પાળવા શક્તિમાન ન બનાવ્યા. ભલે ન બનાવ્યા એને ખાતર દુઃખી થવુ એ અજ્ઞાન છે, વચનભંગના પ્રાયશ્ચિત્ત તરીકે ઝુરાપો થવુ એ ઈશ્વરનુ અપમાન છે.

કોઈ કહેશે, પળાય નહીં તો વચન આપવું જ શા માટે ?

હું કહું છું, શા માટે ન આપવું ? વચનેષુ કિમ્ દરિદ્રતા—વચન આપવામાં વળી કૃપણતા શી દાખવવી ? કર્ણે ઇન્દ્રને કવચ અને કુંડળ કાઢી આપેલાં, બલિરાજાએ રાજ્ય આપેલું. આપણી પાસે કવચકુંડળ નથી, રાજ્ય નથી, એટલે તેનું દાન ન કરાય, પણ શબ્દો તો છે જ ને ? એ છૂટથી શું કામ વહેંચ્યે ન રાખવા ? ગંજીના કૂતરાની જેમ શું આપણે વચનો આપણી પાસે જ રાખી મૂકવાં ? આપણા વચનોનો આપણને તો કંઈ જ ઉપયોગ નથી, તો બીજાને એ આપી દેતાં ખચકાવું શા માટે ? છૂટથી આપવાં, બેધડક આપવાં, હજારોની સંખ્યામાં આપવાં, લાખોની સંખ્યામાં આપવાં, પળાય કે ન પળાય એની ચિંતા કર્યા વિના નિર્મોહી બનીને વચનો આપ્યે જ રાખવાં

...ને આપ્યા પછી પળાય નહીં ત્યારે 'હેં', હેં', હેં' કરીને હસી પડવું. સામા માણસને ઈશ્વરની અકળ લીલાનું જ્ઞાન આપવું. અને છતાં ય એ ન સમજે અને અકળાય તો એને જૂનાં વચનોના બદલામાં થોડા નવાં તાજાં વચનો આપી તૃપ્ત કરવો.

એ તૃપ્ત ન થાય, તમારાં વચનો ન પળાય ત્યારે એ દુઃખી થાય, તો અકળાવું યોગ્ય નથી, કારણ એનું દુઃખ અસ્થાને છે, અજ્ઞાનને લીધે ઊપજ્યું છે. એણે સમજી લેવું જોઈએ કે જિંદગી તો એક રમત છે, એક નાટક છે, એક જબરદસ્ત મશ્કરી છે; એમાં વચન પાળવાનો આગ્રહ રાખવો એ મૂર્ખાઈ છે. 'વચન' શબ્દ જ જુઓ ને ! છે એમાં કાનો કે માત્રા ? વ, ચ અને ન ! ત્રણે અક્ષર બોડા, ત્રણે આળપંપાળ વિનાના, નિર્લેપ, વૈરાગી, સંન્યાસી, વાંઢા ! અને વાંઢાઓને જ્યાં ઘરમાલિકો ઘર પણ ભાડે નથી આપતા ત્યાં એનો વિશ્વાસ કરનાર આપણે કોણ ?

રામ અને હરિશ્ચંદ્રનો દાખલો આપી કોઈ તમારા નિર્મળ હૃદયને કલુષિત કરવાનો પ્રયત્ન કરશે. વચનપાલન અંગે કેવળ નિઃસ્પૃહ એવા તમને વચનભંગ એ પાપ છે એવી ખાતરી કરાવવા

મથશે પણ એ મોહજાળમાં ફસાવાની જરૂર નથી. વચન પાળવાની રઘુકુળરીતિ હતી, પણ આપણે રઘુવંશીઓ નથી. અને હોઈએ તો ય શું થઈ ગયું ? આપણા વડવાઓએ જે ભૂલો કરી તે શું આપણે પુનઃ પુનઃ કર્યે જ જવી ? દશરથે વચન પાળ્યું તેમ જો આપણે વચન પાળવાનો આગ્રહ રાખીએ તો દશરથની જેમ ચાર પત્નીઓ પરણવાનો આગ્રહ પણ કેમ ન રાખવો ? વચનપાલન માટે આપણને રઘુવંશી દશરથનો દાખલો આપનારા બહુપત્નીવ્રત પાળવા માટે એમનો દાખલો નથી આપતા એ નોંધવા જેવું છે !

તુલસીદાસજીએ ભલે કહ્યું કે 'પ્રાન જાય અરુ, બચન ન જાઈ,' પ્રાણ ભલે જાય, વચન ન જાય. પણ હકીકતમા પ્રાણ અને વચન એકબીજાના પર્યાય નથી. મોટે ભાગે તો વચનપાલનનો આગ્રહ રાખતાં પ્રાણ અને વચન બન્ને જાય છે ! તમને સો રૂપિયા પાછા આપવાનું વચન નહી પાળીને હું આપઘાત કરીશ તો તેથી કંઈ તમને સો રૂપિયા મળી જવાના નથી. પત્નીને નવી સાડી લાવી આપવાનુ વચન આપી તમે એ વચન ન પળાયાથી આપઘાત કરશો તો પત્નીને નવી સાડી મળવાની નથી. અરે, મળશે તો ય બિચારીથી પહેરાવાની નથી. આમ ઘણુંખરું પ્રાણ અને વચન બન્ને જાય એવા પ્રસંગો આવે છે. અને વિષ્ણુ શર્માના પંચતંત્રવાળા બ્રાહ્મણ વિદ્વાને તો કહ્યું જ હતું : સર્વનાશે સમુત્પન્ને અર્ધં ત્યજતિ પણ્ડિતઃ : '–સર્વનો નાશ થવા વખત આવે ત્યારે અડધું જવા દઈ અડધું બચાવી લેવું એ પંડિતનુ લક્ષણ છે. વચનને જવા દઈ પ્રાણને બચાવી લેવો એ જ વિદ્વાનનું લક્ષણ છે.

હા, વચનપાલન ખાતર મરી ફીટવાથી તમારી વાહવાહ થશે, રાજા રામની થઈ એમ. પણ શું એવી ક્ષણિક વાહવાહ માટે સામા માણસને પાપમા નાખવો ? તમને આપેલું વચન પાળવા ખાતર મરી ફીટીને હું તમને ઓશિયાળા બનાવું છું, શરમિંદા બનાવું

છું, પાપમાં નાખું છું. કૈકેયીને આપેલું વચન પાળતાં દશરથે પ્રાણત્યાગ કર્યો એમાં દશરથની પ્રશંસા થઈ પણ બિચારી કૈકેયીની તો જુગ જુગ સુધી અપકીર્તિ થઈને? હરિશ્ચન્દ્રે રાજપાટ ત્યાગી, પત્ની-છોકરાને હેરાન કરી (એમના પ્રત્યેની પોતાની પતિ અને પિતા તરીકેની ફરજો ચૂકી જઈ) રઝળપાટ સ્વીકાર્યો એમાં એ તો યશભાગી બની ગયો પણ બિચારા વિશ્વામિત્રનું કેટલું હીણું દેખાયું? એ તો વિશ્વામિત્ર કુશળ કે 'હું તો હરિશ્ચંદ્રની પરીક્ષા કરતો હતો' કહીને બેઆબરૂ થવામાંથી બચી ગયા અને કૈકેયી ભોળી કે એવી હોશિયારી ન બતાવી શકી, પણ કૈકેયીને ભોગે જ રઘુવંશીઓને કીર્તિ મળી એ તો સ્પષ્ટ છે. કૈકયીને પાપમાં નાખી પોતે સ્વર્ગમાં ઊપડી જવા જેવું દશરથે ભલે કર્યું, આપણાથી ના કરાય.

રામે અવતાર જ રાવણનો સંહાર કરવા ધારણ કરેલો. એ સંહાર કરવાનું બહાનું મેળવવા એમને અયોધ્યા છોડવું'તું જ એટલે એમણે વનવાસ સ્વીકાર્યો, નહીં તો પિતાની આજ્ઞા માની એ વનમાં જવા તૈયાર થયા એ ઠીક, પણ પછી જ્યારે ભરતે રાજપાટ સ્વીકારવાની ના પાડી ત્યારે પાછા કેમ ન ફર્યા? કૈકેયીએ વચન માગ્યું એ કંઈ નોન-કમ્પાઉન્ડેબલ ઑફેન્સ નહોતો કે અંદર અંદર સમાધાન ન કરી શકાય!

રામ ભરતનું માનીને પાછા ફર્યા હોત તો ઘીના ઠામમાં ઘી પડી રહેત, લક્ષ્મણ ઉપાધિમાંથી બચી જાત, ભરતને શરમાશરમી અયોધ્યા બહાર રહેવું પડ્યું તે ન રહેવું પડત, અયોધ્યાની પ્રજા રાજી થાત (અને પાછળથી પ્રજાને ખાતર જે રામે સીતાનો ત્યાગ કર્યો તે રામે પ્રજાને ખાતર—લોકરંજનાર્થે—અયોધ્યામાં પાછા ફરવાનું સ્વીકાર્યું હોત તો એમાં ખોટું શું હતું?) ભાઈઓને સંપીને રહેતા જોઈ સ્વર્ગમાં દશરથના આત્માને શાંતિ મળત, કૈકેયી અપજશમાંથી બચી જાત અને વાર્તાઓમાં થાય છે તેમ

સૌ આઈપીને મજા કરત.

પણ એક વસ્તુ ન બનત. રામને એકવચની હોવાનો, મહાન વચનપાલક હોવાનો યશ ન મળત !

રામે એ યશને આવકાર્યો અને બીજા સૌને દુઃખી કર્યાં.

પણ જવા દો, મોટા માણસોનાં જીવનને મૂલવનાર આપણે કોણ ? અને રામ તો પાછા અવતારી પુરુષ હતા (અવતારી પુરુષ એટલે એવો મહાપુરુષ કે જેના જીવન પરથી આપણને અનુકૂળ હોય ત્યારે દાખલો દેવાય અને અનુકૂળ ન હોય ત્યારે 'એ તો અવતારી પુરુષ હતા' કહીને છટકી જવાય.) પણ એટલું ચોક્કસ કે રામના વાદ કરીને આપણે વચનપાલક બનવાની જરૂર નથી. એમણે કરેલી વચનપાલનની ભૂલના પ્રાયશ્ચિત્ત તરીકે આપણે સૌ સૌની શક્તિમતિ મુજબ ઉદારતાપૂર્વક બને એટલાં વધુ વચનો આપી એના પાલન માટે કેવળ નિઃસ્પૃહતા ધારણ કરવી જોઈએ.

ઃ

ઈશ્વરે પોતે જ રામાવતારમાં કરેલી ભૂલ કૃષ્ણાવતારમા સુધારી લેવા પ્રયત્ન કર્યો છે. 'હુ વચન પાળુ', મારું વચન નિષ્ફળ જાય જ નહીં', હુ બોલ્યો એટલે બ્રહ્મવાક્ય' એમ કહી વચનપાલન માટે કે પોતાના શબ્દને ખાતર પ્રાણ આપનાર મિથ્યાભિમાની મનુષ્યોને ઉદ્દેશીને જ એમણે ગીતમાં કહ્યું છે: અહંકાર-વિમૂઢાત્મા કર્તાઽહમિતિ મન્યતે,—અહંકારથી વિમૂઢ થયેલો મનુષ્ય જ પોતે કર્તા છે એમ માની લે છે, ખરી રીતે કર્તાહર્તા ઈશ્વર જ છે. મારુ વચન હું પાળીશ એમ કહેવુ એ મૂર્ખાઈ છે. ઈશ્વર જ મારી પાસે વચન અપાવે છે પળાવવુ હશે તો એ જ પળાવશે. નહીં પળાય તો ઈશ્વરની મરજી નહી હોય એટલે જ નહીં પળાય, હું તો નિષ્કામ ભાવે વચનો આપી જાણું એટલુ જ.

કૃષ્ણ પ્રભુએ પોતે જ પછી વચન આપ્યુ, 'સંભવામિ યુગે યુગે—યુગે યુગે હું અવતાર ધારણ કરીશ.' આ વાક્ય હું વાચું

છું ને કૃષ્ણ ભગવાનની હોશિયારી પર મુગ્ધ થઈ જાઉં છું. 'યુગે યુગે!' યુગ કેવડો એ ભગવાન જાણે! એ નક્કી કરવુ એમની મુન્સફીની વાત. અવતાર ધારણ કરે યા ન કરે, વચન પાળે યા ન પાળે, એમને કોઈ પૂછી જ ન શકે. પૂછે તો કહે, 'હજુ યુગ પૂરો નથી થયો.' ખરી વાત છે. દુષ્ટોનો પાપનો ઘડો ક્યારે છલકાયો કહેવાય એની કોઈ વ્યાખ્યા જ નથી. એ વ્યાખ્યા ઈશ્વરે જ નક્કી કરવાની અને એ મુજબ મન ફાવે ત્યારે અને તો જ અવતાર લેવાનો.

ઈશ્વરના બધા પયગંબરોએ પણ આવાં જ વચનો આપ્યાં છે. એ લોકો વચન ક્યારે પાળશે એ કોઈ જ કહી શકે એમ નથી.

વચન આપીને ય પાળવામા આપણે ઈશ્વર અને એના પયગંબરોને જ નમ્રપણે અનુસરી રહ્યા છીએ. વચનપાલન ખાતર પ્રાણ આપવાનુ કરી આપણે ઈશ્વરને શરમિંદા ન બનાવવા જોઈએ. શાસ્ત્રો કહે છે તેમ વચનપાલનથી કદાચ સ્વર્ગ મળતું હશે, પણ નરસિંહ મહેતાએ શું કહ્યું છે? 'હરિનો ભક્ત તો મુક્તિ ન માગે, માગે જનમ જનમ અવતાર રે...' સ્વર્ગની ય સ્પૃહા સાચા ભક્તને ન શોભે.

એટલે વ્યવહારિક દૃષ્ટિએ જુઓ કે આધ્યાત્મિક દૃષ્ટિએ, આપેલું વચન ન પળાય ત્યારે દુઃખી થવું એ મિથ્યાદૃષ્ટિનું લક્ષણ છે. એને ખાતર જીવ આપવાનું તો દૂર રહ્યું, ઊંઘ પણ ન બગડવી જોઈએ. ઘણી પ્રાચીન અને થોડીક અર્વાચીન વ્યક્તિઓએ ભલે એ ભૂલ કરી નાખી, આપણે એનુ પુનરાવર્તન ન કરીએ એમાં જ એમની શહીદીનું સાર્થક્ય છે. ઈશ્વર તેઓના આત્માને શાંતિ આપો અને અનેક વચનો આપી એ નિરાતે ભાગવાની આપણને શક્તિ આપો!

# નિરાશાની પળોમાં

લેખકની ટપાલમા રંગીન કાગળિયું આવ્યું.

'સ્નેહી ભાઈશ્રી...

હા, ફરમાવો, શો હુકમ છે? સ્નેહી કહ્યા એટલે સાંભળ્યા વિના ચાલશે? અને સ્નેહી કહેનાર પણ એક જાણીતા પત્રના તંત્રી, પછી તો વાંચ્યા વિના ચાલે જ કેમ?

'દર વર્ષની જેમ આ વર્ષે પણ દીપોત્સવી અંક પ્રગટ કરવા ઠરાવ્યું છે તો આપની કલમપ્રસાદી મોકલી આપી આભારી કરશો.'

કલમપ્રસાદી! કલમપ્રસાદી! જરૂર કલમપ્રસાદી મોકલી આપીશું. અમારા જેવા સાહિત્યપ્રેમીઓ પાસે કલમપ્રસાદી સિવાય બીજું વહેંચવા જેવું હોય છે પણ શું?

'અને સાથે બને તો આપનો એક તાજો ફોટોગ્રાફ પણ મોકલવા...'

'શું? ફોટોગ્રાફ? પણ મને થાય છે ભાઈ, એમા ફોટોગ્રાફની જરૂર શી છે? અમે તે કંઈ 'જોઈએ છે યુવાન સુંદર સુશિક્ષિત સુ-વર'ની જાહેરખબરના જવાબમા અરજી કરીએ છીએ કે સાથે ફોટોગ્રાફ બીડવો પડે? અમે લેખક છીએ કબૂલ, કલમ-પ્રસાદી વહેંચવાની અમારી ફરજ છે એ પણ મંજૂર પણ ભાઈ, ફોટોગ્રાફ? ફોટોગ્રાફને વળી શું કરવો છે? બિચારા ક. દ. ડા. એ

કે'દિનું કહી નાખ્યું છે કે, શું જોશો તનની છબી, એમાં નથી નવાઈ, જુઓ મુજ મનની છબી, ભલા પરીક્ષકભાઈ!'—અને છતા ય તમે કહો છો, 'બને તો આપનો એક ફોટોગ્રાફ...'

સમજ્યો! મુદ્દે તમારે તંત્રીલોકોને ગમે તે હિસાબે જનતાનું મનરંજન કરવું છે, કેમ? લેખકોના ફોટા લોકો જુએ, નવાઈ પામે, 'આ લેખક? આ? હેં? આવા...? નમઃ શિવાય, નમઃ શિવાય...' એમ બબડીને નિસાસો નાખે, કાં તો 'ઓત્તારી! અલ્યા જુઓ તો ખરા આ 'લેખક' છે!' એમ કહીને જરા મલકી લે એવી દિવાળી અંકવાળાઓની દાનત હશે?

ગમે તેમ હોય, આગળ શું લખ્યું છે એ તો જોઈએ!

'આપની કૃતિ અમને ૧૫મી ઑગસ્ટ પહેલાં મળી જાય તો...' એ તો જાણે સમજ્યા.

'અને ફૂલ નહીં તો ફૂલની પાંખડી જેવા પુરસ્કારની વ્યવસ્થા પણ કરાઇ છે, માટે...'

'હં, હવે મુદ્દાની વાત કરી! પણ તે ય પાછી ફૂલની પાંખડી! સાંભળેલું કે આફ્રિકામાં એક ફૂલ એવું થાય છે કે જેની દરેક પાંખડી બબ્બે ફૂટ લાંબી અને એક-દોઢ ફૂટ પહોળી હોય છે. આ લોકોને એ પાંખડી બતાવવી જોઈએ ને કહેવું જોઈએ, 'લાવોજી આ ફૂલની પાંખડી જેટલો પુરસ્કાર.' પણ જવા દો, આવી વાતનો વિચારે ય કરાય કે? પુરસ્કારની વાત કરવી એ સરસ્વતીના ઉપાસકો માટે સારું ન કહેવાય.

'માટે આપની કૃતિ વહેલામાં વહેલી મળી જશે એવી આશા રાખીએ છીએ. ભવદીય...'

હવે આ આશા રાખીને બેઠા, અને અહીં લેખકને ઉપાધિ ઊભી થઈ. ફૂલના છોડને વસંતમાં ફૂલો આવે છે તેમ લેખકોને દિવાળી-ટાણે સાહિત્યસર્જનનો ફાલ આવે એવું કંઈ સર્જનહારે કર્યું હોત તો ઠીક, પણ બિચારા જગન્નિયંતાને શી ખબર કે

તંત્રીલોકો આટલી હોંશથી દીપોત્સવી અંકોના રસથાળ જનતા આગળ ધરવાના હશે.'

ચાલો ત્યારે લખીએ...પણ શું લખશું ?

*

પ્રેરણા હરામખોર છે. બોલાવીએ ત્યારે આવતી નથી. સમજતી નથી કે આ કેવું અગત્યનું કામ છે! દિવાળી અંક તે કઈ જેવીતેવી ચીજ છે? આફ્રિકા જઈને દોલત કમાઈ આવેલા કાકાનું આપણા કુટુંબમા જેવું સ્થાન હોય તેવું માનભર્યું સ્થાન ગુજરાતી પત્રકારત્વમા દિવાળી અંકોનુ છે. સાહિત્ય અને વ્યાપારની ગંગાજમનાનું આ તો પુણ્યવંતું સગમતીર્થ છે. એ સગમમા ડૂબકી મારવા વખતે ય પ્રેરણા હાજર ન થાય એ તે કંઈ એની રીતે છે?

શ્રી ઉમાશંકર જોષીની પેલી કાવ્યપંક્તિ યાદ આવી: 'સૌંદર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપ મેળે.' ભલા માણસ, અહી રાતોરાત દિવાળી અંકો માટે લેખ લખવાનો જમાનો છે ત્યા સૌદર્ય પીવા ક્યાં જવું? અને પછી ય ઉરઝરણ ગાવાની 'ગેરંટી' આપે છે? નહીરુતો! એના કરતાં એમ ગાઈએ તો?
—'ચા પી, ઉરઝરણ ગાશે પછી આપ મેળે!'

ચા પીધી કડક. પણ ઉરઝરણે ગાયુ નહીં. અરે, ગાયું તો નહી, પણ ગણગણાટ કરવાની ય ધસીને ના પાડી દીધી લેખક મૂંઝાયા. અહીં દિવાળી અંકની શોભામાં અભિવૃદ્ધિ કરવાની છે, અને દુષ્ટ પ્રેરણા કોણ જાણે ક્યાય સંતાઈ બેઠી છે!

લેખકે ફરી ચા પીધી. પેનમા શાહી પૂરી. ભૂલકાંને ધમકાવીને ચૂપ કર્યાં. પત્નીને ઘાટો પાડીને બાળકોને બહાર મોકલી દેવા ફરમાવ્યુ. મો ધોયું. વાળ ઓળ્યા. ખુરશી પર બેઠા. કાગળ બરાબર ગોઠવ્યા. પેન છટકારી જોઈ. ખુરશી પરથી ઊઠ્યા. એક પાન બનાવીને ખાધું. પાછા આવ્યા ફરીથી ખુરશી પર બેઠા.

ફરીથી કાગળ બરાબર ગોઠવ્યા. ફરીથી પેન છંટકારી...

પણ ન આવી, પ્રેરણા ન જ આવી, વાર્તા ન જ સૂઝી. રોજ સવારે બિલિપત્ર ચડાવ્યાં છતાં ખરી જરૂરને ટાણે પિનાકપાણિ વહારે ન ધાય અને ભક્તને થાય એવો વૈરાગ્ય લેખકના અંતરમાં પ્રગટ્યો.

નથી લખવો લેખ! શા માટે લખવો? કોને ખાતર લખવો? દિવાળી અંક માટે લેખ લખવાની જરૂર શી છે? અરે દિવાળી અંક કાઢવાની ય જરૂર શી છે? જનતાને કાજે? વાંચકોને કાજે? સાહિત્યરસિકોને કાજે? કોને કાજે?

*

આહાહાહા કેટલા ઉત્સાહથી લોકો દિવાળી અંક મેળવે છે! આંટા ખાઈ ખાઈને ય મિત્રોને ઘેરથી એ ઉધરાવી લાવે છે. પેલો સંતાડી રાખતો હોય તો બપોરે એ ઘેર ન હોય ત્યારે એની પત્ની પાસેથી માગી લાવે છે. આવડત હોય તો લાયબ્રેરીમાંથી ઉઠાવી લાવે છે. ગમે તે હિસાબે એ દિવાળી અંક મેળવે છે.

એના મુખપૃષ્ઠથી એ અંજાય છે. રંગરોગાનથી આકર્ષાય છે. દર વર્ષની જેમ આ વર્ષે પણ દીવો હાથમાં લઈ સહેજ જુદા અંગભંગ સાથે, જુદા 'પોઝ'માં ઊભેલી યુવતી કે રાષ્ટ્રધ્વજ લઈને ધસી જતો યુવક—કે બન્નેને જોઈને એ હરખાય છે...અને એ અંક ઉઘાડે છે.

હર્ષથી એ પાનાં ફેરવે છે. એક, બે, ત્રણ...પાંચ...પચ્ચીસ... સો... ત્રણસો...ત્રણસો છ, ત્રણસો સાત, આઠ...બસ! અંક પૂરો થઈ ગયો. છેલ્લા ટાઈટલ પર જા.ખ.નું ચિત્ર કમાલ છે, હોં!

અને પછી છાતી પર અંક ગોઠવીને સાહિત્યરસિક વાચક ઊંઘી ગયો......

હેં? લેખો? હા, હા, ઘણા છે ને? લબ્ધપ્રતિષ્ઠ લેખકોના છે વાર્તા છે, નિબંધ છે, વિવેચન છે, હાસ્ય છે, ચિંતન છે,

ને ખાલી જગ્યા પૂરવા કવિતા પણ છે. વિવિધ સામગ્રીમાં પ...ણ, પણ એવું છે ને ભાઈ, આટલું બધું વંચાય ક્યારે? એટલે બે વાર્તાઓ જોઈ અને બાકીના–બધાના તો શું કેટલાકનાં–સથાળાં જોઈ ગયા. બસ, વધારે તો શું થાય?

અરે હા ય ભઈ, એટલા બધા નીકળે છે ને, કે માંડ બેચાર જોવાય બસ, રસથાળમાથી સહેજ ચટણી ખાઈને ધરાઈ ગયા!

હા, થોડાક જણે એ લેખો બરાબર વાચ્યા. કોણે? લેખકોએ સ્તો! લેખકોની પત્નીઓ કંઈ બધા લેખો નથી વાંચતી. (સિવાય કે શરૂઆતના વર્ષોમા)

+

'વાચોને સાહેબ! ફલાણાનો દિવાળી અંક છે.'

'એમ કે? તમે વળી અંક ક્યારથી ખરીદતા થયા?'

'ખરીદીએ તો શું સાહેબ, પણ એમા આપણી દુકાનની જાહેરખબર આપી છે આ વખતે. જોઈ સાહેબ? જુઓને... બસો બેતાળીસમા પાના પર.'

જાહેરખબરો તો દિવાળી અંકોનો શ્વાસ–પ્રાણ છે. એ ન હોય તો તો દિવાળી અંક આ અસાર સંસારમાં અવતાર ધારણ કરવાનુ પણ ના ચાહે દિવાળી અકનો સાચો 'રસ' પણ એમા જ છે. એમાં જ જગતના મહાપુરુષો–મહાન વેપારીઓ, શેઠિયાઓ, ઉદ્યોગપતિઓ આપણને નવા વર્ષનાં અભિનંદન આપે છે, આપણને સાલ મુબારક ઇચ્છે છે, આપણને નૂતન વર્ષ સુખી નીવડોના આશીર્વાદ આપે છે. અન્યથા એ લાભ આપણને ક્યારે મળવાનો હતો?

દીવા લઈને ઊભેલી કન્યાઓ અહીં પણ છે. શેઠસાહેબ આપણને એમની દ્વારા જ અભિનંદન કહેવડાવે છે ને? રસિકતા તો એ શેઠિયા લોકોની જ હો! કોઇ આપણને પાણી ભરતી પનિહારી મારફત અભિનંદન પાઠવે છે. કોઈ વળી નક્શીદાર સાડીમા

સજ્જ થયેલી મુગ્ધા મારફત, તો વળી કોઈ મોટરમાં કે સાઈકલ પર બેઠેલી નવયૌવના મારફત આપણને સાલ મુબારક પાઠવે છે. પેલા લુખ્ખા લેખકોના લુખ્ખા લેખો ક્યાં અને ક્યાં આ સમજુ, શાણા, રસિક શેઠિયાઓના હાર્દિક અભિનંદનો!–ક્યા ગાંગો તેલી અને ક્યા રાજા...

કોઈક જાહેરખબરો તો જાણે સાથિયા પૂર્યા! કોઈ તો જાણે પૂર્ણિમાનું આકાશ! કોઈ તો જાણે આભના તારલાની બિછાત! ક્યાંક છે ઉષાસંધ્યાના રંગ! ક્યાંક છે દીવડાની ઝાકઝમાળ! અને એ સૌમાંથી પેલા અદ્ભુત સૂર ઊઠે છે–અભિનંદન, અમારા માનવંતા ગ્રાહકોને નવા વર્ષના અભિનંદન! નકલી માલથી સાવધ રહેશો! અમારે સાલ જાણીતા સ્ટૉકિસ્ટો રાખે છે! અમારી મિલની સાડીઓ અને ધોતીજોટા...

એનું નામ સાહેબ, 'રસથાળ' કહેવાય! આનંદ મેળવવો હોય તો એ જાહેરખબરોમાંથી પૂરતો મળી રહે છે. ઘણા તો દોઢ બે મહિના સુધી દિવાળી અંકોમાંથી જાહેરખબરો જ વાંચ્યા કરે ને એનાં ચિત્રો જ જોયા કરે છે. કારણ, વાર્તાઓ તો પાંચદસ જ હોય છે એ ખૂટી ગયા પછી શું કરવું! કવિતા તે કંઈ વંચાતી હશે? વિવેચનમાં સમજ ના પડે. નિબંધમાં રસ ના પડે. એનાં કરતા જાહેરખબર વાંચવામાં ક્યારેક ખરી મજા આવે છે, હો દોસ્ત!

⁂

જાહેરખબરો એટલે વેપારીઓની હો. લેખકોની નહીં! હા, હા, લેખકોની ય જાહેરખબરો હોય છે. તમે નથી જોઈ? અરે, ભલા માણસ, દિવાળી અંકના લેખો એ લેખકોની જાહેરખબરો નથી તો બીજું છે શું?

'જોયો હો ભાઈ, દિવાળી અંકમાં તમારો લેખ જોયો!'

'ક્યા દિવાળી અંકમાં? મેં તો અઢારમાં લેખ આપ્યા છે,

સૉરી, ઓગણીસમાં.'

'ક્યામાં ..જુઓને ..નામ તો ભૂલી ગયો. હં... 'સરસ્વતી'ના દિવાળી અંકમાં.'

'એમાં તો મેં લેખ આપ્યો જ નથી.'

'તો 'રેસ'ના દિવાળી અંકમાં હશે ક્યામાં જોયું એ યાદ નથી. પણ ક્યાંક જોયું ખરું પાનવાળાની દુકાને અંક પડેલો જોયેલો. તમે ય ભાઈ, હવે તો ખરેખર લેખક થઈ ગયા, હો!'

ઠીક.

બીજા વાચક મળ્યા :

'તમારી વાર્તા હમણાં જ વાંચી.'

'એમ કે? કઈ?'

'પેલી...પેલી ..કઈ?... 'સરિતા'ના દિવાળી અંકમાં આવેલી તે એ.'

'હા, પણ વાર્તાનું નામ તો યાદ છે ને?'

'નામ તો ભૂલી ગયો છું, પણ વાર્તા સરસ હતી!'

'તમને એમાં કયું પાત્ર ગમ્યું? પ્લૉટ ગમ્યો?'

'પ્લૉટ તો યાદ નથી, પણ પેલા કાબૂલીનું પાત્ર સરસ હતું.'

'પણ મારી એકેય વાર્તામાં કાબૂલી આવતો જ નથી!'

'એમ? ત્યારે બીજા કો'કની વાર્તા વાંચી હશે બાકી તમારી વાર્તાઓ ય ઘણા દિવાળી અંકમાં જોઈ. સારી હોય છે'

કોણ કહે છે દિવાળી અંકોની સાહિત્યસામગ્રી એ લેખકોની જાહેરખબર નથી?

'તે એવી જાહેરખબરની કિંમતે ય શી! ક્ષણિક વાસનાને ખાતર કે તંત્રીને ખોટું ન લાગે એ માટે દિવાળી અંકોમાં લખે એ બીજા, અમે નહીં :' પ્રેરણા ન આવવાથી થાકીને પેન બંધ કરતા લેખક બબડ્યા. હજી એમનો વૈરાગ્ય ઓસર્યો ન હતો.

'દિવાળી અંકો કાઢવા તે કોને માટે? એમાં ઢગલાબંધ લેખો લખવા તે શાને કાજે? એના કરતાં ચાવાળાની કે મિલો-વાળાની જાહેરખબરો શા માટે ન લખવી? નવા વર્ષના વર્તારા શા માટે ન લખવા?'

પ્રચંડ નિરાશાના પૂરમાં ડૂબકાં ખાતા લેખક ગણગણ્યા.

ત્યાં નીચેથી બૂમ આવી :

'અરે એ...સાંભળો છો?'

'હં. શું છે?'

'આ પસ્તીવાળો આવ્યો છે. કહે છે છાપાં આપવાં છે?'

એકદમ લેખકના અંતરમાં પ્રકાશ રેલાઈ રહ્યો, હૃદયમાં આનંદ ઊભરાઈ ગયો. સર્જનનું, દિવાળી અંકોનું, સાર્થક્ય જડી ગયું!

કોઈ નહીં તો આને ખાતર મારે લેખો લખવા જોઈએ! આ પસ્તીવાળાના કલ્યાણને ખાતર લેખકોએ લખવું જોઈએ. અમે જો નહીં લખીએ તો બીજા કોઈને ભલે કાંઈ નુકસાન નહીં થાય, પણ આ બિચારા પસ્તીવાળાના પેટ પર પાટુ પડશે. દિવાળી અંકો નહીં નીકળે તો મા ગુર્જરીના આ પસ્તીવાળાની રોજી જશે, એની રોટી જશે...કંઈ નહી તો એ શ્રમજીવીને ખાતર, દીપોત્સવી અંકથી સાચો લાભ પ્રાપ્ત કરનાર એ પસ્તીવાળાને ખાતર...

નિરાશાને ખંખેરીને લેખકે લેખ લખી નાખ્યો, તંત્રીએ વાંચી નાખ્યો, કોમ્પોઝીટરે ગોઠવી નાખ્યો, પ્રેસવાળાએ જાહેર-ખબરો વચ્ચે થોડી જગા કરી છાપી નાખ્યો, ફેરિયાએ વેચી નાખ્યો, ગ્રાહકોએ જોઈ લીધો, મિત્રોએ ઉઠાવી લીધો, મુગ્ધ વાંચનારે વાંચી લીધો ને અંતે પસ્તીવાળાને...

સંસારમાં કશાયનું ય 'સાર્થક્ય નથી' એવું ન કહેવાય.

*
*

# ફલાહાર

આપણી ઋતુઓને શરદ, હેમંત, વર્ષા ને વસંત જેવાં નામ ન આપ્યાં હોત તો આ ઋતુને—ચોમાસાને—આપણે ચોક્કસ ઉપવાસની ઋતુ કહેત. ચાતુર્માસના ઉપવાસ, અગિયારશો, શ્રાવણી સોમવારો, જન્માષ્ટમી, પર્યુષણ ને નવરાત્રિ;—ઉપવાસોનું માહાત્મ્ય આ ઋતુમા છે એવું બીજા આઠે મહિનામાં નથી. ડૉક્ટરો પોતાની કમાણી ઘટવાના જોખમે પણ અત્યારે આપણને ઉપવાસો કરવાનો આગ્રહ કરી રહ્યા છે! એવે વખતે મને ઉપવાસના જ વિચારો આવે એમાં નવાઇ ખરી? અને ઉપવાસ એટલે 'ફરાળી ઉપવાસ' જ, એવું સારા ને તમારા જેવા પવિત્ર પુરુષોએ સ્પષ્ટ કરવાની પણ જરૂર ખરી?

મારા એક મિત્ર આ ફરાળી ઉપવાસોનું કારણ સમજાવતાં મશ્કરીમાં કહેતા હતા કે આ ઉપવાસો તો આપણા પૂર્વજોની મીઠી યાદ છે! એ પૂર્વજો, તે પાંચસાત હજાર વર્ષ પહેલાંના નહિ, પણ તેથીયે પુરાણા, ડાર્વિને જેને વિષે ચિંતન કર્યું છે તે. એ વાનર પૂર્વજોમાંના કોઈ વૃદ્ધોને એકાદ સાંજે, વૃક્ષની ડાળીએ પુચ્છ વીંટળી ઝૂલતા ઝૂલતાં વિચાર આવ્યો હશે કે આ સંસ્કૃતિ તો વિકસતી ચાલી છે. આપણાં બાળકો સુધારાની લતે ચડ્યાં છે, તે કોણ જાણે ક્યાં જઈને પહોંચશે? સંસ્કૃતિની ટોચે પહોંચીને એ લોકો આપણને ભૂલી પણ જાય! તે વખતે એમને

આપણું સ્મરણ થાય એવી કોઈ યોજના કરવી જોઈએ તો સારું. એમ વિચારીને એમણે આ ઉપવાસ કરવાની રૂઢિઓ યોજી હશે. અને એથી જ ઉપવાસદિનોએ આપણે અન્નાહારી માનવીઓ એકલો ફલાહાર જ—બને એટલો વધુ—કરીને આપણા એ ફલાહારી પૂર્વજોની યાદ ઊજવીએ છીએ.

પણ એ અધર્મી મિત્રની આ કલ્પના તો માનવા જેવી નથી. તો પછી ઉપવાસો પાછળની ખરી દૃષ્ટિ કઈ હશે? આરોગ્યની હશે?

ઘણા લોકો આરોગ્ય મેળવવા અગિયારશો કરે છે, અને એ યોગ્ય પણ છે. ફરાળ વિનાના, 'અશુભ ઉપવાસ,' એટલે કે નકોરડા ઉપવાસથી તબિયત સુધરે જ છે એ વાત કદાચ ખોટી હશે, પણ 'શુદ્ધ ઉપવાસ' એટલે કે મેં અગાઉ કહ્યા તેવા ફરાળવાળા ઉપવાસથી તો તબિયત સુધરે છે એ ચોક્કસ જ છે.

જેને નિયમિત ભૂખ લગાડવા માટે ઉપવાસનો પ્રયોગ કરવો જોઈએ એમ આરોગ્યશાસ્ત્રીઓ માને છે. મારા એક સાથીને પણ એકવાર એમ નિયમિત ભૂખ લાગતી બંધ થઈ ગઈ હતી. પહેલાં તો મેં એને સમજાવવા પ્રયત્ન કર્યો કે 'તું પરમ બ્રહ્મની કક્ષાએ પહોંચી ગયો છે અને એટલે જ આ ભૂખ લાગવાના બંધનથી મુક્ત થઈ ગયો છે, હવે સહેજે મોક્ષ પ્રાપ્ત કરવાની તૈયારી કર.' પણ આવી રૂડી વાત એ સમજ્યો નહિ, ત્યારે એક ડૉકટરની સલાહથી નક્કી થયું કે એને અપચો થયો છે અને એ મટાડવા એણે ઉપવાસ કરવા.

એને બુધવારથી એકટાણું—એટલે કે માત્ર સાંજે જમવાનું—શરૂ કરવાનું હતું. એટલે મંગળવારે રાતે મોડો જમીને એ ભારે હૃદયે સૂતો. અને આશ્ચર્ય! બુધવારે પ્રભાતે પાંચ વાગે એની ઊંઘ ઊડી ગઈ. એને યાદ આવ્યું કે તે દિવસે એને ઉપવાસ કરવાનો હતો, અને સાથે સાથે જ જ્ઞાન થયું કે એને ભૂખ

લાગી છે! એટલે વહેલા ઊઠીને એણે બે પ્યાલા ચા પીધી, અને કલાક પછી નાહીને ફલાહાર કર્યો. દોઢેક કલાક વાગ્યા પછી એને ફરી યાદ આવ્યું કે તે દિવસે ઉપવાસ કરવાનો હતો; એટલે ફરી ભૂખ લાગી અને એણે ચા પીધી ત્યાર પછી આખો ય દિવસ એને ઉપવાસ છે એ વિચારે ભૂખ લાગ્યા કરી અને સાડાનવ વાગે, એક વાગે, ત્રણ વાગે તથા સાંજે સાડાસાત વાગે, એમ ચાર વાર એ ચા જોડે ફલાહાર કરી શક્યો! અને આખો દિવસ ઉપવાસ હોવાથી સાંજે વધુ જમી શકાયું એ તો નફામાં! જેને ભૂખ નહોતી લાગતી એને પણ ભૂખ લગાડવાનો ઉપવાસનો આ અદ્ભુત ચમત્કાર અનુભવ્યા પછી એ અને હું બન્ને, ઉપવાસ (અલબત્ત ફરાળી ઉપવાસ) દ્વારા આરોગ્યના દૃઢ અનુયાયી બની ગયા છીએ!

આરોગ્યપ્રાપ્તિ ઉપરાત ઉપવાસ કરવાના બીજા કારણો પણ હોઈ શકે. ઉપવાસીને આ જગતમા બીજા પણ અનેક લાભ થાય છે. પહેલું તો એ કે ઉપવાસ કરીને જાણે તમે જગત પર મહાન ઉપકાર કરી રહ્યા છો એવું મોં કરીને ફરવાનો તમને હક્ક મળી જાય છે. ઘરમા બીજા જમનારા સામે તમે એવી રીતે જોઈ શકો કે જેથી ખાવામા એ લોકો જાણે કોઈ ભયંકર પાપ આચરી રહ્યા હોય એવી ગુનાની લાગણી એમને થાય! ઘણા બિચારાઓના નસીબમા માંદગીનો અણમૂલો લહાવો લખ્યો જ નથી હોતો. પણ જે વસ્તુ પ્રારબ્ધમાં ન હોય તે વીર પુરુષો પુરુષાર્થથી જીતી શકે છે એ ન્યાયે માંદાં ન પડનારાઓ ઉપવાસ કરીને માંદગીનો લહાવો લઈ શકે છે. 'ભાઈને કામ ન બતાવશો, એમને આજે મંગળવાર છે,' 'ભાઈ, કૉફી બનાવી આપું? આજ તો પાછો તારે સોમવાર છે ને?' વગેરે વાક્યો દ્વારા ઉપવાસ, વગર માંદગીએ માંદગીનું માન અપાવી શકે છે.

પણ આ બધાંથી ય અનોખો એવો ઉપવાસ પાછળનો એક

ઉદ્દેશ તો ગ્રહ–મન–રંજનનો હોય છે. આકાશમાં નવરા ફર્યાં કરતા ગ્રહો નોકરીમાંથી રીટાયર થયેલા પડોશીની માફક, નિરંતર આપણા કામકાજમાં માથું માર્યાં કરતા હોય છે એમ ઘણાનું માનવું છે. આવા પડોશીઓ જ્યારે ઘરની વાતોમાં માથું મારવા આવે ત્યારે, ગાયને પૂળો નાખીએ છીએ તેમ, એમની આગળ છાપું ધરી દેવાથી એમને શાંત રાખી શકાય છે. એવી જ રીતે આકાશના મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ વગેરે ગ્રહોને પણ ઉપવાસ કરીને શાંત રાખી શકાય છે એમ માનીને ઘણા મંગળવાર, ગુરુવાર, શનિવાર વગેરે કરે છે.

અજ્ઞાનને કારણે મારા જેવા ઘણા આ સમજી શકતા નથી. કોઈને નાસ્તો આપતો હોઉં ત્યારે એ મને જ્યારે કહે છે કે 'માફ કરજો, મારે આજે શનિવાર છે,' ત્યારે મને ગર્જના કરીને એને સંભળાવી દેવાનું મન થાય છે કે, 'હે મૂર્ખ, કાલે શુક્રવાર હતો અને આવતી કાલે રવિવાર છે એથી આજે તારે જ નહીં પણ મારે, આખા ગુજરાતને, આખા ભારતને, ચાગ કાઈ શેકને, સમરસેટ મોમને, રીટા હેવર્થને અને આખા જગતને આજે શનિવાર છે. કોઈને ય આજે શુક્રવાર કે રવિવાર નથી. આખી દુનિયાને આજે જ્યાં શનિવાર છે ત્યાં 'મારે શનિવાર છે' એમ કહીને, હે મૂર્ખ, તું કહેવા શું માગે છે?' પણ તરત જ મારામાં રહેલું શાણપણ મને શાંત પાડી સમજાવે છે કે એમને શનિવાર છે એટલે કે શનિવારનો ઉપવાસ છે. અને હું અસ્વાભાવિક રીતે શાંત થઈ જાઉં છું.

આમ છતાં હું વાર કરવાની વિરુધ્ધ નથી. આપણે ત્યા કેટલાક સોમવાર કરે છે તો કેટલાક મંગળવાર કરે છે. કોઈ વળી ગુરુવાર કરે છે તો કોઈ ભાવિક જનો તો અઠવાડિયાના બબ્બે વાર પણ કરે છે. પરંતુ હું તો સાત સાત વાર કરું છું. પહેલાં તો સવારે ઊઠતાં જ વાર કરું છું. પછી દાતણ કરતાં

વાર કરું છું. નાહતાં વાર કરું છું. ઘેરથી નીકળતા વાર અને પાછા ફરતાં પણ વાર કરું છું, ને સવારે ને સાંજે જમતા પણ વાર કરું છું; અને રાતે સૂતાં વાર કરું છું એ તો વધારામાં.

અને આ સાત વાર કર્યાનું પુણ્ય પણ મને ચક્કું મળ્યું છે. ગુરુવાર કર્યાથી વિદ્યા વધે છે, પરીક્ષકને સદ્‌બુદ્ધિ સૂઝે છે અને એનાથી વધારે માર્ક મુકાઈ જાય છે એમ ઘણા વિદ્યાર્થીઓ માને છે. મંગળવાર કર્યાથી પેલા દેવ મંગળની કૃપા પ્રાપ્ત થાય છે એમ પણ ઘણા માને છે. મારા પર એ રીતે ઊઠતાં વાર કરવાને લીધે સૂર્યભગવાનની કૃપા ઊતરી છે, અને એ પોતે બારીમાંથી આવીને જગાડી જાય છે નાહતાં વાર કરવાને લીધે વરુણદેવની કૃપા ઊતરી છે અને ઠંડે પાણીએ નાહવાની શક્તિ કેળવાઈ છે, અને જીવનમા જ્યારે ખરેખર ટાઢે પાણીએ નાહી નાખવાનો વખત આવ્યો છે ત્યારે હિંમતપૂર્વક એ અવસરને હું વધાવી શક્યો છું.

પણ જવા દો એ વાત. સોમવાર–મંગળવાર કરીને ઉપવાસ કરવાની આપણી રીત કરતાં ય વડીલોની ઉપવાસની પદ્ધતિ અદ્‌ભુત હતી. હજી ગઈ કાલ સુધી એ રીતે ઉપવાસ થતા. આપણે તો ઉપવાસના દિવસને શાંતિ ને આરામનો દિવસ ગણીએ છીએ; પણ જીવનના ખરા કલાકાર એ વડીલો તો એમના એ દિનને ઉલ્લાસથી ભરપૂર ઉત્સવદિન બનાવતા. એ જમાનામા કોઈને ત્યાં સવારના નવ દસ વાગ્યે સઘડી–ચૂલા ઠંડાં હોય, અને તમે પૂછો કે 'આમ કેમ? આજે વળી શાનો ઉપવાસ છે?' તો તરત જવાબ મળે: 'આજે જમણવાર છે ને, એટલે!

જ્ઞાતિના જમણવાર એ એમના ઉપવાસોનું એક મુખ્ય કારણ હતું. બીજે દિવસે જમણવાર હોય એટલે આગલી રાતે જ કેટલાક ઉપવાસ આરંભી દેતા. બીજા કેટલાક વળી મિતાહાર કરી ચલાવી લેતા. જમણવારને દિવસે સવારે બાળકો સિવાય

મોટા ભાગનાને ઉપવાસ રહેતો. અને જમણવારની પછીના દિવસે પણ ભોજનના સાચા ભક્તોને ફરજિયાત ઉપવાસ કરવો પડતો. જ્ઞાતિભોજનોનો એ જમાનો ગયો, અને સાથે સાથે એ વડીલો પણ ગયા. પરંતુ જેણે એ પ્રસંગો જોયા હશે, રસોઈ તૈયાર હોવા છતાં રાતના બબ્બે વાગ્યા સુધી વગર કારણે જમવાનું લંબાવતો એ વડીલ વર્ગ, ભોજન પહેલાં મલ્લયુદ્ધ જેટલી તૈયારી કરતા એ મહાપુરુષો, પારણાં વધુ સારાં થાય એ ઉદ્દેશથી ઉપવાસ કરતા એ કલાકારોને જોનારાઓ એની મજા નહીં ભૂલે!

આપણા ધાર્મિક ઉપવાસોની ખૂબી એ છે કે એ આ 'જમણવાર' ઉપવાસો જેવા જ હોય છે. બંનેનું ધ્યેય ભોજન જ જ હોય છે! ફેર એટલો કે જ્ઞાતિભોજનને દિવસે કરાતા ઉપવાસમાં ફલસિદ્ધિ અંતે થતી; જ્યારે અગિયારશી ઉપવાસમાં 'ફલ'-સિધ્ધિ ઉપવાસ દરમ્યાન જ થાય છે. મને અગિયારશ–શિવરાત્રિ–જન્માષ્ટમી જેવા ઉપવાસો એ કારણે જ ગમે છે! જ્યારે જ્યારે હું આપણી આ ફલાહારી સગવડનો વિચાર કરું છું ત્યારે મારું મન ડોલી ઊઠે છે—ભૂતકાળના ફલાહારનાં, મોરૈયો, ફરાળી ચેવડો, બટાકાની કાતરી અને બરફીનાં મીઠાં સ્મરણોએ તો ખરું જ, પણ આ ફલહારની યોજના પાછળ છુપાયેલી આપણી સમાધાનની અદ્દભુત ફિલસૂફીથી પણ ખરું. 'ખાવું છતાં ન ખાવું'ની વિકટ સમસ્યાનો આથી વધુ સારો ઉકેલ કોઈ શોધી શકત ખરું? શામળની કોઈ અદ્દભુત કથાની રાજકન્યા પણ નહીં ને!

કવિએ બિચારા ભગવાનની દયા ખાતાં ઠીક જ કહ્યું છે:

'મને આ જોઈને હસવું હજારો વાર આવે છે,
પ્રભુ! તારા બનાવેલા તને આજે બનાવે છે!'

પણ વધુ મજા તો ત્યારે આવે છે કે જ્યારે આપણે ભગવાનને તો ઠીક, આપણી જાતને જ બનાવવા મંડી પડીએ છીએ!

# શરદીનો હરદી

રોગોની વિવિધતાભરી રસમય સૃષ્ટિમાં જો કોઈ સૌથી વધુ તોફાની રોગ હોય તો શરદી જ છે શરદીમા જેવી રમૂજવૃત્તિ છે એવા બીજા કોઈ રોગમા નથી.

મેલેરિયા, ન્યુમોનિયા, ઈન્ફ્લ્યુએન્ઝા વગેરે રોગોના વ્યક્તિત્વ વિચારી એમની મૂર્તિઓ કલ્પીએ તો મોંગોલ યોદ્ધાઓ કે બર્બરો જેવી ક્રૂરતાભરી મૂર્તિઓ નજર આગળ ઊભી થાય. પણ શરદીનું ચિત્ર મારાથી એવું ભયંકર નથી કલ્પી શકાતુ. એની આંખોમાં નાના બાળકની આંખોમા હોય છે એવું તોફાન, એવું હાસ્ય અછતું નથી રહેતુ.

બીજા રોગો હિંસક છે મનુષ્યને દુશ્મન ગણીને એના દેહમાં પ્રવેશે છે. શરદી એ રીતે અહિંસક છે. એનો ઉદ્દેશ માણસને માત્ર હેરાન કરવાનો હોય છે. એટલે જ એ વાઘ જેવા માણસને બકરી જેવો બનાવીને કે ગાય જેવા શાંત મનુષ્યને પણ થોડાક કલાકો પૂરતો મારકણો, ચીડિયો બનાવી દઈ, એ હાંફળો-ફાંફળો થઈ જઈ બરાબરનો મૂઝાય એટલે અચાનક અદૃશ્ય થઈ જાય છે. શસ્ત્રોમાં જે સ્થાન સત્યાગ્રહી સામે વપરાતા ટીયર ગેસનુ છે તે સ્થાન રોગોમાં શરદીનુ છે.

અમારા એક મિત્ર હતા, ખૂબ હોશિયાર હતા ને બુદ્ધિશાળી હતા. ગમે તેને વાગ્યુદ્ધમા હરાવી શકે એમ હતા, કોઈ પણ નેતા

કે આગેવાનનું નામ દેતાં કે સાહિત્યના કોઈ ચર્ચાસ્પદ પ્રશ્નની વાત કરતાં જ એ પોતાને ચર્ચાયુદ્ધનું આહ્‌વાહન ગણ્યું માની લેતા હતા.

મને એમની સત્યપ્રિયતા અને એના કરતાં ય સત્યનો હોંશથી બચાવ કરવાની સદ્‌વૃત્તિ અને શક્તિ માટે માન હતું। પણ એક દિવસ એમને શરદી થઈ અને મારું એમને માટેનું માન શરદી માટેના માનમાં પલટાઈ ગયું. શરદીએ એમને તો એવા ઢીલા બનાવી દીધેલા કે એમને જોતા જ બોલાઈ જવાય કે, ' ધન્ય છે એ શરદીને કે જેણે આવા અણનમ યોદ્ધાને પણ ઘડીભર આવો ઢીલો કરી નાખ્યો ! '

એમને હંમેશાં ચર્ચા–મિજાજમાં લાવવા મે જરા તોફાની વિધાન કર્યું : ' ગુજરાતમા કોઈ કવિ કવિ કહેવડાવવા લાયક જ નથી; સિવાય કે ગુજરાતના ગઝલકારો .. '

મને ખાતરી હતી કે તણખો પડતાં જ ધડાકો થશે.

પણ ન થયો !

એમણે તો માત્ર મારી સામે આંખો ઠેરવી...ગાયની આંખોમા હોય છે એવી શૂન્યતા એમની આંખોમા હતી !

છતાં ય મેં ઉમેર્યું : ' બીજી બધી કવિતા ભુલાઈ જવા જ લખાઈ છે, પણ ગઝલકારોની કવિતા નહી. અહાહોહા ! ગઝલકારોની લોકપ્રિયતા .. '

નાક પર રૂમાલ ઘસતાં ઘસતાં જરા વિચારમગ્ન બની જઈ એમણે કહ્યું : ' મફલર વિના બહાર નીકળવાને પરિણામે એવું જ થાય. મને તો લાગતું'તું જ... '

' જી ના, ' મેં વચ્ચેથી જ કહ્યું, ' હુ નથી ધારતો કે ગઝલકારો મફલર વિના બહાર નીકળવાને પરિણામે લોકપ્રિય થયા હોય. છુટ્ટી પાટલીના ધોતિયાને અને પહેળી બાંયની કફનીને કવિની લોકપ્રિયતા સાથે સંબંધ હોઈ શકે પણ મફલરને અને

કવિતાને કંઈ પણ સંબંધ હોય એવું નથી માની શકતો.'

'હું કવિતાની વાત નથી કરતો.' એમણે ધીમેથી કહ્યું.

'તમે લોકપ્રિયતાની વાત કરતા હશો, પણ મફલર અને લોકપ્રિયતા પણ...'

એમણે એક મો...ટો નિસાસો નાખ્યો.

'કેમ? શું થયું?' મેં પૂછ્યું.

'કંઈ નહીં, જરા અંદર જઈને ગરમ પાણીની કોથળી લઈ આવું.'

'પણ ગુજરાતના ગઝલકારો...'

'હશે, એ, પણ હોટ વૉટર બૅગ ક્યાં ઓ...ભગવાન!' છીંક ખાતાં ને નાક લહોતા એમણે ઉમેર્યું, 'આ શરદીએ તો ..'

'શરદી તો બહુ ખરાબ છે. પણ ગુજરાતના ગઝલકારો...'

અને એમણે ફરીથી પેલી શૂન્યતાભરી, ગૌ-નયન-નિવાસી દૃષ્ટિએ મારી સામે જોયું. મને થયું કે ગુજરાતના ગઝલકારો વિષે કંઈ પણ વધુ કહીશ તો એમની આંખોમાં પાણી આવી જશે! હું જ હોટ વૉટર બૅગની વ્યવસ્થા કરવા અંદર ગયો.

આમ શરદીથી શૂરવીર પુરુષો શાંત બની જાય છે તો કેટલાક શાંત પુરુષો, મહાત્માઓ ચીડિયા બની જાય છે.

જો કે બીજા કેટલાક રોગો, દાખલા તરીકે, દુખતો દાંત કે આંખ પણ કંઈક અંશે આવા પરિણામો ઉપજાવી શકે છે. પણ એવે વખતે પ્રેક્ષકોને દરદી પ્રત્યે સહાનુભૂતિ ઉત્પન્ન થતી હોવાથી કરુણરસ નિષ્પન્ન થાય છે.

જ્યારે શરદીનો દરદી બીજાના હૃદયમા કારુણ્ય નિષ્પન્ન નથી કરી શકતો. શરદીના દરદી પ્રત્યે કોઈને દયા હોતી નથી.

એને કાને આશ્વાસનના માધુર્યપૂર્ણ શબ્દો નથી પડતા. એને માથે તો થાય છે કટાક્ષોની શરવર્ષા—'તે શરદી થઈ એમા આમ ગભરાઈ શું ગયો છે?' 'આમ ઢીલો શું થઈ જાય છે?'

'શરદી કંઈ દુનિયામાં તને નવી નવાઈની નથી થઈ!' આજના યુવાનોને શું કહેવું? એક શરદું થયું એમાં તો...' એમ બહાદુર બન, બે છીંકો આવી એમા બકરી જેવો શું થઈ જાય છે?' 'તમે લોકો લડાઈમાં શું ઉકાળવાના?...શરદી તો સહન નથી થતી...તદ્દન ઢીલા...તદ્દન પોચા...જરા જરામાં...' વગેરે વગેરે વાક્યો દ્વારા સૌ શરદીના દરદી પર ઘૃણાભરી દૃષ્ટિ નાખી પ્રહારો કર્યા કરે છે. પ્રેમીની જેમ શરદીના દરદી પ્રત્યે પણ સહુ સહાનુભૂતિ રાખવાને બદલે એની મશ્કરી જ કર્યા કરે છે.

આ રીતે પ્રેમનો દરદી અને શરદીનો દરદી સરખા છે. પ્રેમ અને શરદી બેઉ રોગને પરિણામે માણસ વિહ્વળ બની જાય છે, એની આખોમાંથી જલ નીતરવા માડે છે, અને એને પોતાના દર્દ સિવાય જગતમા બીજુ કશુ દેખાતુ નથી. અને 'અરે બહાદુર બન, આમ ઢીલો ન થઈ જા' એવો ઉપદેશ પણ પ્રેમ અને શરદી બન્ને રોગોના દર્દીઓને સૌ આપ્યા કરે છે.

મેનકાની પાછળ ઘેલા થયેલા મુનિ વિશ્વામિત્ર તે ઘડીએ જેટલા હાસ્યાસ્પદ લાગ્યા હશે એટલા જ ઘેલા શરદીથી પીડાતા વિશ્વામિત્ર પણ લાગે એ ચોક્કસ છે!

'મને શરદી થઈ છે એટલે પરીક્ષામાં નહીં બેસું' કહેનાર વિદ્યાર્થી પ્રત્યે સૌ હસશે. છીંકોના અલ્પવિરામ અને નાક લહોવાના પૂર્ણવિરામ સાથે કોર્ટમા દલીલો કરતો વકીલ વાતાવરણમા રમૂજ ફેલાવશે અને ફિલ્મની સૌંદર્યવતી તારિકા પાછળ મુગ્ધ બનેલાઓ પણ જો એ તારિકાઓને ભયંકર શરદીમાં ઝડપાયેલી, છીંકો ખાતી, નાક લહોતી, 'આવું...આવું...' કર્યા કરીને પછી આવવાનુ માંડી વાળતી છીંકોથી અકળાતી અને સહેજ ઘોઘરે અવાજે શરદી અંગે ફરિયાદો કરતી જુએ તો એમની પણ તારિકાઓ પ્રત્યેની દૃષ્ટિ સહેજ બદલાય ખરી!

શેક્સપિયરના 'મિડ સમર નાઈટ્સ ડ્રીમ'ના પક જેમ બે જણને પ્રેમીઓ બનાવીને એમની ઠેકડી કરી હતી તેમ શરદી પણ કર્યા કરે છે. એટલે જ મને લાગે છે કે શરદી એ એક તોફાની રમૂજ-વૃત્તિવાળો—જેને અંગ્રેજીમાં 'પ્રેક્ટિકલ જોકર' કહે છે એ પ્રકારનો રોગ છે!

અને આ કારણથી જ એનો પ્રવેશ પણ હંમેશાં નવાઈભર્યો હોય છે. જાદુગર તમારી ટોપી ઉપાડે અને એમાંથી કબૂતર નીકળે કે ખિસ્સા ફંફોળે અને એમાંથી ઉંદરનું બચ્ચું કાઢે એમ શરદી પણ ગમે ત્યારે અને ગમે તે રીતે પ્રગટે છે. અંગ્રેજીમાં શરદી થવા માટે 'કેચિંગ કોલ્ડ'—'શરદી પકડવી' એવો શબ્દ છે. ખરી રીતે આપણે શરદીને નથી પકડતા, શરદી આપણને પકડે છે! અને તે ય પાંચ રૂપિયાની નોટ ઉધાર માગવાની ટેવવાળા મિત્રની જેમ, ગમે ત્યારે અને ગમે તે સ્થળે આપણને પકડી પાડે છે. બીજા રોગો થવા માટે કારણ જોઈએ છે શરદીનું એવું નથી. કવિએ કહ્યું છે કે 'પ્રેમને કારણો સાથે સંબંધ કાંઈ યે નથી' તેમ શરદીને પણ કારણો સાથે સંબંધ કંઈ જ હોય એમ નથી લાગતું.

ઈશ્વરની જેમ શરદીનો હાથ પણ બધે જ પહોંચે છે. અનેક ડૉક્ટરોથી રક્ષાયેલા ધનિકના દેહમાં પણ એ અચાનક પ્રવેશે છે, ને નાના બાળકના દેહમાં પણ એ ઘર કરી શકે છે. એના આગમન જેટલું જ આકસ્મિક એનું ગમન હોય છે. વરસાદના જેટલી જ આ બાબતમાં એ અનિયમિત છે. શરદીથી ઘેરાતા—અકળાતા તમે બેઠા હો, તમારું નાક બંધ થઈ ગયું હોય, આંખો બળી રહી હોય, છીંક આવું આવું થઈ રહી હોય, અને તમે ધીમે ધીમે મિત્ર જોડે વાતો કરતા બેઠા હો ત્યાં અચાનક નાક ખૂલી જાય, આંખો બળતી બંધ થઈ જાય અને શું થયું એ તમને ખબર પડે તે પહેલાં શરદી ઊડી ગઈ હોય!

શરદીનો ભાર તાણતા શ્વાનની માફક આપણે ભલે માનીએ

કે શરદી આપણા પ્રયત્નોથી કે દવાઓથી મટે છે. હકીકતમાં શરદી પોતે ધારે છે ત્યારે જ મટે છે. કવિઓ જેટલી જ શરદી નિરંકુશ હોય છે. એને ન જવું હોય તો તમે અનેક દવાઓ અજમાવશો તો ય નહી જાય.

મારી દૃષ્ટિ આગળ આ ક્ષણે એક કલ્પનાચિત્ર ખડું થાય છે...

'હોય, હવે શરદીથી નાક તો બધાનાં ય બંધ થઈ જાય, એમાં આટલા ચિંતાતુર શું થઈ જાઓ છો ?'

'પણ...'

'તમે નેતા થયા એટલે શું થઈ ગયું ? શરદીને મન તો સૌ સરખાં.'

નેતાએ જવાબમાં માત્ર નિસાસો નાખ્યો.

'આખા દેશનો ભાર માથે ઉપાડો છો ને આટલી નાની વાતમાં ગભરાઈ ગયા ?'

'મને શરદી થયાનું દુઃખ નથી.'

'ત્યારે ? નાક તો હમણાં એની મેળે ખૂલી જશે.'

'ખૂલી તો જશે. પણ એની મેળે ખૂલી જશે એનું મને દુઃખ છે. હું આટઆટલાં ઉદ્ઘાટનો કરનારો, કૉલેજો અને કન્યાશાળાઓ, રૂગ્ણાલયો, વ્યાયામશાળાઓ, પુલો, નહેરો, પુસ્તકાલયો, ધર્મશાળાઓ, પાંજરાપોળો—એવી અનેક ચીજોનું રમતમાં ઉદ્ઘાટન કરી નાખનાર હું...હું મારા અને આ નાના સરખા શરદીથી બંધ થઈ ગયેલા નાકનું ય ઉદ્ઘાટન ન કરી શકું ?'

મિનિસ્ટર સાહેબ હોય કે મોચી મહીજી મૂળા હોય—સૌનાં ય બંધ થયેલા નાક ક્યારે અને કેમ કરીને ખૂલશે એ ઈશ્વર સિવાય કોણ કહી શકે એમ છે ? 'હુન્નર કરો હજાર પણ કિસ્મત વિણ કોડી નહીં'ની જેમ ઉપાયો તો શરદીના હજારો છે—વિક્સ કે કપૂર સૂંઘવાથી ને આદુનો રસ પીવાથી માંડીને તે શીર્ષાસન,

—પાસ – ઊંડા શ્વાસ કે શેક કરવા સુધીના—પણ એ સૌ ત્યારે જ ફાવે છે જ્યારે શરદી એમને ફાવવા દે છે!' શરદી ગમે ત્યારે આવે છે, અને ગમે ત્યારે જતી રહે છે.

શરદીની આ ટેવ સારી છે. તોફાની બાળકની જેમ એક વ્યક્તિ પર એનું ઝાઝો સમય ધ્યાન નથી રહેતું, તોફાન માટે બીજો સારો શિકાર મળતાં એ ઘણુંખરું જતી રહે છે. ખાસ સાદીલા દરદીઓની વાત જુદી છે. પણ એકંદરે બીજા પૂરતું તો શરદીનું તોફાન અહિંસક હોય છે. લડત વખતે વાનરસેના જેમ પોલીસોને ચમકાવી દોડાદોડી કરાવી, ચીડવી આનંદ લેતી હતી, એમ શરદી પણ આપણને હેરાન કરવામાં આનંદ માને છે. ટી. બી. કે કૅન્સર જેવી એ વેરીલી-ઝેરીલી નથી. તાવ કે ફ્રેક્ચર જેવી કડવી નથી એને માટે તો આ આનંદમય સૃષ્ટિ એક ક્રીડાંગણ છે, અને આપણે માનવો એનાં રમકડાં છીએ. ઈશ્વરની લીલા જોઈને ભક્ત અકળાતો નથી, માત્ર સાત્ત્વિક આનંદ જ અનુભવે છે. તેમ શરદીની આ લીલા જોઈને પણ, શાંત ચિત્તે રમૂજ અનુભવવામાં જ આપણો ઉદ્ધાર છે, અકળાવામાં નહીં!

કે શરદી આપણા પ્રયત્નોથી કે દવાઓથી મટે છે. હકીકતમાં શરદી પોતે ધારે છે ત્યારે જ મટે છે. કવિઓ જેટલી જ શરદી નિરંકુશ હોય છે. એને ન જવું હોય તો તમે અનેક દવાઓ અજમાવશો તો ય નહી જાય.

મારી દૃષ્ટિ આગળ આ ક્ષણે એક કલ્પનાચિત્ર ખડું થાય છે...

'હોય, હવે શરદીથી નાક તો બધાનાં ય બંધ થઈ જાય, એમાં આટલા ચિંતાતુર શું થઈ જાઓ છો?'

'પણ...'

'તમે નેતા થયા એટલે શું થઈ ગયું? શરદીને મન તો સૌ સરખાં.'

નેતાએ જવાબમાં માત્ર નિસાસો નાખ્યો.

'આખા દેશનો ભાર માથે ઉપાડો છો ને આટલી નાની વાતમાં ગભરાઈ ગયા?'

'મને શરદી થયાનું દુઃખ નથી.'

'ત્યારે? નાક તો હમણાં એની મેળે ખૂલી જશે.'

'ખૂલી તો જશે. પણ એની મેળે ખૂલી જશે એનું મને દુઃખ છે. હું આટઆટલા ઉદ્‌ઘાટનો કરનારો, કૉલેજો અને કન્યાશાળાઓ, રુગ્ણાલયો, વ્યાયામશાળાઓ, પુલો, નહેરો, પુસ્તકાલયો, ધર્મશાળાઓ, પાંજરાપોળો—એવી અનેક ચીજોનું રમતમાં ઉદ્‌ઘાટન કરી નાખનાર હું...હું મારા અને આ નાના સરખા શરદીથી બંધ થઈ ગયેલા નાકનું ય ઉદ્‌ઘાટન ન કરી શકું?'

મિનિસ્ટર સાહેબ હોય કે મોચી મહીજી મૂળા હોય—સૌનાં ય બંધ થયેલા નાક ક્યારે અને કેમ કરીને ખૂલશે એ ઈશ્વર સિવાય કોણ કહી શકે એમ છે? 'હુન્નર કરો હજાર પણ કિસ્મત વિણ કોડી નહીં'ની જેમ ઉપાયો તો શરદીના હજારો છે—વિક્સ કે કપૂર સૂંઘવાથી ને આદુનો રસ પીવાથી માંડીને તે શીર્ષાસન,

-શ્વાસ – ઊંડા શ્વાસ કે શેક કરવા સુધીના—પણ એ સૌ ત્યારે જ ફાવે છે જ્યારે શરદી એમને ફાવવા દે છે!'' શરદી ગમે ત્યારે આવે છે, અને ગમે ત્યારે જતી રહે છે.

શરદીની આ ટેવ સારી છે. તોફાની બાળકની જેમ એક વ્યક્તિ પર એનું આખો સમય ધ્યાન નથી રહેતું, તોફાન માટે બીજો સારો શિકાર મળતાં એ ઘણુંખરું જતી રહે છે. ખાસ હાડીલા દરદીઓની વાત જુદી છે. પણ એકંદરે બીજા પૂરતું તો શરદીનું તોફાન અહિંસક હોય છે. લડત વખતે વાનરસેના જેમ પોલીસોને ચમકાવી દોડાદોડી કરાવી, ચીડવી આનંદ લેતી હતી, એમ શરદી પણ આપણને હેરાન કરવામાં આનંદ માને છે. ટી બી. કે કેન્સર જેવી એ વેરીલી-ઝેરીલી નથી. તાવ કે ફૅક્ચર જેવી કડવી નથી એને માટે તો આ આનંદમય સૃષ્ટિ એક ક્રીડાંગણ છે, અને આપણે માનવો એનાં રમકડાં છીએ. ઈશ્વરની લીલા જોઈને ભક્ત અકળાતો નથી, માત્ર સાત્ત્વિક આનંદ જ અનુભવે છે. તેમ શરદીની આ લીલા જોઈને પણ, શાંત ચિત્તે રમૂજ અનુભવવામાં જ આપણો ઉદ્ધાર છે, અકળાવામાં નહીં!

# છાપાંનું અજીર્ણ

ગઈ કાલે અને પરમ દિવસે સવારે છાપું આવ્યું નહીં એટલે પહેલાં તો મને ખૂબ અકળામણ થઈ સવારે સાડાસાત સુધી મેં છાપાની રાહ જોવામા ન તો દાતણ કર્યું કે ન તો ચા પીધી. 'આવશે? આવશે ક્યારે ઉરને તોરણે ઉષા?' ગાતા કવિની જેમ અથવા તો ચૂંટણીના પરિણામની રાહ જોઈને બેઠેલા ઉમેદવારની જેમ મેં ય છાપાની રાહ જોયા કરી પણ એ ન આવ્યું તે ન જ આવ્યું – ને ત્યારે છેક સાડાસાતે મને યાદ આવ્યું કે તે દિવસે ભાઈબીજ હતી અને છાપું નહોતું બહાર પડવાનું. એનું કારણ શું? તો કે' ભાઈ, છાપાની ઑફિસના સ્ટાફને આગલે દિવસે રજા હતી એટલે! શું દુનિયા છે! મારું કહેવું તો એમ છે કે છાપાની ઑફિસના સ્ટાફને રજા મળવી જ શા માટે જોઈએ? બેસતા વર્ષે પણ એ લોકોએ રજા ન પાળવી જોઈએ. જનતાના કલ્યાણને ખાતર એ લોકો જો આટલો પણ આત્મભોગ ન આપી શકતા હોય તો પોતાની જાતને તેઓ લોકશાહીના રક્ષણહારો શું જખ મારવા કહેવડાવે છે?

સવારનું છાપું એ અનેકોનો શ્વાસપ્રાણ છે. જેમ પતિનું મોં જોયા વિના કેટલીક સતીઓ મોમા અન્નનો દાણો નાખતી નથી તેમ છાપું જોયા વિના કેટલાય લોકો મોમાં દાતણ પણ નાખતા નથી. પત્નીની પચીસ બૂમે નહીં ઊઠનારાઓ પણ છાપા-

વાળાની 'પેપ...ર' ની બૂમ સાંભળતાં જ પથારીમાંથી કૂદીને ઊભા થઈ જાય છે. (છાપાંના તંત્રીઓ ભલે ખાંડ ખાય કે જનતામાં અમે જાગૃતિ ફેલાવીએ છીએ; પરંતુ ખરી રીતે તો છાપાંના ફેરિયા જ જનતાને જાગૃત કરવામાં વધુ ફાળો આપે છે.) છાપાં વિના અનેકોની ઊંઘ નથી ઊડતી. અમુક ચકચારભર્યા અપહરણ કેસ વિશે છાપામાં કંઈ આવ્યું કે નહીં એ જાણવાની ઉત્કંઠામાં કેટલીક ગૃહિણીઓ દૂધ પણ ઊભરાઈ જવા દેતી હોય છે. સ્વર્ગમાં લઈ જનારા દેવદૂતો કે યમદૂતોની રાહ જેમણે જોવી જોઈએ એવા વૃદ્ધો પણ છાપાની રાહ જોઈને સવારે બેઠા હોય છે. શહેરમાં તો છોકરાં પણ બાળપોથીને બદલે છાપામાં આવતી સિનેમાની જાહેરખબરોથી જ બારાખડી શીખવાનું શરૂ કરે છે. જનતામાં આટઆટલો છાપાપ્રેમ ઉત્પન્ન કરીને પછી છાપાંવાળાઓ બબ્બે દિવસની રજા પાડે એ તે કંઈ રીત છે? જગતમાં આટઆટલાં દુઃખો ઊભરાઈ રહ્યાં છે ત્યાં છાપાં-વિરહનું દુઃખ ઊભું કરવાનો તંત્રીઓને હક્ક શો છે?

અને જરૂર પણ શી છે? છાપાંવાળાને વરસમાં બે-પાંચ દિવસની રજાની ય શી જરૂર છે? જેમને કામ કરતાં થાક લાગતો હોય એમને રજા મળવી જોઈએ એ વાત ખરી, પણ છાપાંની ઑફિસવાળાઓને ઑફિસમાં થાક લાગે એવું હોય છે પણ શું? આપણે જે છાપું ખરીદવા આના-બે આનાનું પાણી કરવું પડે છે તે એમને મફત વાંચવા મળે છે. જે સમાચાર આપણને સવારે સાત વાગે વાંચવા મળે છે તે એ લોકોને રાતના બાર વાગ્યામાં જાણી લેવા મળે છે.

એ લોકોને ઑફિસમાં કામ શું? તો કે' પોતે સાંભળેલું માત્ર બીજાને સંભળાવવાનું જ કામ. આપણે વેપાર કરીએ છીએ, ભાષણો કરીએ છીએ, ખૂનો કરીએ છીએ, હુલ્લડો કરીએ છીએ, અકસ્માતો કરીએ છીએ, આપઘાતો કરીએ છીએ, કોઈની છોકરીઓ

લઈને નાસી જઈએ છીએ, એવાં એવાં ખરા પરાક્રમો તો આપણે કરીએ છીએ — છાપાંવાળા નહીં ! છાપાંવાળાને તો શેકયો પાપડ પણ ભાગવો પડતો નથી, ફક્ત મીઠું-મરચું ભભરાવીને આ બધાંનો અહેવાલ આપી જવાનો હોય છે, ને એ તો રસમય કામ છે!

નહીં આવનાર છાપાની રાહ જોતા જોતા ભાઈબીજની સવારે હું વિચાર કરતો જ રહ્યો કે જે છાપું માત્ર વાચવામાં આપણને આટલો બધો રસ પડે છે તે છાપું લખનારને, રાત ને દિવસ એમાં રચ્યાપચ્યા રહેનારને તો કોણ જાણે શા ય રસના ઘૂંટડા ભરવાના મળતા હશે! છાપાંવાળાનું કાર્યાલય એટલે ગરમાગરમ સમાચારોની આતશબાજી, નિત્ય નવીન ખબરોથી ગાજી રહેતી અદ્ભુત ભૂમિ : એ ભૂમિના રહેવાસીઓને વળી રજાની શી જરૂર છે?

એટલે બેસીને ગામ આખાની નિંદા કરતી વૃદ્ધાઓ થાકતી નથી, ચેમ્બરોમાં કે કોમન રૂમમાં ટોળે વળીને ગેરહાજર સહકાર્ય-કરો વિષે ઘૂસપૂસ કરતાં વકીલો કે પ્રોફેસરો થાકતા નથી, તો આખી દુનિયા વિષે 'હાકયે રાખતા' પત્રકારોને વળી થાક શેનો ?

સાહિત્ય અને પત્રકારત્વમાં બહુ પૈસો મળતો નથી એમ સૌ સાહિત્યકારો અને પત્રકારો કબૂલ કરે છે; તો પછી બેસતા વર્ષને દિવસે પત્રકારોને રજા આપીને એમને સારા કપડા પહેર-વાનું ખર્ચ કરાવવું, વડીલોને મળવા જવામાં બસનું ખર્ચ કરાવવું કે ઘેર આવનારાઓને આપવી પડતી મીઠાઈનું ખર્ચ કરાવવું એ કંઈ ઠીક કહેવાય? છાપાંના સ્ટાફના માણસો ભલે પોતાનું હિત ન સમજે, પણ છાપાંના માલિકોએ તો એ સમજીને બેસતા વર્ષની રજા પાડવાનું સદંતર બંધ કરી દેવું જ જોઈએ.

છાપાના વિરહમાં દુઃખી થતાં થતાં અને છાપું વર્ષમાં

એક દિવસ પણ બંધ ન કરવું જોઈએ એવી ઝુંબેશ શરૂ કરવાનો વિચાર કરતાં કરતાં જ મેં ચા પીધી અને મને નવી પ્રેરણા મળી.

સાતના આઠ વાગ્યા, સાડાઆઠ વાગ્યા ને છાપું ન આવ્યું તો ય જગત તો ચાલતું હતું એમ ચાલવા માંડ્યું. ક્યાંય કશું અટકી પડતું ન લાગ્યું. ઊગેલા સૂરજે આગળ વધ્યે જ રાખ્યું. પૃથ્વીએ ફરવાનું પણ ચાલુ રાખ્યું. એટલે ધીરે ધીરે મારી ઊંઘ ઊડતા મને બીજો વિચાર આવ્યો. મને થયું : 'જગતમા છાપાંની એવી તે શી જરૂર છે?' બે દિવસ જ શું કામ પણ હંમેશને માટે છાપા બંધ થઈ જાય તો ય શું ખાટું-મોળું થઈ જવાનું છે? ઊલટું એથી તો જનતાનું અનહદ કલ્યાણ થઈ જશે'

આ માયાવી સૃષ્ટિથી અણજાણ રહીને શાંતિથી,આપણું કામ કરતાં છાપું આપણને અટકાવે છે. સવારે પણ ઋષિઓના તપનો ભંગ કરતી મેનકાઓની જેમ, આપણી નિદ્રાસમાધિમાં એ ભંગ પડાવે છે અને પરબ્રહ્મની સ્થિતિએ પહોંચતાં અટકાવે છે. એટલું જ નહીં, છાપાથી તો એથી ય મોટા અનેક રીતના નુકસાન સમાજને થાય છે. છાપાંને લીધે આપણે બધા ઘાતકી થઈ ગયા છીએ. અજાણ્યો બિચારો ગામડિયો એકાદ માણસનું ખૂન થયાનું સાંભળીને અરેરાટી અનુભવશે; પણ આપણે? છાપા વાચીને આપણી લાગણી એવી બુઠ્ઠી બની જાય છે કે, હવે કોઈ હુલ્લડમાં વીસ જણ મરી ગયાનું વાંચીએ છીએ તો ય આપણા પેટનું પાણી હાલતું નથી. ઊલટા ઉપરથી કો'ક તો કહે છે : 'બસ વીસ જ? પેલા હુલ્લડ વખતે તો ચાલીસ મરી ગયા'તા ને!' કહો, હવે આપણી આ હૃદયહીનતા માટે કોણ જવાબદાર? છાપાં જ ને!

પહેલાંના વખતમાં પત્નીઓ પતિઓને કેવા પ્રેમથી જગાડતી! નરસિંહ મહેતાએ કહ્યું છે કે 'ચરણ ચાપી મૂછ મરડી, નાગણે નાગ જગાડિયો!' આહાહાહા, શી રસિકતા! આ તો ઊંઘ નાગ

લોકોની વાત છે. પણ દેવો ને માનવોની પત્નીઓ તો પતિઓને કોણ જાણે કેવી ય રસિકતાથી જગાડતી હશે! પણ હવે? હવે આ છાપા આવ્યા પછી પતિઓ સવારે ઊઠવાની બાબતમાં પત્નીઓને ગણકારતા જ નથી, ત્યાં શું ધૂળ રસિકતા આવે? ઊલટું પત્ની ઉઠાડે ત્યારે પતિઓ સામેથી પૂછે છે કે 'છાપું આવ્યું?' અને જો ન આવ્યું હોય તો ઊઠવાની વાત નહીં! ફેરિયાના પોકારે એ ઊઠે અને ઊઠીને પહેલું મોં કોનું જોશે, ખબર છે? ઉહું 'એ'નું નહીં, આઈઝન હોવરનું! ચર્ચિલનું! માઓત્સે તુંગનું! ચાગ કાઈ શેકનું! ટૂંકમાં છાપાવાળા જેના જેના ફોટા છાપે એનું!

મારું તો માનવું છે કે સવારે ઊઠીને આપણે આવાં આવા મો જોઈએ છીએ એથી જ આપણા દિવસ બગડે છે, એથી જ આપણો સમાજ આટલો દુઃખી થાય છે, આટલો પીડાય છે. રસિકતા તો ઘેર ગઈ, પણ ઊઠીને ભગવાનનું મો (અલબત્ત, ફોટામાં કે ચિત્રમાં) જોવાનું ટાળીને વૃદ્ધો પણ સવારના પહોરમાં ભૂપત અને રીટા હેવર્થના મો જોતા થઈ ગયા છે, પછી દુકાળ ન પડે તો થાય શું?

ખરેખર, મને છાપા વિના કાઢેલા બે દિવસના અનુભવે સમજાયું છે કે છાપું એ અફીણ છે. એના વ્યસનમાંથી મુક્ત થયે જ છૂટકો...ચીનમાં અફીણ-વિરોધી ઝુંબેશ થઈ તો આપણે ત્યાં છાપાં-વિરોધી પ્રચાર શરૂ કરવો જોઈએ. પણ મુસીબત એટલી જ છે કે છાપા વિના પ્રચાર કરવો કેવી રીતે?

*

## શું મારું ! શું તારું !

'મેનેજર સા...બ...'

'આઇયે આઇએ, ઘનશ્યામજી...'

'અજી, ક્યા ચલ રહા હૈ ?'

'બસ, મહેરબાની હૈ આપકી.'

'અજી ક્યા બાત કર રહે હૈં ? હેં હેં હે ...મહેરબાની તો આપકી ચાહીયે !'

આ અમારી અને શેઠ ઘનશ્યામજી વચ્ચેનો રોજનો સંવાદ. ઘનશ્યામજી મોટા શેઠ હતા, મારા પડોશી, જોડેની મોટી હવેલી આખી એમની જ હતી.

અમારી વાતચીત હંમેશાં 'અજી આપકી મહેરબાની' 'નહીંજી, આપકી મહેરબાની'થી જ શરૂ થતી. એ પૂરું થાય એટલે એ કહે :

'જી, મૈં કહેતા થા, આજકા પેપર આયા હૈ ક્યા ?'

'હાં.'

'જરા લે જાતા હૂં, અભી વાપસ કર દૂંગા.'

'અભી' એટલે 'હમણાં' એમ હું ધારતો હતો, અને મારા હિન્દી જાણનારા મિત્રો પણ કહે છે કે 'અભી' એટલે 'હમણાં,' પણ ઘનશ્યામજી જોડે સંપર્કમાં આવ્યા પછી જ મને લાગ્યું કે 'અભી' એટલે 'આઠ કલાક પછી' ! 'અભી પેપર

વાપસ કર દૂંગા' એટલે 'સવારના લઈ જાઉં છું એ છાપું સાંજે બનશે તો પાછું મોકલાવીશ નહીં તો તમે જાતે આવીને લઈ જજો !'

રોજ સવારે સાડાનવ વાગે ટાઈમ્સ ઓફ ઇન્ડિયાનો ફેરિયો આવે અને તરત પાછળ આવે રાધેશ્યામજી.

'મેનેજર સા'બ...'

શરૂઆતમાં તો હું શરમાતો. બેચાર દિવસ તો વગરવાંચે એમને છાપું આપી દીધું. 'અભી વાપસ કર દૂંગા' એમ એ કહેતા, પણ ઘણુંખરું મારે જ જાતે જઈને કે પટાવાળાને બે ત્રણ આંટા ખવડાવીને એ પાછું મંગાવી લેવાનું રહેતું !

એક દિવસ તો મેં હિંમત એકઠી કરી

ફેરિયો પેપર નાખીને ગયો કે તરત એ આવ્યા.

'મેનેજર સા...બ...'

'આઈએ...' મેં કહ્યું.

'અજી ક્યા હાલહવાલ હૈ ?' એમણે ખુશખબર પૂછવા માંડી.

'સબ ઠીક હૈ...આપકો પેપર ચાહીયે ક્યા ?' મેં સીધું જ પૂછ્યું.

'આપકી મહેરબાની' 'નહીંજી, આપકી મહેરબાની' થયા વિના અચાનક મૂળ મુદ્દા પર વાત આવી ગઈ એટલે એ જરા અચકાયા પણ તરત પાછા સ્વસ્થ થઇ ગયા.

'હાં...પેપર લે જાતા હૂં. અભી વાપસ કર દૂંગા.'

અને મેં હિંમત કરી નાખી.' દેખો તો રાધેશ્યામજી. મૈંને અભી તક પેપર પઢા હી નહીં.'

'નહીં પઢા ક્યા ?' આશ્ચર્ય સાથે એમણે પૂછ્યું. મનમાં હું માતૃભાષામાં બોલ્યો, 'રે ભગા, હમણાં તારા દેખતાં તો પેપર આવ્યું ને મેં શેનું વાચ્યું હોય ?' પણ મોટેથી મેં કહ્યું,

'હાં જી, માફ કીજીયે, મૈંને અભી તક પઢા નહીં હૈ.'

મને થયું, 'પછી લઈ જઈશ.' કહીને એ પાછા જશે. પણ નહીં ! એમણે તો કહ્યું :

'કોઈ બાત નહીં. આપ પઢ લીજીએ. મૈં બેઠા હૂં !'

લે કર વાત !

સામે રાધેશ્યામજી બેઠા ને મેં પેપર વાંચવા માંડયું. ખાસ્સો અર્ધો કલાક કર્યો. એ નિરાંતે બેસી રહ્યા ..મેં પૂરું કર્યું પછી લઈને જ ગયા.

બે-ચાર દિવસ આમ ચાલ્યું.

પછી એક દિવસ આવ્યા. 'મેનેજર સા..બ, કયા હાલ હૈ ?'

'બસ મહેરબાની હૈ આપકી.'

'મહેરબાની તો આપકી...અજી, મહેરબાની તો આપકી ચાહીયે... મૈં પૂછતા થા, આપ પેપર પઢ રહે કયા ?'

'ના, બાકી છે, મૈંને કહા બાકી હૈ.'

'અચ્છા તો પઢ લીજીએ, મૈં બેઠા હૂં.'

આજે તો મેં નક્કી જ કરેલું કે પેપર વાચતા પૂરો દોઢ કલાક લેવો !

અડધો કલાક થયો એટલે એ જરા અકળાયા

'અજી કયા પઢ રહે હૈં આપ ?'

'લીડર પઢ રહા હૂં.' મેં કહ્યું.

'લીડરમેં તો કયા પઢનેકા આતા હૈ ? ખાલી બાતેં બનાતે હૈ.

'સચ કહા આપને.'

પાંચ મિનિટ થઈ એટલે કહે :

'અબ તો આપને લીડર પઢ લિયા હોગા.'

'હા, અબ તો કરન્ટ ટ્રાપિકસ પઢ રહા હૂં.'

'આપકે વહા કે કુછ ખબર હૈ કયા ?'

'નહીં જી.'

બીજી દસ મિનિટ.

'ખત્મ હો ગયા?' એમણે પૂછ્યું.

'હા, મગર યહ લાસ્ટ પેજ બાકી હૈ.'

'અજી ઇસમેં તો સિર્ફ વિજ્ઞાપનેં (જાહેરખબરેં) આતી હૈ, વે પઢનેસે ક્યા મતલબ?'

'મતલબ તો કોઈ નહીં, વૈસે હી પઢતા હૂં.' મે કહ્યું.

'આપકો ઇસ તરહ આપકા ટાઈમ બિગાડના નહીં ચાહીયે. આપ તો બિઝનેસમેન હૈ. આપકો ટાઈમ કી કીમત હોની ચાહીયે'

'સચ કહા,' મેં કહ્યું.

'તો ફિર આપ વિજ્ઞાપન (જાહેરખબરો) ક્યોં પઢ રહે હૈ? આપકો નોકરી કી તો તલાશ કરનેકી નહીં હૈ તો ફિર મુફત વખ્ત બિગાડનેસે ક્યા મતલબ?'

હું થાક્યો, મેં પેપર આપી દીધું.

તે દિવસે તો હું ક્ષણિક કંટાળામાં ફસાઈ ગયો. પણ બીજે દિવસે મે ફરી નિશ્ચય કર્યો. પેપર વાંચતા પૂરા પોણાબે કલાક લીધા! એમણે મને વખત નહીં બગાડવા વિષે, છાપું કેવું નકામું આવે છે, અને ઉદ્યોગી માણસોએ એ વાચવામા દસથી વધુ મિનિટ આપવી ન જોઈએ એ વિષે ઘણું કહ્યું. પણ હું ડગ્યો નહીં!

આખર એ ઊઠયા. 'અચ્છા તો મૈં જા રહા હૂં. આપ પેપર પઢ લેં તબ કહેના.'

'હા જી, જરૂર બતાઉંગા.' કહીને મેં આનંદિત થઈને એમને વિદાય આપી, દરવાજો બંધ કર્યો.

પાંચ મિનિટ થઈ ત્યાં અવાજ સંભળાયો:

'મેનેજર સા'બ...ઓ મેનેજર સા'બ...'

મેં ઊઠી દરવાજા સુધી જઈને દરવાજો ખોલ્યો. જોયું તો રાધેશ્યામનો ચિરંજીવી.

'આપને પેપર પઢ લિયા ક્યા?'

'નહી.'

'અચ્છા...'

દરવાજો બંધ કરીને હું પાછો આવીને બેઠો. પાંચ મિનિટ થઈ ત્યાં ફરી બૂમો સંભળાઈ: 'મેનેજર સા'બ.'

જઈને ઉઘાડયું.

એ જ ચિરંજીવી.

'આપને પેપર પઢ લિયા ક્યા?'

'નહીં.'

'અચ્છા.'

પાછી દસ મિનિટ થઈને એ જ આહટ.

'મેનેજર સા'બ...'

'ક્યા હૈ!'

'આપને પેપર પઢ લિયા?'

'નહીં.'

'અભીતક નહી પઢ લિયા?'

'નહીં.'

'પિતાજી પૂછતે હૈ, અભીતક કયો નહી પઢ લિયા હૈ?'

મારે શો જવાબ આપવો? પેપર મારું, ધન મે ખર્ચેલું અને પૂછે મને રાધેશ્યામજી, 'હજી પેપર કેમ નથી વાંચી લીધું?'

'પેપર બહુત લંબાચોડા હૈ,' મે ગંભીર વદને કહ્યું.

'અચ્છા તો, પિતાજીને કહા હૈ કી મેનેજર સાબકે વહા બેઠના ઔર વે પેપર પઢ લે તબ લે કર આના.' કહીને તે વીર બાળક મારા મકાનમાં આવી સામેની ખુરશીમાં બેઠો.

શું કહેવાય મારાથી? પછીની પંદર મિનિટ દરમ્યાન

ચિરંજીવીએ મારા હોલ્ડરની સ્ટીલ તોડી નાખી, એક શાહીનો ખડિયો ઢોળી નાખ્યો. પેપરવેટ જોવા લીધું એટલે ઑફિસનાં કાગળિયાં ઊડી પડયાં. અને તે ભેગાં કરવા જતાં ચિરંજીવીએ ખિસ્સામાં સરકાવી દીધેલું કાચનું પેપરવેટ બહાર ગબડી પડયું, એકનાં એનાં અનેક સ્વરૂપો થયાં.

મેં દબાયેલા પણ દૃઢ અવાજે કહ્યું :

'દેખ, અભીકા અભી તૂ ઘર ચલા જા.'

'મગર મેરે પિતાજીને કહા હૈ કી મેનેજર સા'બ પેપર પઢ લે તબ લે કર હી આના.'

'મૈં પઢ લૂંગા તબ ભેજ દૂંગા. અભી તૂં જા.'

'નહીં', મેરે પિતાજીને કહા હૈ કી મેનેજર સા'બ પેપર પઢ લે તબ લે કર હીં આના.'

પૂરો કેસેબિયેન્કા !

મેં એને પ્રેમપૂર્વક (પણ એથી વધુ તો પ્રયત્નપૂર્વક) વિદાય કર્યો.

થોડી વાર થઈ ત્યાં તો...

'મેનેજર સા'બ...'

જઈને બારણું ઉઘાડયું.

'આપ પેપર પઢ ચૂકે ક્યા ?'

'નહીં.'

'મેરે પિતાજીને કહા હૈ કી આપને પેપર પઢ લિયા હો તો...'

'અભી પઢ રહા હૂં' મેં કહ્યું.

'મગર મેરે પિતાજીને કહા હૈ કી વહાં બેઠના ઔર જબ પઢ લે તબ હી...' એટલું કહીને એણે ગૃહપ્રવેશનો અપરાધ આરંભ્યો. બેતાલીસની લડત વખતે ઘરે પત્રિકાઓ જપ્ત કરવા આવેલા પોલીસો પણ આટલી હિંમતથી ઘરમાં નહોતા ઘૂસ્યા !

મેં દબાયેલા પણ મક્કમ અવાજે કહ્યું : 'દેખ લે, અબ

જો ફિર આયાને, તો તેરા ગલા ઘોંટ દૂંગા!'

આ 'ગલા ઘોટ દૂંગા' એ શબ્દ મેં એક હિન્દી નવલકથામાં વાંચેલા ત્યારના જ મને ગમી ગયેલા. એ શબ્દો વાક્યમાં વાપરવાની ઘણા વખતથી હોંશ હતી પણ તક જ નહોતી મળતી ને! ચાલો, આજે એ હોંશ પૂરી થઈ!

પણ એ વીર તો એવો જ અડગ રહ્યો.

'તૂ નહીં જાતા ક્યા? મૈં કહેતા અભી કા અભી યહા સે ચલા જા, નહીં તો...સમજ મેં આયા? ..મૈં તેરા ગલા...'

'મગર મેરે પિતાજીને કહા હૈ કી મેનેજર સા'બ પેપર પઢ લે...'

એટલામાં રંગભૂમિ પર રાધેશ્યામજી પ્રવેશ્યા.

'અરે બદમાશ! ક્યા કર રહા હૈ વહા ખડા ખડા?'

નહીંજી, 'બદમાશ' શબ્દ તો એમણે ચિરંજીવીને ઉદ્દેશીને કહેલો, મને નહીં!

'અજી, ક્યા કર રહે હૈં?'

મને રાધેશ્યામજીએ પૂછ્યું.

'હા, દેખોને...બાત ઐસી હૈ કી...'

'કોઈ બાત નહીં', કોઈ બાત નહીં...તૂ બદમાશ અભી કા અભી ઘર ચલા જા. ઔર, મેનેજરે સા'બ, મૈં પેપર લે જાતા હું, ઠીક ન?'

એમ કહી ટેબલ પરથી પેપર લઈને એમણે ચાલવા માંડ્યું.

પણ મેં પેપર હજી વાંચ્યું નહોતું પૂરું એટલું મેં કહ્યું: 'મગર મૈંને અભી તક યે પેપર...'

'અજી માફી માગનેકી ક્યા જરૂરત હૈ? ઈસમેં આપકા કોઈ કુસૂર નહીં.' જાણે કોઈ ભયંકર ગુનાની મને ક્ષમા આપતા હોય એમ રાધેશ્યામજીએ કહ્યું.

'મગર મૈં કહેતા હૂં, આપ યે પેપર મત લે જાઈએ...'

પણ સાંભળે છે કોણ?

'અગર આપકા કુસૂર હો તો ભી ક્યા? હમ તો પડોસી ઠહરે. કુસૂર હો તો ભી હમે તો ઉસે માફ કર દેના ચાહીયે.'

'કસૂરકા કોઈ સવાલ નહી. મૈં કહેતા મેરા યે પેપર...'

'નહી જી નહીં, આવશ્યકતા હૈ હી નહીં માફી માંગને કી... અચ્છા તો નમસ્તે, પેપર મૈં અભી વાપસ કર દૂગા...'

'કિન્તુ રાધેશ્યામજી...'

પણ ગયું! આખરે છાપું ગયું! એ ક્ષમાશીલ ઉદાર સહૃદયી ગૃહસ્થની સાથે છાપું ચાલ્યું ગયું!

પછીના બેચાર દિવસ છાપું આવ્યુ જ નહીં. મેં ફેરિયાને પૂછ્યું તો કહે: 'આપકે પડોસી હમે ડાંટ કર (ધમકાવીને) સીધા હી પેપર લે લેતે હૈં!'

મેં ફેરિયાને 'ડાંટ કર' કહ્યું કે મારા સિવાય બીજા કોઈને મારું પેપર ન આપે.

બીજે દિવસે સવારે દરવાજો ઉઘાડવા જતા જ બહાર ફેરિયો અને રાધેશ્યામજી વચ્ચે ચાલતો સંવાદ સંભળાયો...

'પેપર મુઝે દેનેકા હૈ.'

'અગર મુઝકો મેનેજર સા'બને મના કી હૈ...'

'અરે દે દે પેપર...નહીં તો...ક્યા તૂ મેરા મિજાજ નહીં જાનતા?

'મગર મેનેજર સા'બને કહા હૈ કી...'

'તૂ સીધા નહીં માનેગા,' રાધેશ્યામજી ઊભા થયા.

'મગર મુઝકો મેનેજર સા'બને કહા હૈ કી...' ગભરાયેલા ફેરિયાનો અવાજ સંભળાયો.

'તુઝે જરા હાથ બતાના હોગા...ઈસકે સિવા તૂ માનેગા નહીં ..હા ચલ...ચલ, ચિલ્લા મત...દે દે પેપર...દે દે, હા બસ ચલા જા યહા સે ચૂપચાપ.'

પેપરવાળો ચાલ્યો ગયો.

શાંતિ !

સાંજ પડી.

'અરે, મેનેજર સા'બ...'

મેં કહ્યું : 'આઈયે, આઈયે, રાધેસ્યામજી...' અને હસતા હસતા આવ્યા રાધેશ્યામજી.

'અરે દેખો તો સહી મેનેજર સા'બ, ક્યા મજા હુઈ? વહ પેપરવાલા મેરે ઘર પર હી પેપર રખ જાતા હૈ! મૈંને બાર બાર કહા કી પેપર મેનેજર સાબકા હૈ, દોઈ આના વે દેતે હૈ, તૂ પેપર ઉનકો દિયા જા કર. મેરે ઘર પર કયો રખ જાતા ? મગર સુનતા હૈ કોન જી?...બડા બુધ્ધુ હૈ...મેરે ઘર પર હી પેપર રખ ગયા... હા... હા... હા...' રાધેશ્યામજીનું હાસ્ય જગતમાં પથરાઈ રહ્યું.

'વાહ...બડી મજેકી બાત. પેપરવાલે ઐસે હી હોતે હૈ !' મેં કહ્યું.

'હા...હા...હા...હા... ઠીક બતાયા આપને, બિલકુલ ઠીક બતાયા. ઐસે હી બુદ્ધુ હોતે હૈ યે પેપરવાલે ! અચ્છા તો લો યે આપકા પેપર..'

અને ટેબલ પર વંચાયેલું ચિમળાયેલું પેપર એ મૂકી ગયા.

એમનાથી બચવા થોડા દિવસ માટે આગલે બારણેથી છાપું સંચાવવું બંધ કર્યું. પાછલે બારણેથી ફેરિયો નાખી જતો.

'અરે, મેનેજર સા'બ...'

'આઈયે આઈયે, રાધેસ્યામજી...'

'આપકી મહેરબાની ચાહીયે જી. મૈં યહ પૂછ રહા થા કી આજ કલ પેપર આતા હી નહીં કયા?!'

'નહીં.'

'કયોં?'

'મૈંને પેપરવાલે કો મના કર દી હૈ.'

'ક્યોં!'

'ગ્રંથાલયમેં જા કર પઢ લૂંગા.'

'અજી, કૈસી બાત કરતે હો? હેં…હેં…હેં… એજ્યુકેટેડ આદમી કે ઘરમેં પેપર તો અવશ્ય હી મંગવાના ચાહીયે, કુછ લીડર પઢો. કુછ કાલમ્સ પઢો, કુછ વિજ્ઞાપન પઢો…પેપર તો હોના હી ચાહીયે!'

પછી એમણે મને ઘેર પેપર મંગાવવાના ફાયદા ગણાવ્યા. મારે વર્તમાનપત્ર વાંચવાની કેટલી બધી જરૂર છે, થોડા પૈસા બચાવવા ખાતર મારે પેપર મગાવવાનું બંધ ન ન કરવું જોઈએ. જેણે જીવનમા આગળ વધવું છે એણે પૈસાનો વિચાર કર્યા વિના છાપું તો મંગાવવું જ જોઈએ. પુસ્તકાલયના છાપા વાંચવા આપણા જેવાને શોભે નહીં. આપણે તો આપણી પોતાની જ કોપી મંગાવવી જોઈએ, વગેરે ઘણું રાધેશ્યામજીએ કહ્યું.

મેં કહ્યુ: 'મૈંને નિશ્ચય કર લિયા હૈ! આજસે પેપર બંધ હૈ! પેપરવાલે તો સિર્ફ બાતેં બનાતે હૈ.'

છેવટે રાધેશ્યામજી થાક્યા. પડોશમાં બીજા કોણ 'ટાઈમ્સ' મગાવે છે એ એમણે મને પૂછી લીધું. સામેવાળા ડૉક્ટરને ત્યાં છાપું આવે છે એ જાણ્યા પછી એ શાંત થયા.

'અચ્છા તો ઇજાજત દિજીએ…ઔર, માફ કરના, એક બાત બતાઉં?'

'ક્યા?' મેં પૂછ્યું.

'બૂરા તો નહીં માનોગે ન!'

રાધેશ્યામજીએ પૂછ્યું.

'નહીં જી નહીં…'

'સિર્ફ હંસનેકી હી બાત હૈ, બૂરા મત માનના..'

'હા, હા, જિંદગીમેં સબ કુછ હંસનેકી હી બાત હૈ...'

'તો કહું ?'

'હાં હાં કહો...'

'નહીં જી, રહેને દો, આપકો બૂરા લગેગા.'

'અરે નહીં લગેગા, રાધેશ્યામજી, બૂરા નહી લગેગા,' મેં કહ્યું.

'તો સુનો, બાત યે હૈ કી મૈં જાનતા તો થા કી આજકલ કે એજયુકેટેડ લોગ પઢને કે શૌકીન નહીં હોતે હૈ. તો ભી આપકો, મેનેજર સા'બ, મૈં એકસેપ્શન માનતા થા. મગર આજ પક્કા વિશ્વાસ હો ગયા કી આપ ભી...હી...હી...હી હંસનેકી બાત હૈ...કી આપ ભી વે સબ એજયુકેટેડ લોગ જૈસે હી...બૂરા મત માનના, હાં, બૂરા મત માનના, સિર્ફ હંસનેકી હી બાત હૈ.. ચલો તો નમસ્તે...અજી, મૈં કહ રહા હું...નમસ્તે.'

ને રાધેશ્યામજી ગયા.

કારણ તો કોણ જાણે પણ થોડા દિવસ પછી અમારા પડોશી પેલા ડૉક્ટર ઘર ખાલી કરીને ચાલ્યા ગયા એમ સાંભળવા મળેલું !

# કાર્યકર્તાઓ

કાર્યકર્તા ગણાવા માટે હાંફળાફાંફળા દેખાવું એ ખૂબ જરૂરી છે, અત્યંત જરૂરી છે. બીજું કશું નહીં હોય તો ચાલશે, ખભે બગલથેલો નહીં હોય તો ચાલશે, વારવાર જુલ્ફાં ઊંચાં લેવાની ટેવ નહીં હોય તો ચાલશે, પણ હાફળાફાફળા નહીં દેખાઓ એ નહીં ચાલે. હાફળાફાફળા ન દેખાઈ શકો તો તમે 'કાર્યકર્તા' ગણાવા માટે લાયક જ નથી. ગભરાવાનુ કારણ હોય તો તો ગભરાયેલા દેખાવું જ, ગભરાવાનુ કારણ ન હોય ત્યારે ય ગભરાયેલા દેખાવું. ગમે ત હિસાબે, ગમે તે સંજોગોમા કપાળમા કરચલીઓ પાડી, વિસ્ફારિત નેત્રે આમતેમ ઘૂમી હાફળાફાફળા દેખાવું એ કાર્યકર્તા ગણાવા માટે અત્યત જરૂરી લાયકાત છે. સમારંભને એક છેડેથી બીજે છેડે ..

પણ ના. મે જરા વિચિત્ર રીતે શરૂઆત કરી નાખી. તમારે કાર્યકર્તા થવું હોય તો આજે ક્ષેત્ર તો વિશાળ છે. સંખ્યાબંધ સંસ્થાઓ, મંડળો, પરિષદો, સમારંભો, જલસા, વરઘોડા, નૃત્ય, નાટકના મેળાવડા, કૉલેજના 'ફંકશન,' ધાર્મિક ઉત્સવો વગેરે વગેરે અનેકાનેક કાયકર્તાઓથી શોભી રહ્યા હોય છે. અને છતાં ય નવા કાર્યકર્તાઓ માટે વિશાળ ક્ષેત્ર તો ખડું છે જ. આ અસાર સસારમા અવતાર ધારણ કરીને તમે કશાના ય કાર્યકર્તા ન બની શકો, એકાદ વાર પણ 'વર્કર' તરીકે ન મહાલી શકો તો આ-

પૃથ્વી નામના ગ્રહ પર જીવ્યાનો શો અર્થ ?

પણ કાર્યકર બધા નથી થઈ શકતા. એ પણ એક કળા છે. ઘણા મૂર્ખ લોકો ખૂબ કાર્ય કરીને કાર્યકર્તા થવાની ખ્વાહિશ રાખે છે. બિચારા ! એ લોકો સંસ્થાને ખાતર ઉજાગરા વેઠીને કામ કરે છે, ભૂખે પેટે કામ કરે છે, તન–મન–ધનથી કામ કરે છે, પણ આવા લોકો એ કંઈ સાચા કાર્યકરો ન કહેવાય, બહુ બહુ તો એ સંસ્થાના અવેતન મજૂરો કહેવાય.

'કાર્યકર્તા' તો એક જુદી જ કોટિની વ્યક્તિ છે એના મુખ પર કોઈ અદ્‌ભુત તેજની ઝલક હોય છે. કોઈ દૈવી આભાથી એમનું મુખમંડળ દીપ્તિમાન થયેલું હોય છે. આ કળિયુગમાં દૈવી પુરુષોના માથા પાછળ પેલા તેજના ચક્રો ફરવાનું બંધ થઈ ગયું છે. નહીં તો એ પણ કાર્યકર્તાઓના માથા પાછળ ફરતા દેખાત.

સંસ્થાના 'મજૂરો'ને ભાગે હંમેશા સમારંભને અંતે નિરાશા અને દુઃખ જ આવે છે, જ્યારે કાર્યકર્તાઓને ભાગે સમારંભને સફળ બનાવ્યાનો, સંસ્થાને ઉન્નત બનાવ્યાનો યશ આવે છે. કાર્યકર્તા બની આ માનવદેહનું સાર્થકયકર્યાનો સંતોષ આવે છે. વર્કર બનીને પોતાનું અવતારકૃત્ય પૂરું કર્યાનો આનંદ પ્રાપ્ત થાય. છે. અને મનોરંજન કાર્યક્રમમા સગાઓને મફત ઘુસાડવાનો આધ્યાત્મિક આનંદ પણ મળે છે.

મેં આગળ કહ્યું તેમ હાંફળાફાંફળાં દેખાવું, ઊંચે શ્વાસે દોડાદોડ કરવી, મંડપને એક છેડેથી બીજે છેડે (સૌ જોઈ શકે એમ) આવનજાવન કરવી, કોઈ ઊંચા સ્થળે (મંચ ઉપર) ઊભા રહી ભેગા થયેલા પ્રેક્ષકો તરફ વિસ્ફારિત નેત્રે અને ચિંતાતુર વદને જોઈ રહેવું, એ કાર્યકર્તા થવા માટેની અગત્યની જરૂરિયાત છે. પણ એમ ને એમ ગભરાયેલા ફરશો તો તો કોઈ તમને પત્નીથી વિખૂટા પડી ગયેલા ગભરુ પતિ માની લેશે, એટલે કાર્યકર્તા થવા માટે દોડાદોડ કરવા ઉપરાંત બીજી પણ કેટલીક

જરૂરિયાતો વિચારવાની રહે છે.

ખુલ્લી પહોળી બાંયવાળો ઝભ્ભો પહેરતા હો તો વારંવાર જમણો હાથ આખો ઊંચો કરી નીચે સરી પડેલી ઝભ્ભાની બાંય ઊંચી લેવાની ટેવ પાડવી જરૂરી છે. એ ન આવડે તો શિયાળાના દિવસોમાં પણ કપાળે સળંગ આંગળી ઘસી પરસેવાના ટીપાં બાજુએ ખંખેરી નાખતા શીખી લેવું જરૂરી છે. અને એમ ન આવડે તો હાથથી જુલફાં ઊંચાં લીધા કરવાની વિધિ તો ન જ ભૂલવી.

સાચો કાર્યકર્તા કદી કશું કાર્ય ન કરે અને છતાં કદી જંપીને બેસવાનો પણ નહીં ! હાજર રહેલા એકેએક પ્રેક્ષકના મગજમાં 'આ ભાઈ કોઈ મહાન કાર્યકર્તા છે' એવા જ્ઞાનનો ઉદય ન થાય ત્યાં સુધી જંપીને બેસવાનું એના ભાગ્યમાં લખાયું નથી હોતું.

કહે છે કે નૃત્ય અને અભિનય ખૂબ અઘરી કળાઓ છે. કારણ એમાં શરીરના એકેએક અંગના હલનચલન પર ધ્યાન આપવું પડે છે. કાર્યકર્તા બનવાનું પણ એવું જ છે. તમારું નાનામાં નાનું વર્તન, હિલચાલ, શબ્દો, બોલવાની લઢણ, દરેક અંગે સભાન રહેવાની જરૂર છે.

દાખલા તરીકે, તમે કાર્યકર્તા તરીકે વાતાવરણમાં ઘૂમી રહ્યા હો તે વખતે ત્યાં સમારંભમાં કોઈ મિત્ર આવ્યો તો શું તમે કાર્યકર્તા છો એ વાત વીસરી જઈને એની જોડે સ્વભાવિક સરળતાથી વાતો કરવા મંડી પડશો ? ઊંહું !

મહાન કાર્યકર્તા એવા તમારો અને પેલા મિત્ર વચ્ચેનો વાર્તાલાપ કંઈક નિરાળી જ ઢબનો હોય છે.

'ઓહો, કેમ છો ?' તમે પૂછશો.

'મઝામાં.' પેલો મિત્ર કહેશે.

'ઘણે દિવસે દેખાયા તમે તો. મને થયું હતું કે આજના

કાર્યક્રમમાં તો તમે આવવાના જ. તમારાં વાઇફે મને કહેલું કે...ચક્ ચક્ ચક્ ચક્...પેલા લોકો દરવાજા પર શી ધમાલ કરે છે!' (તમારે એકદમ દરવાજા બાજુ જોઈને કહેવાનું !–અને ફરી પાછા મિત્ર જોડે વાતનો તંતુ લંબાવવાનો.) 'તમારાં વાઇફે કહેલું કે આજે તમે આવવાના જ છો. બોલો શા ખબર છે બીજા?'

'આનંદ છે.' એ કહેશે.

'પણ તે એકલા કેમ આવ્યા? ભાભી નથી આવ્યા?... અરરર, ત્યાં ત્રણ સ્વયંસેવકો મૂક્યા છે તો ય આમ કેમ?... ભાભીને કેમ નથી લાવ્યા?'

'એ નથી આવી!' પેલા મિત્ર કહેશે, 'કારણ બેબીની તબિયત જરા...'

પણ એમની વાત સાંભળવાને બદલે તમે તો દરવાજા પર કે મંડપને કોઈ અગમ્ય ખૂણે તમારી ચિંતાતુર આંખો ઠેરવી દીધી હશે. પેલા મિત્ર છોભીલા પડી જઈ બેબીની તબિયત અંગે કહેતા ચૂપ થઈ જશે. બે ક્ષણ પછી તમારે ફરીથી મો પરથી ચિંતા હઠાવી સસ્મિત વદને મિત્ર સામે જોઈ રહેવું, (કાર્યકર્તા કે નેતાનું સ્મિત એ એક મહાકાવ્યનો વિષય છે. પણ એની વાત બીજી કોઈક વાર.)

'હં...શું કહેતા'તા તમે બેબીની તબિયતનું?'

'બેબીની તબિયત બેત્રણ દિવસથી બગડી છે.'

'એમ કે, અરર! શું થયું છે?'

'આમ તો કંઈ નહોતું પણ અચાનક જ...'

પણ એમને બોલતા મૂકીને તમારે 'ઘુસ ઘુસ' કરીને પાસેથી પસાર થતા કોઈ સ્વયંસેવકને કહેવું : 'જરા ચીનુભાઈને કહેશો કે પ્રમુખ સાહેબ આવે ત્યારે એક જણે ત્યાં સ્વાગત કરવા ઊભા રહેવાનું છે? થેંક્યુ!'

'સ્વયંસેવક પણ 'કાર્યકર્તા'ઓથી ટેવાઈ ગયા હોય છે એટલે 'હા' કહીને એને ધંધે જશે।

'હું, તો શું કહેતા તમે?' મૂઢ થઈને ઊભેલા પેલા મિત્રને તમારે પાછા પાંખમાં લેવા. 'બેબીની તબિયત ઠીક નથી એમ ને?'

'હા, બેચાર દિવસથી બગડી છે.' હવે લાંબો જવાબ આપવાની પેલા મિત્રની હિંમત નહીં ચાલે.

'એમ કે...? હું કાલપરમે આવીને જરૂર ખબર કાઢી જઈશ. જો કે આ મંડળના કામને લઈને તો હમણાં ઘડીની નવરાશ નથી મળતી...અચ્છા તો. તમારી તબિયત કેમ છે...? ઓ...કે...? અરે ભઈ, ત્રાસ છે આ લોકોનો! ત્યાં દરવાજા પર ધમાલ શેની છે? બસ, તો બેસો આરામથી! હું જરા ત્યાં દર-વાજે...એકસક્યુઝ મી આ...વજો.' એમ કહીને તમારે એકદમ બીજે ધસી જવું.

નિકટના મિત્રો જોડે ય આવી રીતે વાતો કરતા થઈ જાઓ એટલે સમજવું કે તમે હવે ખરા કાર્યકર બન્યા! કોઈની પણ જોડે વાતો કરતી વખતે ચકળવકળ આંખે ચારે બાજુ જોયા કરવું અને તરત પાછા જેની જોડે વાત કરતા હો એની પ્રત્યે પ્રેમભર્યું સ્મિત કરી લેવું અને આંખોમાં લાચારી ઊભરાઈ આવવા દેવી— જાહેર સેવાના કામના બોજાને કારણે પ્રિય મિત્રોને ન્યાય ન આપી શકવાને કારણે લાચારી!

વાતો કરતી વખતે આસપાસ જોવું એ જેટલું જરૂરી છે એટલું જ જરૂરી આસપાસ જોતી વખતે વાતો કરવી એ છે।

ઘડીકમાં કોઈની જોડે ધીમે ધીમે, બીજાને સમજાય નહીં પણ સંભળાય ખરું એમ, થોડી વાતો કરી આસપાસનું ધ્યાન ખેંચાય એમ 'હા, હા, હા, હા,' કરીને હસતાં હસતાં, કદર-દાનીના પ્રતીક તરીકે હકારમાં માથું હલાવતાં હલાવતા ચાલ્યા જવું.

તો ઘડીકમાં બીજા કો'કની જોડે અધૂકડા બેસી બે અક્ષર બોલી, 'થેંક્યુ, ડોન્ટ વરી...ડોન્ટ...ડોન્ટ..' કરતા ઊભા થઈ જવું.

કંઈ ન સૂઝે તો 'સીતા કયા...સીતા કયા?' કહેતા વિહ્વળ રામની માફક 'ધીરુભાઈ...ધીરુભાઈ ક્યાં છે...ધીરુભાઈ, ભાઈ, ધીરુભાઈ ક્યાં ગયા? ચક્ ચક્ ચક્ ચક્..આપણા લોકોની ઈર્રીસ્પોન્સીબિલિટી...ચક્ ચક્ ચક્ ચક્..ધીરુભાઈને જોયા તમે...? ધીરુભાઈ...એમ બધાને પૂછતા પૂછતાં 'એક રાઉન્ડ' લઈ લેવો.

ધીરુભાઈ નજરે પડે એટલે તરત રેકર્ડ બદલવી: 'કાંતિભાઈ... કાંતિભાઈ ક્યાં છે...? કાંતિભાઈ...કાંતિભાઈ કયા ગયા? છેલ્લી ઘડીએ હવે એમને કયા શોધવા...કાંતિભાઈને જોયા?'–એમ પૂછતા પૂછતા ઘૂમવા માંડવું.

કોઈ જવાબ આપે કે, કાંતિભાઈ તો દરવાજા આગળ છે. એટલે ખૂબ આશ્ચર્યચકિત થઈ જવું. 'દરવાજા આગળ? મેં એમને ચોખ્ખું કહેલું કે એમણે દરવાજા આગળ નહીં પણ મંચ પાસે ઊભા રહેવાનું છે...પણ..કંઈ નહીં..બાબુભાઈ ક્યાં છે?'

'બાબુભાઈની તો ખબર નથી.

અને પછી 'બાબુભાઈ...બાબુભાઈ કયા બાબુભાઈ...' કરતાં કરતા ગોળ ફરવાનું શરૂ કરી દેવું!

તાકાત નથી આસપાસના કોઈની કે તમને મહાન કાર્યકર્તા માન્યા વિના રહી શકે!

કોઈ અજાણ્યો સ્વયંસેવક મળે એટલે એને ઊભો રાખી કહી દેવું: 'ચંદુભાઈ મળે એટલે એમને મારી પાસે મોકલી આપજો, હજી હારતોરાની વ્યવસ્થા નથી થઈ! ગજબ છે આપણા લોકો!'

સ્વયંસેવક તમને ઓળખ્યા વિના 'હા' કહી દેશે. પણ તમે

કોઈ ઘણા મોટા કાર્યકર્તા છો અને ચંદુભાઈ પણ તમારાં સોંપેલાં જ કામો કરે છે એ વાતની ખાતરી થઈ જશે.

બાકી વેશ કેવો પહેરવો, શહેર હોય તો ગળીવાળો ખાદીનો ઝભ્ભો, ગામડું હોય તો ખાસ કથોણાં પડી ગયેલાં ખાદીનાં કપડાં (પત્નીને અઠવાડિયા આગળથી ગળી નાખવાની ના કહી દેવી), સદ્ગૃહસ્થોનો સમારંભ હોય તો 'લૂઝ' ટાઈ, સંસ્કાર-પ્રવૃત્તિ કરતી સંસ્થાનો મેળાવડો હોય તો ચોળાયેલું બુશશર્ટ—(ઘેરથી નીકળતા પહેલા ઘણા કાર્યકર્તાઓ પોતાના બાળકને પોતાનું બુશ શર્ટ રમવા આપી ખાસ ચોળાવી નાખે છે. ઘણા જાતે પણ ચોળી નાખે છે. સૌ સૌની સગવડનો સવાલ છે.) વગેરે ખાસ પ્રકારનાં વસ્ત્રપરિધાન પણ તમને કાર્યકર્તા થવામાં મદદરૂપ થઈ પડશે. કોઈ તમને કંઈ કામ સોંપે એટલે તરત જ એ બીજા સ્વયંસેવકોને સોંપી દેવાનું ધ્યાન રાખવું અને તમારે 'ધીરુભાઈ ક્યાં? ધીરુભાઈ ક્યાં...' કરતા ફરવા માંડવું. દર કલાકે ઓછામાં ઓછું એકવાર વ્યાસપીઠને એક છેડેથી બીજે છેડે આખો પ્રેક્ષક સમુદાય તમને નયણાં ભરીને જોઈ શકે એ રીતે...

પણ હું કહી કહીને કેટલું કહીશ? નાનકડી પાંખો વડે સાગર પાર કરવાની મહેચ્છા રાખનાર પંખીની જેમ કાર્યકર્તાઓની કાર્યકલા વર્ણવવાની મારી શક્તિ ય પહોંચી પહોંચીને કેટલે પહોંચવાની? શહેરના કાર્યકર્તાઓ અને ગામડાંના કાર્યકર્તાઓ, નાટકના કાર્યકર્તાઓ, પોળના મંડળના અને મોટી મોટી પરિષદોના કાર્યકર્તાઓ, કૉલેજોના કાર્યકર્તાઓ અને નવરાત્રી ઉત્સવના કાર્યકર્તાઓ, પ્રસંગે પ્રસંગે, સ્થળે સ્થળે, યુગે યુગે, કાર્યકર્તાઓ નવાં નવાં રૂપ ધારણ કરે છે, અને છતાં બધે ય એ એકસરખા જ હોય છે!

મનોરંજન કાર્યક્રમ નીરસ હોય ત્યારે રમૂજી દૃષ્ટિવાળા પ્રેક્ષકોને અણજાણપે પણ આનંદ આપતા, કંગાળ સ્વયંસેવકોને ભવિષ્યમાં મોટા કાર્યકર્તા થવાની પ્રેરણા પાતા, હાજર રહેલા

મુગ્ધ પ્રેક્ષક આત્માઓની પ્રશંસાપૂર્ણ સન્માનપૂર્ણ દૃષ્ટિથી અભિષિક્ત બનતં', આપણા જાહેર જીવનના અદ્ભુત અનુકરણીય અને આનંદદાયક એ કાર્યકર્તાઓ ,અંગે બીજું તો શું ? એટલું જ કહેવું બસ છે કે 'કામ કરીને તો સૌ કામણ કરે, કામ ન કરીને કામણ કરે તે સાચો કાર્યકર્તા !'

*

# અજાણ્યા ઓળખીતાઓ

હું બસમાં જવા નીકળ્યો ત્યાં રસ્તામાં જ એક ભાઈ મળ્યા.

'કેમ છો?' એમણે આંખો વિકાસીને પૂછ્યું.

'તમે કેમ છો?' મેં સામું પૂછ્યું.

'મઝામાં છું.' એમણે ખૂબ સંતોષપૂર્વક જવાબ આપ્યો અને ઉમેર્યું, 'કેમ હમણાં સંગીતવર્ગમાં જાઓ છો કે નહીં?'

મેં જિંદગીમાં અનેક ભૂલો કરી છે પણ હું સંગીતકાર થઈ શકું એવી કલ્પના કરવાની ભૂલ તો મેં ક્યારે ય કરી નથી, ત્યાં સંગીતવર્ગમાં જોડાવાની તો વાત જ શી? છતાં ય મેં એમને કહ્યું:

'હમણાં શરદી થઈ છે ને, એટલે નથી જતો.'

અને થોડી સહાનુભૂતિ બતાવીને એ ચાલ્યા ગયા.

બસમાં વળી બીજા એક ભાઈ મારી જોડે જ બેઠેલા. અમારી નજર મળી એટલે જરા મલકાયા.

'કેમ છો?' એમણે મને પૂછ્યું.

'મઝામાં.' મે કહ્યું.

'હવે તમે વીમાના પ્રિમિયમ ક્યારે ઘટાડવાના?'

'એ તો હવે જુઓને...' શો જવાબ આપવો એ ન સમજાતાં મેં ગલ્લાંતલ્લાં કરવા માંડ્યા.

'શેનો ઘટાડો? વીમા કંપનીઓના સાહેબો થઈને બેઠા છો

તો!' એમણે હસતાં હસતાં કહ્યું.

એ એમ માનતા હતા કે હું કોઈ વીમા કંપનીનો બ્રાંચ-મેનેજર છું!

એવી જ રીતે બસના ત્રીજા એક રોજિંદા સહપ્રવાસી એમ માની બેઠા છે કે ઇન્કમટેક્ષની પરીક્ષાની તૈયારી કરી રહ્યો છું. જ્યારે એક બિરાદર વળી એમ પણ માને છે કે મારા વિના આપણા શહેરનો સમાજવાદી પક્ષ ઊભો જ ન થઈ શક્યો હોત!

ખરું જોતાં હું સંગીતકાર નથી, વીમાવાળો નથી, ઇન્કમ-ટેક્ષની પરીક્ષાનો મેં વિચાર સરખો ય કર્યો નથી અને સમાજ-વાદી પક્ષે પણ મારા પર કૃપા કરી નથી. અને આ છતાંય બધા મિત્રો સંગીતથી માંડીને સમાજવાદ સુધીની ઉપાધિઓ મારી સાથે વળગાડી રહ્યા છે, એનું કારણ એટલું જ છે કે એ બધા મારા અજાણ્યા ઓળખીતાઓ છે!

બસમાં, રોજને રસ્તે, લાયબ્રેરીમાં કે સિનેમાના મોર્નિંગ શોમાં અમુક લોકોને આપણે વારંવાર જોતા હોઈએ છીએ, એ આપણને જોતા હોય છે, અને આ રીતે નથી આપણે એમને ઓળખતા કે નથી આપણે મન એ અજાણ્યા. કેટલીક વાર તો મહિનાઓ સુધી 'કેમ છો?' 'સાહેબજી'નો આપણો સબંધ ચાલ્યો જાય છે. એ સમજે છે કે આપણે એમના ઓળખીતા હોઈશું. આપણે સમજીએ છીએ કે એ આપણા કો'ક ઓળખીતા હશે—ખરું જોતાં એ અને આપણે, બને એકબીજાથી અજાણ્યા હોઈએ છીએ. મોટા શહેરમાં તો આવું ખાસ થાય છે. કોણ જાણે કેમ એમના કામ વિષે આપણે કંઈ ધારી બેસીએ છીએ, આપણે વિષે એ કંઈ ધારી લે છે. હું બેચાર વાર ઇન્કમટેક્ષ ઓફિસવાળે બસ સ્ટેન્ડે ઊતરી ગયેલો એટલે પેલા ભાઈ ધારતા હતા કે હું ઇન્કમટેક્ષ ઓફિસમાં છું, તે આવી જ રીતે! અને

આમ ચાલતાં ક્યારેક મહિનાઓ પછી હિંમત કરીને આપણે પૂછી નાખીએ છીએ કે, 'ભાઈ, તમે મને ક્યારથી ઓળખો ?' ત્યારે જ ખુલાસો થાય છે કે વારંવાર એકબીજાનાં મોં જોયા સિવાય અને મળીએ ત્યારે સલામો ઝીલવા–ઉછાળવા સિવાય આપણે ને એમને બીજી કંઈ જ ઓળખાણ નથી હોતી ! ક્યારેક તો આપણે પહેલાં ક્યાં મળેલા તે પણ યાદ નથી હોતું !

મારા એક મિત્ર આવી ઓળખાણો બાંધવાના જબરા શોખીન છે. બસ, ગમે ત્યારે કોઈ અજાણ્યા રસ્તે જનારને 'કેમ છો ?' પૂછી નાખે છે. પેલો જરા નવાઈ તો પામે પણ પછી 'હશે કોઈ ઓળખાણવાળા' કહીને 'મઝામાં' કહી દે છે. અને આમ ને આમ

વખત પછી તો પેલો જ સામેથી સલામ ભરતો થઈ જાય છે ! એકવાર એક રસ્તે જનારાની નિરંતર આંખો પટપટાવ્યા કરવાની ટેવ જોઈને એમને હસવું આવ્યું, ન આવવું જોઈએ તો ય આવ્યું, એ સહેજ મલકાયા. પેલા અજાણ્યા ભાઈ સામા મલકાયા ! અને બસ, થોડા દિવસ સ્મિતની રૂંકારૂંક થઈ અને પછી મારા મિત્રને ખબર નથી કે પેલા મહેરબાન કોણ છે અને એમને ખબર નથી કે આ ભાઈ કોણ છે, તો ય બંનેને ઓળખાણ છે ! આ પદ્ધતિને પરિણામે આજે મારા મિત્રને શહેરની લગભગ દરેક પોળમાં, સોસાયટીમાં, સંસ્થાઓ અને ઓફિસોમાં ઓળખાણો છે ! અલબત્ત, એમાંના મોટા ભાગના અજાણ્યા ઓળખીતા !

હા, આમ અજાણ્યાઓને સીધું જ 'કેમ છો ?' પૂછી નાખતાં કો'ક વાર કો'ક વીરલો એમને ઊભા રાખીને પૂછી પણ નાખે છે છે કે 'ભાઈ, તમે મને ક્યાંથી ઓળખો ?' આવું થાય ત્યારે જરા ય અચકાયા વિના એ મિત્ર પાસે જવાબ તૈયાર જ હોય છે– 'ક્યાંથી ઓળખું', એ યાદ નથી, પણ તમારું મોં પરિચિત

લાગે છે' અને સેંકડે નેવું ટકાને આટલા જવાબથી સંતોષ થઈ જાય છે, પછી ભલેને જિંદગી આખીના જ તેઓ એકબીજાના મો તો શું, ફોટા ય ન જોયા હોય!

પણ આ ભાઈને ખરા સાથાના તો બચુભાઈ કરીને એક ખેલાડી મળેલા. મારા મિત્રે તો રિવાજ મુજબ રસ્તા પરથી જ 'કેમ છો?' કહીને એમને ઝડપ્યા; પણ 'ક્યાંક તમને જોયા છે' એ ચાવી અજમાવવા જતા જ બચુભાઈએ સામુ પૂછ્યુ :

'તમે કોઈ વાર સૌરાષ્ટ્ર બાજુ આવ્યા છો?'

'ના,' મારા મિત્રે જવાબ આપ્યો.

'બસ તો જુઓ, તમે મને ક્યા ય જોયો નથી, કારણ કે આજે સવારે જ હુ પહેલી જ વાર સૌરાષ્ટ્રથી આવું છું. એટલે મારા પૂરતી 'તમને ક્યાંક જોયા છે' એ તમારી ચાવી નહીં ચાલે, કારણ કે હું ય અજાણ્યા આગળ હમેશા એ જ ચાવી અજમાવુ છું.' અને બંને હસી પડયા.

પણ સામાન્ય રીતે ખરી મુશ્કેલી આ પ્રમાણે અને અન્યથા ઓળખીતાઓ વધારવામાં પડતી નથી, મુસીબત તો આવી ઓળખાણો નિભાવવામા પડે છે. ક્યારેક આવી ઓળખાણો એટલી બધી આગળ વધી જાય છે કે છેવટે કોઈ વાર આપણે એવા ઓળખીતાને એમનું નામ પૂછીએ છીએ તો એમને ખોટું લાગી જાય છે. ઘણું વર્ષે મળેલા પરિચિત મિત્રોના પણ આવું થાય છે. સાથે ભણેલો કોઈ કૉલેજનો મિત્ર, દસેક વર્ષ પહેલાનો કોઈ પડોશી, યા તો શ્વસુરપક્ષનો કોઈ દૂરનો સબંધી મળી જાય છે ત્યારે તો નામની રામાયણ હમેશા થાય છે. આપણે સીધેસીધું જ એમનું નામ પૂછીએ છીએ તો એમને નવાઈ લાગે છે કે આપણે એમનું નામ પણ નથી જાણતા? અને મહેજ આળા હૃદયના હોય તો એ દુઃખી દુઃખી થઈ જાય છે.

ખોટું ન લાગે એ ઉદ્દેશથી સીધેસીધું જ નામ પૂછી દેવાને

બદલે આપણે સહેજ ચાલાકી વાપરીને પૂછવા પ્રયત્ન કરીએ તો ય મુસીબતનો નિવેડો નથી આવતો.

એક સાંજે આવા એક ભાઈ 'કેમ છો ?' કહીને મારી સાથે ઉત્સાહપૂર્વક વાતો કરવા મંડી પડેલા. જાણે કોઈ જૂના ઓળખીતા હોય એમ ખૂબ હર્ષથી એ તડાકા લગાવ્યે જતા હતા. મેં મગજમાં બધી ફાઈલો ફેંદી જોઈ પણ પહેલાં કોઈવાર આ મહેરબાનને જોયા હોય એમ લાગ્યું નહીં. અને છતાં ય એ તો એવી નિકટતાથી વાત કરતા હતા કે 'ભાઈ, તમારું નામ શું ?' એમ મેં પૂછી નાખ્યું હોત તો તદ્દન છોભીલા પડી જાત. એવું ન થાય એ માટે મેં હળવેથી પૂછ્યું :

'હા...આ...વાત ખરી છે, આજકાલ ઠંડી ઘણી છે. પણ... એક વાત પૂછું...તમને મેં બરાબર ઓળખ્યા નહીં હો ?'

'હેં ? મને ? મને ના ઓળખ્યો ? ખરા છો તમે હો !' એમણે જવાબ આપ્યો.

'ના, આમ તો મો પરથી જ ઓળખીતા છો એમ લાગી ગયું, પણ નામબામ જરા ભૂલી ગયો છું.' મેં બચાવ કર્યો.

'મારું નામ પણ ભૂલી ગયા છો ? નવાઈ કહેવાય આ તો ! ખરેખર, નવાઈ.. કહેવાય ..'

મને થયું, 'ભલા માણસ, નવાઈ ભવાઈ કરતો નામ કહી દેને કે ઝટ દઈને ઓળખાણ પડે ?' છતાં ય મોટેથી તો મેં કહ્યું કે 'કો'ક વાર ઓળખીતાના ય નામ ભૂલી જવાય છે. તમારું નામ તો...!' પણ એમ જલ્દી ખુલાસો કરે તો એ અજાણ્યા ઓળખીતા શેના ?

'કંઈ નહીં...' ખૂબ નવાઈ વ્યક્ત કરતા એમણે અંતે સમેટ્યું, 'એવું કો'ક વાર થઈ જાય છે. તમે મને ભૂલી ગયા પણ મને ખોટું નથી લાગ્યું, હોં ! ઠીક, બોલો...બીજા શા ખબર છે ?

એમ કહીને એમણે બીજી વાતો ચલાવી, પણ ભાઈસા'બને સૂઝ્યું નહીં કે છેવટે નામ કહીને ઓળખાણ પાડીએ. છેવટે એમનું સરનામું લેવાને બહાને મેં એમનું નામ જાણ્યું ત્યારે ખબર પડી કે વડોદરા જતા એકવાર ટ્રેનમાં એ મારી જોડે અથડાઈ પડેલા!

એક બાજુ આવા અજાણ્યા ઓળખીતા અને બીજી બાજુ મારા જેવા નામ-ભૂલકણા, એ બે મળે પછી શું થાય? નામ ભૂલી જવાનું મને ઈશ્વરી વરદાન છે! પૃથ્વી પર મેં અવતાર ધારણ કરેલો તે પહેલાં હું દેવદૂત હતો. એકવાર હું કંઈક વિચારમાં હતો તે અણીની પળે ભગવાનનું નામ જ ભૂલી ગયો. ભગવાન રિસાયા. 'અલ્યા તારા જેવા ભૂલકણા માટે તો મેં મારાં હજાર-હજાર નામ રાખ્યાં છે, તોય ભૂલી જાય છે? જા, સો વર્ષ સુધી પૃથ્વી પર જઈ ઓળખીતાઓનાં નામ ભૂલી જઈ મૂંઝાયા કરવાનું દુઃખ ભોગવ,' ભગવાને શાપ આપ્યો. ને બસ, ત્યારથી, અરીસા પરથી પારો સરી જાય એટલી સરળતાથી, નામ વીસરી જવાની અદ્‌ભુત શક્તિ મારામાં આવી વસી છે. અને એટલે થાય છે પૂરી મુસીબત!

રસ્તાની મધ્યમાં આવા કોઈ ભાઈ 'કેમ છો?' કહીને મારે ખભે હાથ મૂકતાંકને વાતો કરવા મંડી પડે છે. જાણે ખૂબ જૂના ઓળખીતા હોય એમ એ મારી સાથે વાતો કરતા જતા હોય અને હું પણ સામે એમનાથી સવાયા ઉત્સાહથી તડાકા લગાવતો હોઉં ત્યારેય મારા મગજમાં તો ચાલતી હોય ધમાધમ!

'એય, જૂની ફાઈલો ફેંદીને શોધી કાઢો આ ભાઈનું નામ શું?' હું મગજમાં ટેલિફોન કરી તપાસ ચલાવું. પણ મારા મગજના રેકોર્ડ ડીપાર્ટમેન્ટની ફાઈલ્સ ..જવા દો વાત, કંઈ કહેવા જેવું નથી! મારો હુકમ પહોંચતાં જ ત્યાં ચાલે શોધાશોધ!

જો કે બહારથી તો નિરાંતે વાતો ચાલતી હોય હોં! વાતમાં

અલ્પવિરામ આવે એટલે હું વિવેક કરું, 'કેમ, બોલો, બીજા શા ખબર છે?'

'આનંદ છે.' પેલા ભાઈ જવાબ આપે.

'એમ ને?' બહારથી હું કહેતો હોઉં પણ મનમાં તો મારા ફાઈલિંગ સ્ટાફને દબડાવતો જ હોઉં. 'એ ય, નામબામ શોધી કાઢ્યું કે નહીં?'

'શોધીએ છીએ,' તારથી જવાબ આવે, 'પણ તમે કંઈ પૂછી કરીને શોધી કાઢોને?'

પણ પૂછવુ ય શું? 'ધંધો કેમ ચાલે છે?' એમ પૂછવું? પણ તે કોઈ કોઈ વિદ્યાર્થી જ નીકળે તો? 'કેમ દેખાતા નથી?' એમ પૂછું? પણ તો વારંવાર 'દેખાવાનો' ઝાઝો સબંધ જ ન હોય એવા ભાઈ હોય તો? એટલે હું મારો પુરાણો પ્રિય સવાલ પૂછું:

'ક્યાં છો હમણાં?'

ઈશ્વરની કૃપા હોય તો કંઈક માર્ગદર્શક ઉત્તર મળે પણ નહીં તો જવાબમાં સંભળાય: 'ત્યા જ છું હમણાં તો.'

હવે?

એટલે હુ પાછો ઉઘરાણી કરું:

'અરે, તમે લોકો શું કરો છો ક્યારના? રેકોર્ડ ડીપાર્ટમેન્ટનો બિચારો સ્ટાફ દોડાદોડ કરતો હોય. રંગભૂમિની દુનિયાના દોસ્ત છે? કે પછી કોઈ પિકનિકમાં સાથે આવેલા ભાઈ? સાહિત્ય-જગતના સંબંધી છે? કે છાપાંવાળા? વતનના પડોશી છે? ક્યારેક બસમા મળી ગયેલા કોઈ આછા ઓળખીતા છે? નાતીલા-સગાંમાંથી તો નથી ને? જુદાં જુદા વર્તુળો, પ્રસંગો, સ્થળો, પ્રવૃત્તિઓ, સંબંધો યાદ આવી જાય.

'કોણ હશે આ ભાઈ? વાત તો ખૂબ નિકટતાપૂર્વક કરે છે! કોલેજમાં તો સાથે નહીં ભણતા હોય?'

-સાથે હાથ દઈને બેઠેલું મન કહે : 'ઉંહુ ! ખબર નથી પડતી !'

હું એને ધમકાવું, દબડાવું, ધાંટાધાંટ કરી મૂકું, પણ એ ય બિચારું શું કરે ? ફાઈલ જ ન જડતી હોય, તો સાહેબ, દ્યાયે ય શું ?

'હમણાં ક્યા છો ?'નો જવાબ મળી ગયો કે 'હતા ત્યાના ત્યાં જ !' ચાલો હવે બીજી યુક્તિ અજમાવીએ.

'રહેવાનુ પણ ત્યા જ, કેમ ?' હું પૂછું. ખુદાકી કસમ, ત્યા એટલે ક્યાં એની મને કલ્પના ય હોય તો ! પણ જાળ તો નાખી ! કદાચ માછલી પકડાય !

પણ એનો ય જવાબ મળે: 'હો ! રહેવાનું નો ત્યા–હતુ ત્યા જ...' અને ઉપરથી પાછું આમંત્રણ મળે, 'કેમ ઘરેબરે આવતા નથી ? બોલો, ક્યારે આવશો ?'

અરે ભાઈ, તું કોણ ? આ વિશાળ વિશ્વ વિષે તારું ઘર ક્યાં ? મારે આવવું ક્યાં...? પણ પુછાય કેમ ? કારણ, લાગે છે કે નિકટના પરિચિત, ક્યાંક ખોટું લાગી જશે તો ?

એટલે છેવટે હું કહું : 'હા આ આ આ . આવવાનો વિચાર તો છે, પણ જુઓને હમણા તો...'

'આવો આવો એકવાર ઘેર, વખત મેળવો.. ઠીક તો, આવજો હોં !'

'એ હો, આવજો,' હુ કહું, અને પછી તરત જ, વધારે પડતી ગળી ચા બનાવી દેનાર પત્નીને મહેમાન જતા જ વઢવા મડી પડતા પતિની જેમ હું મગજને દબડાવવા મંડી પડું : 'એટલું નામ જડતું નથી ? ધિક્કાર છે તને !'

પણ એમ ઠપકાથી સુધરે એ બીજા ! અમારો રેકાર્ડ ડીપાર્ટમેંટનો સ્ટાફ નહીં !

એકવાર એક નાટકમા ઊતરેલા આઠેક ભાઈબહેનોના નામ અને એમણે જે પાત્રો ભજવેલાં તેનાં નામ ( અને એમાંથી બે બહેનોના તો સાસરાનાં ને પિયરના એમ બબ્બે નામ હતા ! ) એ

અઢાર નામોમાં હું એવો તો ગૂંચવાઈ ગયેલો. હજી ય એમાંનું કોઈ મળે છે તો હું સંબોધન વિના જ વાત કરું છું—હિંમત નથી ચાલતી સંબોધન કરીને ગોટાળો કરવાની !

એકવાર આવા અજાણ્યા ઓળખીતાનાં એક ડોશીમા મને રસ્તે મળી ગયેલા. એમણે મને ઊભો રાખીને મારા બધા વડીલોના ઝીણામા ઝીણા ખબરઅંતર પૂછી લીધા. અંતે એ કોણ છે એ જાણવા મે એમને કહ્યુ : 'માજી, મેં તમને ઓળખ્યાં નહીં, હો...'

'અરે ભાઈલા, તુ મને ક્યાંથી ઓળખે ? તે વખતે તો તું છે ને તે, એં...આવડો હતો ! હઈશ માંડ પાચેકનો, તને શેનું યાદ હોય ?' એમ કહીને પુરાણ ચલાવ્યે રાખ્યું અને અંતે 'ઠીક ત્યારે. ઘેર બધાને કહેજે કે હુ સંભારતી'તી.' એટલુ કહીને એમણે વિદાય લીધી.

મેં ઘેર જઈને ખબર આપ્યા : 'આજે એક માજી મળેલાં તે તમારા બધાંના ખબર પૂછતાં'તાં અને કે 'ક્યા માજી ? કોણ મળેલું ?' એ પ્રશ્નોનો તો મારી પાસે એક જ જવાબ હતો, 'હું પાચ વર્ષનો હતો ત્યારે જેમણે મને જોયેલો એ માજી !'

અને બસ, એ કોણ હશે એની ચર્ચામા જ અમારો પોણો કલાક નીકળી ગયો અને મારા પાચમા વર્ષમાં જે જે ડોશીઓએ મને જોયેલો એ બધાંનુ નામસ્મરણ થઈ ગયું ! પણ તે દિવસે એમાંનું કોણ મને મળેલું એનો ઉકેલ તો ન જ થઈ શક્યો.

આ પ્રકારના લોકો માટે એક સરસ ઉપાય મારા એક સંબંધીએ બતાવેલો. જેમનું નામ યાદ ન હોય એવા અજાણ્યા ઓળખીતાને ગમે તે એકાદ નામ લઈને પૂછી નાખવું :

'તમારું નામ તો જગદીશભાઈ, કેમ ખરું ને ? મને બરાબર યાદ છે.'

એટલે એ શ્રીમાન તરત ચમકીને જવાબ દેશે : 'મારું નામ

જગદીશભાઈ નહીં, અનિલકુમાર!'

'ઓહો! હવે યાદ આવ્યું. તમારું નામ અનિલકુમાર જ ... અનિલકુમાર દેસાઈ...' તમારે બબડવું.

'નહીં, દેસાઈ નહીં પણ પંડ્યા.' એ સુધારીને તરત પોતાનું આખું નામ કહી દેશે!

જો કે આથી પણ એ મિત્રોને ખોટું લગાડવાનું બહાનું તો મળી શકે એમ છે, પણ એમણે ખોટું લગાડવું વાજબી નથી. માત્ર એ લોકો જ મારા અજાણ્યા ઓળખીતાઓ છે એવું નથી. ઈશ્વર પોતે ય અજાણ્યા ઓળખીતાઓમાંનો એક છે. સૌના અજાણ્યા ઓળખીતાઓમાં ઈશ્વરનું સ્થાન સૌથી આગળ છે! એ નથી હોતો ત્યારે તો કેવા ભક્તિભાવપૂર્વક આપણે એનું પુનઃ પુનઃ નામસ્મરણ કરીએ છીએ! પણ જ્યારે એ આપણને ખરેખર મળે છે, બાળકના અકારણ સ્મિતમાં, ચિત્ર પર એકાગ્ર થયેલી ચિત્રકારની આંખોમાં, વર્ષાનાં ગર્જી રહેલાં કાળાં વાદળો-માં, એક ભાવનાએ રંગાયેલી પ્રચંડ માનવમેદનીના કોલાહલમાં, પાનખરમાં પવન સાથે ફૂદરડી ફરતાં જતાં ઘસડાતાં સૂકાં પીળાં પાંદડાંના ખિલખિલાટમાં, એ જ્યારે સ્મિત વદને આપણને 'કેમ છો?' કહે છે ત્યારે આપણે 'આ કોણ છે?'ના વિચારમાં પડી જઈ કેવા બાઘા બની જઈએ છીએ! ભલો છે એ બિચારો કે ખોટું નથી લગાડતો! પણ આપણી બાઘાઈ તો પુરવાર થઈ જ જાય છે ને? એના પ્રમાણમાં થોડાક ઓળખીતાઓને અજાણ્યા માની લેવાનું મારું ભુલકણાપણું શી વિસાતમાં છે?

*

## ધક્કામુક્કી

'એ ય બિરાદર, લાઈનમાં ઊભા રહો.'

'હા ભાઈ, હા, લાઈનમાં જ ઊભો છું ને?'

*

'આ લાઇન છે?'

'હાસ્તો.'

'એનો છેડો ક્યાં છે એ બતાવોને...આપણે છેડે જઈને ઊભા રહીશું. વચ્ચે ઘૂસવું નથી...'

*

'ભાઈઓ, આપણે બધા ધક્કામુક્કી કરીશું તે કેમ ચાલશે?'

'ચાલો ક્યૂ કરીએ.'

'હા, હા, ચાલો કતાર બનાવીએ.'

*

આવું આવું સાંભળું છું ત્યારે મારું મન દુઃખી દુઃખી થઈ જાય છે. સદ્‌ભાગ્યે બીજે દિવસે કોઈ ભાઈને 'લાઇન'માં ઘૂસતો કે 'ક્યૂ' તોડતો જાઉં છું ત્યારે મારું મન પાછું સુખી સુખી થઈ જાય છે એટલે સારું છે...પણ વળી પાછી કોઈ જગ્યાએ કતાર થતી જોઉં છું ને મારું મન દુઃખી દુઃખી થઈ જાય છે!

અનેક કુરિવાજો આપણા સમાજમાં પ્રવેશવાની રાહ જોઈને

લાઈનમાં ઊભા છે ત્યારે વચ્ચે જ અચાનક કોણ જાણે ક્યાંથી આ ટિકિટ લેતાં કે થિયેટરમાં જતાં કે બસમાં પ્રવેશતાં પ્રેક્ષકોએ કે ઉતારુઓએ લાઈનમાં ઊભા રહેવાનો કુરિવાજ આપણે ત્યાં ઘૂસી ગયો છે!

આજે જ્યારે ડાહીડમરી લાઈનો હું સર્વત્ર જોઉં છું ત્યારે મને પહેલાંના દિવસો યાદ આવે છે. કેવી મઝા આવતી એ વખતે! શો શરૂ થવાને વાર હોય અને અને આકાશના વેરાયેલા તારાની જેમ થિયેટરની પાસે મનુષ્યો વેરવિખેર ઊભા હોય, ત્યા અચાનક બૂમ પડે 'ખૂલી!' અને એકદમ સૌ ચમકે, ટટાર થાય અને મરણિયા થઈ ટિકિટબારી તરફ આગળ વધે, 'યાહોમ કરીને પડો, ફત્તેહ છે આગે' એ નર્મદની પંક્તિઓનો યથાર્થ અર્થ કરતાં મર્દો ટિકિટબારી તરફ ધસી જાય, ઈશ્વરે આપણને પ્રેમથી આપેલા હાથ, પગ અને જીભનો છૂટથી ઉપયોગ થાય, અને અદ્ભુત ધક્કામુક્કી થઈ રહે, એ દશ્ય હવે તો બહુ જોવા નથી મળતું. 'હરિના મારગ' અંગે તો 'તીરે ઊભા જે જુએ તમાશો તે કોડી નવ પામે જોને' એમ કહેવાય છે, પણ આ ધક્કામુક્કીમાં તો દૂર ઊભા રહી જોનારાઓને ય આનંદ મળે છે. 'માહી પડેલાં' ય રણમાં ઝૂઝયાનું મહાસુખ માણે છે, અને સીધી રીતે એ ટોળામાં ઘૂસવાનું શક્ય ન બનતાં એકાદ ઊંચા સ્થાને ચડી એ ટોળામાં વચ્ચોવચ 'હુહુહુહુ' કરીને કૂદી પડનારા, કોઈના ખભા પર, કોઈના માથા પર સવાર થઈને ટિકિટબારી સુધી પહોંચી જઈ અંતે 'પાંચ આનાની' લઈને બહાર આવનારા આનંદ અનુભવે છે.

પહેલાંના સમયમાં, બસ-સ્ટેન્ડ પર, ગ્રહણ છૂટવાની રાહ જોઈને ઊભા હોય એવી શાન્તિથી આપણે ઊભા હોઈએ ત્યાં ક્યાંકથી અવાજ ઊઠતો : 'આવી!' અને સૌનાં હૈયાં ઊછળી ઊઠતાં. બસ ઊભી રહેશે કે નહીં એ આશંકાએ દિલ મધુર

વેદના અનુભવી રહેવું. ધસમસતી બસ આવીને આપણી પાસે ખચકાઈને ઊભી રહેતી અને સિંહણનાં સંતાનો શાં આપણે કેસરિયાં કરતા, બાળકોના રુદન, ભાગતી છત્રીઓના કરુણ કચડાટો, વિખૂટાં પડતા ચંપલ, ચશ્માં અને ટોપીઓ અને પંક–સલિલની રંગલીલા—કોઈ આપણા નિશ્ચયને ડગાવી ન શકતા. ઘણા વિજયમાળ પહેરી અંદર જતા, અને બીજા ઘાયલો બસના દાંડા પકડી યુદ્ધ ચાલુ રાખતા...કંડક્ટર નિરાંતે બાજુ પર ઊભો રહી વીર પ્રજાની આ શૌર્યભરી પ્રવૃત્તિ નીરખી રહેતો અને પૂરતા ઉતારુઓ ભરાઈ રહેતા બાકીનાઓને ફરીથી શૂરવીરતા દાખવવાની તક મળે એ માટે ત્યાંના ત્યાં રાખી બસ ઉપાડતો!

એ બધું કેવું મહાન લાગતું હતું! અર્જુન ગયો, અશોક ગયો, પૃથ્વીરાજ ગયો, પણ એમનું શૌર્ય આપણામાંથી ન ગયું. કયા દેશાભિમાનીનું હૈયું એ જોઈને ઊછળી ન રહે?

હવે આવાં સુંદર દૃશ્યો વિરલ બનવા માંડ્યાં છે. ક્યાંક ક્યાંક, ક્યારેક ક્યારેક એ નજરે પડે છે. પણ રોજેરોજનું એનું સુભગ દર્શન હવે થવું જોઈએ એટલું નથી થતું, એ શોકની બિના છે, આપણી પ્રજાના ઓસરતા જતા ચેતનનો આંખ ખોલતો પુરાવો છે.

ધક્કામુક્કીને તિરસ્કારનારા ભૂલી જાય છે કે ધક્કામુક્કી તો ચેતનનો સ્વાભાવિક ઉન્મેષ છે. લાગણીઓ તો આપણને સૌને થાય છે પણ કવિના હૃદયમાં એ લાગણીનો ધક્કો વધુ જોરથી લાગે છે, એના હૃદયમાં ધમસાણ મચે છે અને કાવ્ય પ્રગટે છે. ઊર્મિઓની ધક્કામુક્કીમાંથી કાવ્ય જન્મે છે. બૌદ્ધિક ધક્કામુક્કીને અંતે જ સત્ય જડે છે અને પ્રજા પણ જ્યારે પોતાના ધક્કામુક્કી પ્રેમનું દર્શન કરાવે છે ત્યારે એનામાં રહેલા ચેતનનો પુરાવો જ પૂરો પાડતી હોય છે.

'ક્યૂ'નો રિવાજ તો ઈશ્વરને ઘેર પણ નથી! સ્વર્ગમાં

જવા માટે છે લાઈનો ? દુનિયામાં જે વહેલો આવ્યો તે સ્વર્ગમાં વહેલો જાય અને મોડો જન્મેલો ધક્કા ખાતો ખાતો છેલ્લો સ્વર્ગવાસી બને એવું હંમેશ નથી હોતું. એવું હોત તો બુઢ્ઢા થયા સિવાય કોઈ સરત જ નહી ને ? પણ ભગવાનની યોજનામાં 'લાઈનો'ને સ્થાન જ નથી. એ આપણા કરતા વધારે ડાહ્યો છે !

અને ભગવાનને ત્યાં જ નહીં, જીવનમાં પણ જે કોઈ મહાન બન્યા છે તે, લાઈનો તોડવાથી જ મહાન બન્યા છે. બધે એ જ દેખાય છે. જે લાઈન તોડે છે તે જ જીતે છે. અનેકાનેક નેતાઓની કતારમાંથી ગાંધીજી કેવા જુદા તરી આવે છે ? સૈકાઓની રાજકુમારોની કતારમાંથી બુદ્ધ ભગવાન કેવા જુદા પડી જાય છે ? કવિઓ, નેતાઓ, ફિલસૂફો, વૈજ્ઞાનિકો, એ સૌ સામાન્ય માનવીઓની કતાર તોડીને નવે ચીલે ચાલ્યા અને જિંદગીમાં નામ કાઢી ગયા. બાકી તો અબજો માનવીઓ જન્મ્યા અને મર્યા, પણ અમર તો તે જ થઈ ગયા જેમણે લાઈન તોડી।

શિસ્તની વાત કરતા હો તો લો ને લશ્કરનો જ દાખલો ! સૈનિકો કરતાં ય વધારે શિસ્તબદ્ધ હોવાનો દાવો તો આપણે કરી શકીએ એમ નથી ને ? ઠીક, તો એ તો સૈનિકો શું કરે છે એ ખબર છે ? કવાયત કરતાં એ લોકો કતારમાં ચાલે છે પણ રણમેદાન પર જ્યાં 'આગળ ધસો'નો હુકમ મળે છે ત્યાં તો એ કતાર તોડીફોડીને ફેંકી દે છે. તે વખતે, 'ભાઈઓ, કતાર જાળવો,' 'મિત્રો, લાઈન તૂટે નહીં.' એવું કહેવા બેસે તો જીતવાની વાત દૂર રહી, ઉપરથી એમનો કચ્ચરઘાણ જ નીકળી જાય !

એ જ રીતે, આપણા નાગરિક જીવનમાં ય, ભલે વિદ્યાર્થીઓ શાળામાં કતારબદ્ધ રહી વ્યાયામ કરે, પણ જીવનના સંગ્રામમાં,

બસ સ્ટેન્ડ પર, સિનેમાની ટિકિટબારી પાસે કે સભાગૃહમાં પ્રવેશતા-નીકળતાં, લાઈન જાળવવી એ તદ્દન અયોગ્ય છે.

સાચી પ્રગતિ ધક્કામુક્કીથી જ થાય છે. અંધાધૂંધીમાંથી જ ઈશ્વરે સૃષ્ટિનું સર્જન કર્યું છે. અને આપણે જંતુમાંથી માનવ બન્યા તે પણ ધક્કામુક્કીને કારણે જ. ઉત્ક્રાંતિની સીડીને પગથિયે પગથિયે આપણને એ જ જોવા મળે છે. જીવવા માટે વધુ લાયક પ્રાણી બીજાને હડાવીને આગળ વધે છે. ઉત્ક્રાંતિ એટલે જ ધક્કામુક્કી કરીને આગળ વધવાની ક્રિયા !

કોઈક વાર માનવજાતની ઉત્ક્રાંતિ અને માણસની હાલની વિનાશક પ્રવૃત્તિઓનો વિચાર કરતાં મને મેળાઓમાં કે જાહેર સ્થળોએ થતા જાદુતા કે મદારીના ખેલ જોવા ઘૂસનારા યાદ આવે છે. એકાદ જણ રસ્તેથી પસાર થતો હોય અને ટોળા વચ્ચે શું હશે એ જોવાનુ કુતૂહલ એના મનમા જાગે, એ ગિરદીમાં ઘૂસે. બે કોણીથી આસપાસનાને ધક્કા મારતો મારતો એ છેક આગળ આવી પહોંચે, આપણે ઉત્ક્રાંતિને પરિણામે પશુમાંથી માનવપદે આવી પહોંચ્યા તેમ! પછી વચ્ચેનો 'ખેલ' જોઈને 'ઉંહ, આ તો મદારીનો ખેલ છે. કોણ વખત બગાડે ?' કહી પાછો ફરી એવી જ ધક્કામુક્કી કરતો બહાર નીકળવા માડે, અને આવ્યો હતો એમ જ બે હાથે સૌને કોણીઓ મારતો હવે ઊંધી દિશામા ગતિ કરવા માંડે...

ગમે તેમ, પણ ગતિ અને ધક્કામુક્કીને બહુ નિકટનો સબધ છે એ ચોક્કસ. માણસ એકલો ચાલે તો એ જે પ્રગતિ કરી શકે છે એનાથી વધુ સરળ પ્રગતિ એ ધક્કામુક્કી કરતા ટોળામા કરી શકે છે, ઘણીવાર તો વગર પ્રયત્ને આપોઆપ જ એ પાછળનાઓના ધક્કાને જોરે આગળ પહોચી જાય છે ! સામાજિક જવાબદારીની ભાવના આવા ટોળામાં નજરે પડે છે એટલી બીજે કયાંય નજરે નથી પડતી. જબરો માણસ જાણે

જાણુતો હોય છે કે પોતાનો નબળો બંધુ જાતે તો આગળ નહીં જ વધી શકે એટલે એ ધક્કા મારીને એને આગળ જવા પ્રેરે છે. 'તારી પોતાની શક્તિથી નહીં, તો હે બંધુ, લે આ મારી શક્તિથી વધ,' એમ કહીને જાણે એ પૂરા બળથી આગળનાને આગળ જવાની પ્રેરણા આપે છે। ધક્કામુક્કી જોઈને મને પેલુ વિખ્યાતસૂત્ર યાદ આવે છે: 'from each according to his Capacity,' સમાજ દરેક વ્યક્તિની પાસેથી એની શક્તિ મુજબ ફાળો લે. શક્તિશાળીઓ પોતાની સર્વ શક્તિનો ઉપયોગ પોતાની આગળના બંધુઓને આગળ વધારવામા કરે છે, મને-કમને પણ નબળાંઓએ થોડાક તો આગળ વધવું જ પડે છે અને એ રીતે સામૂહિક પ્રગતિ થાય છે।

અને પ્રગતિ થવા સાથે જ ધક્કો મારનાર અને ખાનાર બન્નેમાં ખડતલપણું વધે છે. હવેના યુવાનો પહેલાંના જેટલા ચેતનવંતા, સ્ફૂર્તિવાળા નથી એમ આક્ષેપ કરનારા ભૂલી જાય છે કે હવે આપણે એ યુવાનોને પહેલાં જેટલી ખડતલ બનવાની તકો જ નથી આપતા. બસમાં જગ્યા મેળવવા જેવા નાના કાર્યોમાં ધક્કામુક્કી કરી બાવડાં કેળવવાની તક જેને મળી હશે તે યુવાન કદી જીવનની ધક્કામુક્કીમાં પાછો નહી પડે. થિયેટર આગળ ધક્કા-મુક્કી કરી પાચ આનાની ટિકિટ મેળવવાનો આનંદ જેણે એકવાર મેળવ્યો છે એ યુવાન જીવનમા સંઘર્ષથી કદી નહીં કંટાળે. આજના યુગમાં તો યુવાનોને 'કતારો 'મા ઊભા રાખી, ધક્કામુક્કી કરવાની, ખડતલ બનવાની તકો ઝૂંટવી લેવામાં આવે છે અને પછી જ્યારે જીવનમાં પણ 'માત્ર લાઈનમાં ઊભા રહ્યા છીએ એ કારણે એમને ઊંચાં સ્થાનો મળી જવાં જોઈએ' એવી નિર્બળ ભાવના એ યુવાનો દર્શાવે છે ત્યારે વડીલો નિસાસા નાખે છે। પૈસા ખરચવાની તક હોય તો જ પૈસા કમાવાનું મન થાય એમ ધક્કામુક્કી કરવાની તકો ઊભરાતી હોય તો જ વ્યાયામશાળામાં

જવાનુ મન થાય!

એટલે આપણે મન પ્રેય ભલે હોય કીડી-મંકોડી જેવા જંતુ-ઓની જેમ કતારમાં ઊભા રહેવાનું, શ્રેય તો ધક્કામુક્કી કરવામાં જ છે, કતારો તોડવામાં જ છે. 'ભારનુ વાહન કોણ બની રહે, નહી અલૂણનું કામ; આપણે તો બડભાગી ખમીરનું આજ ગવાય રે ગાન'...ગાતાં ગાતાં ધક્કામુક્કી કરવામા જ છે. બને તો ચશ્મા, ટોપી, ચંપલ, પાકીટ સંભાળવા. ને છતાંય એ તૂટે, ફૂટે, ખોવાય તો 'ભાઈ, જીવનમાં ત્યાગ વિના ક્યા કશું ય મળે છે? અને એવી વગરત્યાગે મળેલી વસ્તુની કિંમત પણ નહીં ને?' એમ કહીને મન વાળવું, પણ આપણે લાઈનમાં ઊભા રહેવા જેવી નબળાઈ દાખવી 'રણ તો શૂરાનું...' ને 'યારો, ફનાના પંથ પર આગે બઢો, આગે બઢો...' ગાતા કવિઓને નિરાશ તો ન જ કરવા!

*

# પ્રભુતામાં પગલાં

'લગ્ન પ્રાણવિકારનું વ્રત છે. પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં.' કવિશ્રી ન્હાનાલાલની આ પંક્તિઓ એકવાર વાત વાતમાં મે એક વડીલને સંભળાવી, તો એ મને કહે: 'શેના પ્રભુતામાં! પરણવું એટલે તો પ્રભુતામાં નહીં પણ પસ્તાવાસાં પગલા માંડવાં, સમજ્યો?'

સૈકાઓથી પુરુષજાત આ વિચારતી આવી છે (ખાનગીમાં) કે, 'પરણવું' એટલે શું? પ્રભુતામાં પગલા માડવા કે પસ્તાવામા?' કેટલાક વડીલો ભલે આપણને સલાહ આપતાં હોય કે 'પરણ્યા વિના તે કંઈ ચાલે? કોઈને ય ચાલ્યું છે?' પણ બીજી બાજુ જગતના એક નહીં અનેક મહાપુરુષોએ તો ઊંધો જ અભિપ્રાય આપ્યો છે. એરિસ્ટોટલથી માડીને બર્નાર્ડ શૉ સુધીના ફિલસૂફો એક યા બીજા શબ્દોમા કહેતા આવ્યા છે કે, Marriage is a Mirage—લગ્ન એ તો મૃગજળ છે. અરે! લગ્ન વખતે પુરોહિતો 'સાવધાન સાવધાન'ના પોકારો કરે છે, તે પણ શા માટે? કંઈ સાવધાન રહેવા જેવું હશે ત્યારે જ ને? સ્વામી રામદાસ પોતાનાં લગ્ન વખતે પુરોહિતોના એ 'સાવધાન સાવધાન'ના પોકારો સાભળીને એવા તો ચેતી ગયેલા કે લગ્નનાં માહ્યરામાંથી જ ઊઠીને નાસી ગયેલા!

આપણે ત્યા લગ્નસમારંભોમાં ઘોઘાટ પણ કેટલો બધો

કરવામા આવે છે! એનું કારણ શું ? વાજાં અને નગારા, બેન્ડ શરણાઈ અને ઢોલ દ્વારા લગ્નો વખતે આપણે ત્યા જે પુષ્કળ ઘોઘાટ કરવામાં આવે છે, તેની પાછળ મને વહેમ છે કે, એક ખાસ કારણ છુપાયું છે. લગ્ન જેવી જબરદસ્ત જ જાળમા ફસાવતી વખતે વર કે કન્યાને જરા પણ વિચાર કરવાની તક આપવામાં પૂરું જોખમ છે એટલે વરકન્યાના સગાંઓ એટલો બધો ઘોઘાટ કરી મૂકે છે કે પેલાં બિચારાંને પોતે શું કરી રહ્યાં છે તેનુ ભાન જ નથી રહેતું. વરકન્યા આંખો મીંચીને પરણી બેસે છે. અને પછી જ, ઘરસંસાર ચાલવા માંડે છે ત્યારે, એમને ખબર પડે છે કે લગ્ન એ મઝા નથી, પ્રેમમા પડયાની સજા છે! પણ પછી તો શું થાય? ઘણું મોડું થઈ ગયું હોય છે!

પાછી આ તો આડ વાત થઈ. હું કહેતો એ હતો કે? જગતના અનેક ફિલસૂફો લગ્નથી આટલા બધા ભડકતા કેમ રહ્યા હશે? દુનિયાના કેટલાય વિચારકો, વિદ્વાનો અને સાહિત્યકારો—હર્બર્ટ સ્પેન્સર, ગોલ્ડ સ્મિથ, ચાર્લ્સ લેમ્બ, બાલ્ઝાક, ફ્લોબેર, શંકરાચાર્ય—કેટકેટલા ગણાવુ? હું ભૂલતો ન હોઉ તો એ બધા ય કુંવારાપણાની તરફેણ કરતા હતા એટલું જ નહી, એમાના કેટલાક તો કુંવારા રહી શકયા હતા ને ભગવાનનો પાડ માનતા હતા! આવુ કેમ હશે? લગ્ન કરવા દુનિયા આખી ઘેલી ઘેલી થઈ જાય છે, ત્યારે આ મહાપુરુષો એનાથી આપણને ચેતાવતા કેમ રહ્યા હશે?

મને લાગે છે તેમ આનુ કારણ એ છે કે લગ્ન એ ત્રણપગી દોડ છે. નિશાળમા આપણે ત્રણ પગની દોડની હરીફાઈઓ જોઈ હોય છે ને? હરીફના જમણા પગ સાથે બીજા હરીફનો ડાબો પગ બાંધવામા આવે છે પછી બે જણે ભેગા કુલ ત્રણ પગની મદદથી દોડવાનું હોય છે. લગ્નમા પણ એવું જ હોય છે, નહી ?

પણ મઝા તો એ છે કે, આ ત્રણપગી દોડમા વરકન્યા ગાઢ

એ પાની હરીફાઈમાં ઊતરે છે તો ખરાં, થોડા કલાકો ખુશખુશાલ થઈ સાથે ચાલે છે પણ ખરા. પણ પછી મુસીબત ઊભી થાય છે. એક કહે છે, 'ચાલો ઉત્તરમાં, અને બીજું કહે છે,' ઊંહું, દક્ષિણમાં!' એકને સભામાં જવું હોય છે તો બીજાને સિનેમામાં, એકને શહેરમાં રહેવું હોય છે તો બીજાને સોસાયટીમાં. આર્યપુત્રને ઘરખર્ચનો પાઈએ પાઈનો હિસાબ રાખવાની ટેવ હોય છે, જ્યારે પત્નીને પૈસા ક્યાંથી આવ્યા, ક્યાં ગયા તે જ યાદ નથી હોતું! અને એટલે ઊભી થાય છે મુસીબત! 'તું કશું સમજતી જ નથી,' આર્યપુત્ર કહે છે. 'તમારા સ્વભાવથી તો હું થાકી,' આર્યપુત્રી કહે છે—ને પછી બન્નેય એકબીજાને સમજવાનું બંધ કરે છે, એકબીજાથી થાકી જવાનું શરૂ કરે છે!

સાચા કવિને જેમ કદી પ્રેરણાની ખોટ પડતી નથી, તેમ જીવનમાં રિસામણાં માટે કારણોની ખોટ નથી પડતી. સોમવારે સવારે તમે મિત્રને ત્યાં જઈને જુઓ તો ભાઈસાહેબ દાંત પીસીને છાપું વાંચતા હોય છે, ને બેનસાહેબ હોઠ બીડી, જાણે તરવાર ફેરવતાં હોય એટલા ગુસ્સાથી અને જુસ્સાથી સ્વેટર ગૂંથી રહ્યાં હોય છે. રસોઈ આરંભાઈ નથી હોતી, વાતાવરણ ગમગીન હોય છે. જોતાં જ તમને થાય છે કે લગ્ન જીવનના અબીલગુલાલ બગબરનાં ઊડી રહ્યાં છે! ધીમે ધીમે વાત કઢાવતાં, ફરિયાદો સાંભળતાં, તમે સમાધાનના પ્રયત્નો આરંભો છો, અને હવામાં શબ્દો ઘૂમી રહે છે: 'ના ના, તમે જ કહોને, મારો જરા પણ વાંક છે?' 'ના, બધો મારો જ વાંક છે, તમે તો અક્ષરે ય બોલ્યા જ નથી!' 'પણ તું મારું સાંભળ તો ખરી!' 'તે સાંભળું જ છું ને? એવું હતું તો મને પરણ્યા જ શું કામ?' 'ખબર હોત તો ના પરણત!' 'જુઓ, જુઓ, કેવું બોલે છે? જરા ય શરમ છે? ઉપરથી આ તો...' 'તું રો નહીં કહું છું, તું રો નહીં, ભાઈસાબ, નહીં તો પછી હું પણ...' 'તે રોઉં નહીં તો શું કરું?'

કરવામા આવે છે! એનું કારણ શુ ? વાજાં અને નગારા, બેન્ડ શરણાઈ અને દ્વારા લગ્નો વખતે આપણે ત્યા જે પુષ્કળ ઘોઘાટ કરવામાં આવે છે, તેની પાછળ મને વ્હેમ છે કે, એક ખાસ કારણ છુપાયુ છે. લગન જેવી જબરદસ્ત જ જાળમા ફસાવતી વખતે વર કે કન્યાને જરા પણ વિચાર કરવાની તક આપવામા પૂરુ જોખમ છે. એટલે વરકન્યાના સગાંઓ એટલો બધો ઘોઘાટ કરી મૂકે છે કે પેલા બિચારાને પોતે શુ કરી રહ્યા છે તેનું ભાન જ નથી રહેતુ વરકન્યા આખો મીંચીને પરણી બેસે છે. અને પછી જ, ઘરસંસાર ચાલવા માંડે છે ત્યારે, એમને ખબર પડે છે કે લગ્ન એ મઝા નથી, પ્રેમમાં પડ્યાની સજા છે! પણ પછી તો શું થાય? ઘણું મોડું થઈ ગયુ હોય છે!

પાછી આ તો આડ વાત થઈ. હુ કહેતો એ હતો કે? જગતના અનેક ફિલસૂફો લગ્નથી આટલા બધા ભડકતા કેમ રહ્યા હશે? દુનિયાના કેટલાય વિચારકો, વિદ્વાનો અને સાહિત્યકારો— હર્બર્ટ સ્પેન્સર, ગોલ્ડ સ્મિથ, ચાર્લ્સ લેમ્બ, બાલ્ઝાક, ફ્લોબેર, શંકરાચાર્ય—કેટકેટલા ગણાવું? હું ભૂલતો ન હોઉં તો એ બધા ય કુંવારાપણાની તરફેણ કરતા હતા એટલું જ નહીં, એમાંના કેટલાક તો કુંવારા રહી શક્યા હતા ને ભગવાનનો પાડ માનતા હતા! આવું કેમ હશે? લગ્ન કરવા દુનિયા આખી ઘેલી ઘેલી થઈ જાય છે, ત્યારે આ મહાપુરુષો એનાથી આપણને ચેતાવતા કેમ રહ્યા હશે?

મને લાગે છે તેમ આનુ કારણ એ છે કે લગ્ન એ ત્રણપગી દોડ છે. નિશાળમા આપણે ત્રણ પગની દોડની હરીફાઈઓ જોઈ હોય છે ને? હરીફના જમણા પગ સાથે બીજા હરીફનો ડાબો પગ બાંધવામા આવે છે પછી બે જણે ભેગા કુલ ત્રણ પગની મદદથી દોડવાનું હોય છે. લગ્નમા પણ એવું જ હોય છે, નહી?

પણ મઝા તો એ છે કે, આ ત્રણપગી દોડમા વરકન્યા ગાડ

બધાવી હરીફાઈમાં ઊતરે છે તો ખરા, થોડા ડગલાં ખુશખુશાલ થઈ સાથે ચાલે છે પણ ખરા. પણ પછી મુસીબત ઊભી થાય છે. એક કહે છે, 'ચાલો ઉત્તરમાં, અને બીજું કહે છે, 'ઉંહું, દક્ષિણમાં!' એકને સભામાં જવું હોય છે તો બીજાને સિનેમામાં, એકને શહેરમાં રહેવું હોય છે તો બીજાને સોસાયટીમાં. આર્ય-પુત્રને ઘરખર્ચનો પાઈએ પાઈનો હિસાબ રાખવાની ટેવ હોય છે, જ્યારે પત્નીને પૈસા ક્યાથી આવ્યા, ક્યા ગયા તે જ યાદ નથી હોતું! અને એટલે ઊભી થાય છે મુસીબત! 'તું કશું સમજતી જ નથી,' આર્યપુત્ર કહે છે. 'તમારા સ્વભાવથી તો હું થાકી,' આર્યપુત્રી કહે છે—ને પછી બન્નેય એકબીજાને સમજવાનું બંધ કરે છે, એકબીજાથી થાકી જવાનું શરૂ કરે છે!

સાચા કવિને જેમ કદી પ્રેરણાની ખોટ પડતી નથી, તેમ જીવનમાં રિસામણાં માટે કારણોની ખોટ નથી પડતી. સોમવારે સવારે તમે મિત્રને ત્યાં જઈને જુઓ તો ભાઈસાહેબ દાત પીસીને છાપું વાંચતા હોય છે, ને બેનસાહેબ હોઠ ભીડી, જાણે તરવાર ફેરવતા હોય એટલા ગુસ્સાથી અને જુસ્સાથી સ્વેટર ગૂંથી રહ્યા હોય છે. રસોઈ આરંભાઈ નથી હોતી, વાતાવરણ ગમગીન હોય છે. જોતા જ તમને થાય છે કે લગ્ન જીવનનાં અબીલગુલાલ બરાબરના ઊડી રહ્યા છે! ધીમે ધીમે વાત કઢાવતાં, ફરિયાદો સાંભળતાં, તમે સમાધાનના પ્રયત્નો આરંભો છો, અને હવામાં શબ્દો ઘૂમી રહે છે: 'ના ના, તમે જ કહોને, મારો જરા પણ વાંક છે?' 'ના, બધો મારો જ વાંક છે, તમે તો અક્ષરે ય બોલ્યા જ નથી!' 'પણ તું મારું સાભળ તો ખરી!' 'તે સાંભળું જ છું ને? એવું હતું તો મને પરણ્યા જ શું કામ?' 'ખબર હોત તો ના પરણત!' 'જુઓ, જુઓ, કેવું બોલે છે? જરા ય શરમ છે? ઉપરથી આ તો...' 'તું રો નહીં કહું છું, તું રો નહીં, ભાઈ-સાબ, નહીં તો પછી હું પણ...' 'તે રોઉં નહીં તો શું કરું?

તમને તો જરા જરામા ચિડાઈ જવાની ટેવ છે.' જો, તું મને 'ચિડાઈ ગયા, ચિડાઈ ગયા ' ન કહે, નહીં તો હું ખરેખર ચિડાઈ જઈશ.' અને એ બધી આતશબાજીને અંતે તમને તેનું મૂળ જણાશે કે એન હિસાબ ગણવામા જરા કાચાં હોવાથી સાડીવાળાને સત્તર રૂપિયા સાડાદસ આનાને બદલે સાડાઅગિયાર આના આપી આવ્યા હોય છે, અને એમાથી આ બધું આરંભાયું હોય છે! પતિને લાગતું હોય છે કે નવી સાડીની જરૂર જ નથી, પત્નીને લાગતું હોય છે કે મનુષ્યને જેટલી બ્રહ્મજ્ઞાનની આવશ્યકતા છે, જગતને જેટલી શાંતિની જરૂર છે, કવિને જેટલી કાગળની જરૂર છે, બેકારને જેટલી લાગવગની જરૂર છે, અને શરદીના દરદીને જેટલી રૂમાલની જરૂર છે એટલી જ જરૂર છે પોતાને નવી સાડીની છે. સાડીની વાત ન હોય તો બીજા ઘર ખર્ચની વાત હોય. (ખબર છે ને? કો'કે તો કહેલું કે 'પત્નીઓ ઘણીવાર પોતાના પતિના હાથમાં હાથ રાખીને ફોટો પડાવે છે, એને બદલે પતિના ખિસ્સામા હાથ રાખીને ફોટો પડાવવો જોઈએ, કારણ એ જ લગ્નજીવનનું સાચુ ચિત્ર છે!')

લગ્નજીવનનું પ્રાથમિક ઘેન ઊતરી ગયા પછી જો નવી સાડી, બ્લાઉઝપીસ કે સેન્ડલની ખરીદીની વાતમા મતભેદ નહીં થાય તો બારીના પડદાના રંગ માટે થશે, ખેખીનાં કોકની ડીઝાઈનં બાબતમા થશે, છોકરાને કોણે ન વઢવું એ બાબતમા થશે. પતિને પુસ્તકો પ્રાણુ જેટલા પ્રિય લાગતાં હોય તો પત્નીને એ સપત્ની જેવાં લાગતાં હોય. ગૃહગાણી એક પક્ષની નીતિમાં માનતી હોય તો સ્વામીને બીજો પક્ષ જ સાચો લાગતો હોય. પતિને હીંચકા ખાવાનું તો ઠીક પણ ખવાતા જોઈને પણ ચક્કર ચડે છે! પતિને દાળમા લીલો મસાલો દીઠો ન ગમતો હોય, પત્નીને તે વિના મઝા જ ન આવતી હોય. પતિને વેનિલાનો આઈસક્રીમ ભાવતો હોય તો પત્નીને રોઝનો—અને એમા રિસામણાં ચાલે છે

ને પછી મનામણાં, અંતે ભાંઘછોડ થાય છે, શાંતિ પથરાય છે ને ફરીથી તણખો પડતા ફટાકડા ફૂટવા માંડે છે. લગ્નજીવનનું ગાડું આમ સંસારના પંથે ચાલ્યા કરે છે ગામડાની ગોરી 'ખબરદાર, જો મારા પિયરિયાનું નામ લીધું છે' કરીને ગ્રામ્ય રીતે વઢે છે. શહેરની 'યુવતી તમારું જ કહ્યું માની હું મારા સિદ્ધાંતો છોડું તો મારા સંસ્કાર લજવાય, સમજ્યા'' કહીને સંસ્કારી રીતે ધમકાવે છે. કોઈ માત્ર મોં ચડાવીને યુદ્ધ ચાલુ રાખે છે, કોઈ વળી મહર્ષિ ટોલ્સ્ટોયની પત્નીની જેમ ધાટાધાટ કરી મૂકે છે. આ બધું જોઈને જ પેલા મહાપુરુષો ગભરાઈ ગયા હશે, નહીં?

હા, આવી આતશબાજી નથી ઊડતી—જો બેમાથી એકાદ જણ આજ્ઞાંકિત બની જાય તો! મોટે ભાગે આ આજ્ઞાંકિતપણાનો લહાવો જગતમાં પતિઓને વધુ મળતો લાગે છે, અને એટલે જ આજ્ઞાંકિત પતિ–Henpecked Husband–એ જગતની જૂનામા જૂની રમૂજ છે. દરેક દેશમા, દરેક કાળમા, લોકકથાઓમા આ પાત્ર મળી આવે છે એક અંગ્રેજી કહેવત તો એવી પણ છે કે, Marriage is a romance in which the Hero dies in the first chapter—લગ્ન એક એવી રોમાંચક નવલકથા છે કે જેમા પ્રથમ પ્રકરણમા જ કથાનાયક અવસાન પામે છે, એની બધી ય બહાદુરી ઓસરી જાય છે

વિખ્યાત નિબંધકાર બેકન કહેતો એમ, સુખી લગ્નજીવન ગાળવા ઇચ્છનાર પુરુષને પરણ્યા પછી સાચું બોલવાની શક્તિ ગુમાવી દેવી પડે છે. પેલો જાણીતો ટુચકો તો તમે પણ સાંભળ્યો હશે કે એક જણે બીજાને પ્રશ્ન પૂછ્યો કે; 'કોઈ માણસ પોતાનો ગુનો હોય અને કબૂલ કરે તો એ કેવો કહેવાય?' જવાબ મળ્યો: 'સજ્જન,' પણ જે માણસ પોતાનો ગુનો ન હોય તો ય કબૂલ

ફરે એ કેવો કહેવાય?' જવાબ મળ્યો : 'પરણેલો!'

જર્મન કવિ ગટેએ જેના પરથી 'ફાઉસ્ટ' લખ્યું એ મૂળ લોકકથામાં એક વાત છે કે, એમાં સેતાન વાર્તાના નાયક ફાઉસ્ટની પાછળ પડે છે. એને વહેમ પડે છે કે, એક મકાનમાં ફાઉસ્ટ સંતાયો હોય છે. સેતાન મકાનમાં ઘૂસવા જતો હોય છે, ત્યાં દરવાજામાં ઊભેલો નોકર સેતાનને કહે છે કે, આ મકાનમાં ફાઉસ્ટ તો નથી. પણ તારી પત્ની છે ખરી! અને તરત ત્યાંથી સેતાન ફાઉસ્ટને શોધવાનું માંડી વાળીને ઊભી પૂછડીએ નાસે છે! આમ જૂની લોકકથાઓએ સેતાનને ય પત્નીથી ગભરાતા પતિ તરીકે રમૂજમાં ચીતર્યો છે. પત્નીઓથી તો સેતાન પણ ગભરાય છે!

લગ્નની આ ત્રણ પગી દોડના કારણે જ તો કો'કે કહ્યું પણ છે કે પ્રેમ એ લગ્નની ઉષા છે અને લગ્ન એ પ્રેમનો અસ્ત છે!

*

બીજા નહીં પરણેલાઓએ ફેલાવેલી લગ્નજીવનની આવી ખરીખોટી વાતો જોઈ–સાંભળીને ભલા લગ્નોત્સુકો બિચારા ડરી જાય છે. 'ઊંહું, આપણે પરણવું નથી, ન જોઈએ. સ્વાતંત્ર્યને ભોગે સહજીવન ન જોઈએ...' કોઈ વળી નમ્રતાપૂર્વક માનવસેવા, દેશસેવા, સમાજસેવાને ખાતર પ્રભુતામાં પગલાં ન માંડવાનો નિર્ણય જાહેર કરે છે; કોઈ બહેન વળી 'શું અમે સ્ત્રીઓ ગૃહકામ માટે જ સર્જાઈ છીએ? હરગિજ નહીં.' કહીને સ્વાતંત્ર્યનો ધ્વજ ફરકાવતી ફરફરાવતી ન પરણવાનો નિર્ણય જાહેર કરે છે...

અને પછી ..બીજા કે ત્રીજા વૈશાખમાં યોગ્ય કન્યા કે યોગ્ય વર મળી જતાં જ એ બહેન કે બિરાદર પરણી ગયાના આપણને ખબર પડે તે પહેલાં એ પરણવાના પુરાણા રોગનો

ભોગ બની ચૂકયાં હોય છે.

લગ્નજીવનનું દુઃખ કહો તો દુઃખ અને મઝા કહો તો મઝા આ જ છે–ગુલામી ત્યાં સુખ છે અને મુક્તિ ત્યાં દુઃખ છે.

આદમ અને ઈવની એક વાત છે : ઈશ્વરે આરંભમાં સૃષ્ટિ પર આદમનું સર્જન કર્યું, પણ આદમને એટલું એકલું લાગવા માંડયું, એટલે ઈશ્વરે ઈવનુ સર્જન કર્યું. કવિએ કહ્યું છે તેમ 'જગન્નિયંતાએ ફૂલ પાસેથી સૌંદર્ય લીધું. પક્ષીઓ પાસેથી ગીત લીધું, મેઘધનુષ પાસેથી રંગ લીધા, વાદળની લહરી પાસેથી સૌરભ લીધી. દરિયાનાં મોજાંનું હાસ્ય લીધું અને પતંગિયાની ચંચળતા લીધી અને એમાંથી સ્ત્રીનુ સર્જન કર્યું.' (કેવી સરસ કલ્પના છે!) આદમનું જીવન ધન્ય બન્યું. એ અને ઈવ આનંદથી વિહરવા લાગ્યાં. પણ થોડા જ દિવસમાં આદમ થાકી ગયો! હરણાંનો શિકાર કરીને ઘેર આવતા મોડું થતું હશે ત્યારે ઇવ એને 'કયાં ગયા'તા, ને ઘેર આવતાં મોડું શાથી થયું ?'ની પૃચ્છાપૂછ કરતી હશે એટલે કે કોણ જાણે કેમ, પણ આદમે ઈશ્વર પાસે ધા નાખી : 'ભગવાન, આ સ્ત્રીને મહેરબાની કરીને પાછી લઈ લો, લઈ જ લો!' ભગવાને તો હસીને સ્ત્રીને સૃષ્ટિમાંથી લઈ લીધી.

થોડા દિવસ થયા ને આદમે પાછા આવીને કહ્યું : 'ભગવાન, એના વિના તો મને નથી ગમતું,' એટલે ભગવાને ઈવ પાછી સોંપી.

વળી પાછો થોડો સમય પસાર થયો ને આદમ પાછો આવ્યો : 'હે પ્રભુ, આ પ્રાણી જોડે તો હું એક ઘડી પણ રહી શકું એમ નથી. હે જગતના નાથ, પાછી લઈ લો, આ સ્ત્રીને!' ભગવાને એ વિનંતી મંજૂર રાખી.

પણ કેટલા દિવસ? થોડો વખત ગયો ના ગયો ને ફરી આદમ આદમ દોડતો આવ્યો : '

કરે એ કેવો કહેવાય?' જવાબ મળ્યો : 'પરણેલો !'

જર્મન કવિ ગટેએ જેના પરથી 'ફાઉસ્ટ' લખ્યું એ મૂળ લોકકથામાં એક વાત છે કે, એમાં સેતાન વાર્તાના નાયક ફાઉસ્ટની પાછળ પડે છે. એને વહેમ પડે છે કે, એક મકાનમાં ફાઉસ્ટ સંતાયો હોય છે. સેતાન મકાનમાં ઘૂસવા જતો હોય છે, ત્યાં દરવાજામાં ઊભેલો નોકર સેતાનને કહે છે કે, આ મકાનમાં ફાઉસ્ટ તો નથી. પણ તારી પત્ની છે ખરી! અને તરત ત્યાંથી સેતાન ફાઉસ્ટને શોધવાનું માંડી વાળીને ઊભી પૂછડીએ નાસે છે! આમ જૂની લોકકથાઓએ સેતાનને ય પત્નીથી ગભરાતા પતિ તરીકે રમૂજમાં ચીતર્યો છે. પત્નીઓથી તો સેતાન પણ ગભરાય છે!

લગ્નની આ ત્રણ પગી દોડના કારણે જ તો કોકે કહ્યું પણ છે કે પ્રેમ એ લગ્નની ઉષા છે અને લગ્ન એ પ્રેમનો અસ્ત છે!

*

બીજા નહીં પરણેલાઓએ ફેલાવેલી લગ્નજીવનની આવી ખરીખોટી વાતો જોઈ–સાંભળીને ભલા લગ્નોત્સુકો બિચારા ડરી જાય છે. 'ઉંહું, આપણે પરણવું નથી, ન જોઈએ. સ્વાતંત્ર્યને ભોગે સહજીવન ન જોઈએ...' કોઈ વળી નમ્રતાપૂર્વક માનવસેવા, દેશસેવા, સમાજસેવાને ખાતર પ્રભુતામાં પગલાં ન માંડવાનો નિર્ણય જાહેર કરે છે; કોઈ બહેન વળી 'શું અમે સ્ત્રીઓ ગૃહકામ માટે જ સર્જાઈ છીએ? હરગિજ નહીં.' કહીને સ્વાતંત્ર્યનો ધ્વજ ફરકાવતી ફરકાવતી ન પરણવાનો નિર્ણય જાહેર કરે છે...

અને પછી...બીજા કે ત્રીજા વૈશાખમાં યોગ્ય કન્યા કે યોગ્ય વર મળી જતાં જ એ બહેન કે બિરાદર પરણી ગયાના આપણને ખબર પડે તે પહેલાં એ પરણવાના પુરાણા રોગનો

ભોગ બની ચૂક્યાં હોય છે.

જગજીવનનું દુઃખ કહો તો દુઃખ અને મઝા કહો તો મઝા આ જ છે—ગુલામી ત્યાં સુખ છે અને મુક્તિ ત્યાં દુઃખ છે

આદમ અને ઈવની એક વાત છે : ઈશ્વરે આરંભમાં સૃષ્ટિ પર આદમનું સર્જન કર્યું, પણ આદમને એકલું એકલું લાગવા માંડ્યું, એટલે ઈશ્વરે ઈવનું સર્જન કર્યું. કવિએ કહ્યું છે તેમ 'જગન્નિયંતાએ ફૂલ પાસેથી સૌંદર્ય લીધું. પક્ષીઓ પાસેથી ગીત લીધું, મેઘધનુષ પાસેથી રંગ લીધા, વાયુની લહરી પાસેથી સૌરભ લીધી. દરિયાનાં મોજાંનું હાસ્ય લીધું અને પતંગિયાની ચંચળતા લીધી અને એમાંથી સ્ત્રીનું સર્જન કર્યું.' (કેવી સરસ કલ્પના છે!) આદમનું જીવન ધન્ય બન્યું. એ અને ઈવ આનંદથી વિહરવા લાગ્યાં. પણ થોડા જ દિવસમાં આદમ થાકી ગયો! હરણાંનો શિકાર કરીને ઘેર આવતો! મોડું થતું હશે ત્યારે ઇવ એને 'ક્યાં ગયા'તા, ને ઘેર આવતાં મોડું શાથી થયું ?'ની પૂછાપૂછ કરતી હશે એટલે કે કોણ જાણે કેમ, પણ આદમે ઈશ્વર પાસે ધા નાખી : 'ભગવાન, આ સ્ત્રીને મહેરબાની કરીને પાછી લઈ લો, લઈ જ લો!' ભગવાને તો હસીને સ્ત્રીને સૃષ્ટિમાંથી લઈ લીધી.

થોડા દિવસ થયા ને આદમે પાછા આવીને કહ્યું : 'ભગવાન, એના વિના તો મને નથી ગમતું,' એટલે ભગવાને ઈવ પાછી સોંપી.

વળી પાછો થોડો સમય પસાર થયો ને આદમ પાછો આવ્યો : 'હે પ્રભુ, આ પ્રાણી જોડે તો હું એક ઘડી પણ રહી શકું એમ નથી. હે જગતના નાથ, પાછી લઈ લો, આ સ્ત્રીને!' ભગવાને એ વિનંતી મંજૂર રાખી.

પણ કેટલા દિવસ? થોડા વખત ગયો ના ગયો, ને ફરી એક વાર આદમ દોડતો આવ્યો : 'હે પ્રભુ, ઈવ વિના તો જીવન

સૂકું લાગે છે! મને જીવ પાછી આપો.' ભગવાને જીવ ફરીથી પાછી આપી, પણ એ સાથે આદમ પાસેથી વચન લઇ લીધું કે હવે કદી એ જીવને પાછી મોકલી દેવાની વાત નહી કરે. પુરુષે વચન તો આપ્યુ પણ એનો સ્વભાવ તો એનો એ જ રહ્યો છે. એ જીવથી કંટાળે છે, પણ એના વિના એને ચાલતું નથી, અને જીવનું પણ એવું જ છે. સ્વતંત્રતાનો શોખ હોવા છતા ય એને સ્વતંત્રતા ગુમાવ્યા વિના ચેન નથી પડતું!

કવિ શ્રી બળવંતરાય ઠાકોરનું સરસ કાવ્ય છે

જતાં'તા સાજે જ્યાં વરવહુ અમે બે લડી પડચા,
લડચા રોયા, પાછા વરવહુ અમે તો હસી પડચા;
હસ્યા, રોયા, પાઠા વરવહુ અમે અશ્રુ ચૂમતા,
ન જાણ્યું શાથી કે વરવહુ અમે બે લડી પડચાં!

લગનજીવન તો બંધન છે–ન ગમે એવુ ને છતાં ય ગમે એવું. એ રામબાણ જેને વાગ્યાં હોય એ ભલે નિસાસા નાખે, ન વાગ્યાં હોય તેણે ય નિસાસા નાખવી જેવું નથી જ એમ તો ન કહેવાય! જીવનની જેમ લગ્ન પણ એક હીચકો છે–આમે ય ઝૂલે ને તેમે ય ઝૂલે—કદાચ એ ઝૂલવામા જ એનું આકર્ષણ રહેલું ને આ આકર્ષણમાં ફસાયેલાં બીજાંઓને ન ફસાવાની શાણી સલાહ આપે છે; કારણ એમને ખાતરી હોય છે કે એ સલાહ કોઈ માનવાનું નથી. અને નથી લાગતું કે એ શિખામણ કોઈ નથી માનતું એ જ સારું છે? નહીં તો જીવન કેવું વેરાન રણ જેવું હોત!

*

## વ્યવસ્થા વિ. અવ્યવસ્થા

'તમારા ભાઈબંધને હવે કંઈ કહો તો સારું,' એક મિત્રને ઘેર હું મળવા ગયો ત્યારે એમનાં પત્નીએ ફરિયાદ કરી.

'કેમ? શું કહું?' મે પૂછ્યું.

'કંઈ વ્યવસ્થા શીખે.'

મારા એ મિત્ર એક મોટી લિમિટેડ કંપનીના મેનેજર છે. એવા મોટા વ્યવસ્થાપકને વ્યવસ્થા શિખવાડવાનુ મને સોંપાતુ જોઈને મને જરા નવાઈ લાગી.

'ઘરમાં એ કોઈ કરતા કોઈ વસ્તુનું ઠેકાણું નથી રાખતા. ઑફિસેથી આવીને ટાઈ એવી ફેંકે છે કે બીજે દિવસે જવા વખતે જડે જ નહીં! ચોપડીઓ જુઓ તો નવી નવલકથા પાણિયારા પર પડી હોય, તો દૂધના હિસાબની ચોપડી ટેબલ નીચેથી જડે! ફર્નિચર પણ મેં ગમે તેટલું સરસ ગોઠવ્યું હોય તો ય ચાર મિત્રો મળે એટલે દીવાનખાનું જંગલ જેવું બનાવીને ઊઠે છે.

'એમ?'

'હા, હું તો કહી કહીને થાકી. હવે તો તમે એમને કંઈ સુધારો તો સારું.' છેવટે એમણે મને કહ્યું.

પણ હું એમને શું કહુ? હકીકતમા ગૃહ–અવ્યવસ્થાની બાબતમાં હું એ મિત્ર જેટલો જ કુશળ છું. અને એમાય ખાસ કરીને પુસ્તકોની અવ્યવસ્થા બાબતમા તો હું કદાચ એમને યે

આંટી દઈ શકું એમ છું. મારી પાસેથી તમારે મુનશીનાં પુસ્તકો જોઈતાં હોય તો પુસ્તકોના કબાટમાં નજર કર્યાનો અર્થ નથી, કારણ એમાં જોશો તો તરત જણાશે કે 'પૃથ્વીવલ્લભ' અને 'કાકાની શશી' ક્યાંક ફરવા જ ઊપડી ગયા હશે. જરા શોધ કરશો તો બંને દીવાનખાનામાં કોઈ સ્ટુલ પર બેસી ચર્ચા કરતા નજરે પડશે. એક-બે દિવસ પછી રવિવારની સાંજે એ સ્ટુલ બાજુ દૃષ્ટિ નાખશો તો એ બંને ત્યાંથી અદૃશ્ય થઈ ગયાં હશે! 'કાકાની શશી'નું કોઈ અગમ્ય સ્થળે હરણ થઈ ગયું હશે અને એનું રક્ષણ કરવાને બદલે 'પૃથ્વીવલ્લભ' કોઈ કબાટ પાછળ ભરાઈ ગયા હશે! મારાં પુસ્તકો હિંદુ કુટુંબની ઘરને ખૂણે બેસી રહેતી વિધવાની જેમ કબાટમાં જ નથી ભરાઈ રહેતાં, બહાદુર બારવટિયા પેઠે એ દેશવિદેશનો પ્રવાસ કર્યા કરવામાં જ માનતાં હોય છે ટેબલ પર અને હીંચકા પર, પાણિયારા આગળ અને કબાટ પાછળ, સૂવાના પલંગ પર (ઓશીકા નીચે) કે લોબીમાં કઠેરા પર, ગમે તે પુસ્તક વિહાર કરી રહ્યું હોય હોય છે. 'ભારેલો અગ્નિ' જોઈતો હોય તો ગુજરાતી પુસ્તકોના ખાનામાં જોવાનો અર્થ નથી, પલંગના ગોદડા નીચેથી 'ભારેલો અગ્નિ' મળી આવવાનો પૂરો સંભવ છે. 'ચિતાના અંગારા' કે 'મોરનાં ઈંડાં' શોધવાં હોય તો પહેલાં તો તમારે મોટા ટેબલ પર પડેલા વિશાળ ઢગલામાં જોવું, ત્યાં ન મળે તો નાના ટેબલની નીચેના ઢગલામાં જોવું ને ત્યાં ન જડે તો ખુરશીની ગાદીઓ ઊંચી કરી જોવી, 'મોરનાં ઈંડાં' નહીં તો 'ચિતાના અંગારા' તો જડી આવશે. 'મોરનાં ઈંડાં' કદાચ અંગ્રેજી પુસ્તકોના કબાટમાં અર્થશાસ્ત્ર અને રાજકારણનાં પુસ્તકો વચ્ચેથી મળી આવશે.

ચારે બાજુ ફેલાઈને કલ્લોલ કરતાં પુસ્તકો પર ક્યારેક ઘરની વ્યવસ્થા માટે પોતાને જવાબદાર ગણતી વ્યક્તિનો પ્રેમાળ

હાથ ફરી વળે છે. બધું વ્યવસ્થિત થઈ જાય છે. બેચાર દિવસ બધું વ્યવસ્થિત રહે છે–અને ફરી પાછું મારે કારણે અઠવાડિયામાં તો બધું હતું તેવું થઈ જાય છે. પ્રચલિત શબ્દોમાં કહું તો અવ્યવસ્થિત થઈ જાય છે. મારી ભાષામાં કહું તો પુસ્તકો પોતપોતાના સ્વાભાવિક સ્થાને હીંચકા પર, ટેબલ પર, કબાટ પર, બારી પર, ખુરશીની ગાદી નીચે કે ડામચિયાના સિંહાસન પર ગોઠવાઈ જાય છે. ક્યારેક કોઈ સુંદર ઉપવનમાં વસંતની સુંદર સાંજે ફરી રહેલાં સ્ત્રી, પુરુષો અને બાળકોની જેમ મારા કમરામાં પુસ્તકો ફાવે ત્યાં મુક્તપણે વિહાર કરી રહ્યાં હોય છે. ક્યારેક વળી ટ્રેનના થર્ડ ક્લાસના ડબ્બામાં ભરાયેલાં મુસાફરોની જેમ માત્ર અગિયાર જ પુસ્તકો બેસી શકે એવડા ટેબલ પર એકત્રીસ પુસ્તકો કલ્લોલ કરી રહ્યાં હોય છે.

પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીઓ માટે જેવું મુક્ત વાતાવરણ હોય છે એવું જ મુક્ત વાતાવરણ મારા રાજમાં પુસ્તકો માટે હોય છે. અને છતાં ય સ્ત્રીસ્વાતંત્ર્યનો બચાવ કરનારી બ્હેનો જ કિતાબોનું આ સ્વાતંત્ર્ય સહન કરી શકતી નથી. કબાટની જડ દીવાલો વચ્ચે, નંબર લગાવેલા કેદીઓની જેમ પુસ્તકોને કેદ કરી રાખવા માગે છે. જે પુસ્તકો વાંચવા બહાર કાઢવામાં આવ્યાં હોય તેનું કામ પૂરું થતાં તરત જ એ પાછાં ઠેકાણે મુકાઈ જવાં જોઈએ એવો આગ્રહ રાખે છે।

કિતાબોને આવી સ્વતંત્રતા બક્ષનાર હું એકલો જ નથી. આપણા ગુજરાતમાં જ શું કામ, વિશ્વભરમાં વેરાયેલા અનેક કવિઓ, ફિલસૂફો, વિદ્વાનોએ ઘરમાં પુસ્તકો રાખવાની આ પદ્ધતિ આવકારી છે ને અપનાવી છે. ધનિક શેઠાણીઓના બંગલામાં આપણા પગમાં અટવાતાં પાળેલાં કુરકુરિયાં અને બિલાડીનાં બચ્ચાંની જેવું જ સ્વાતંત્ર્ય અનેક પુસ્તક-પ્રેમીઓના

ઘરમાં પુસ્તકો ભોગવતા આવ્યા છે. પુસ્તકો જ નહીં, ઘરમાં બીજી પણ અનેક ચીજ-વસ્તુઓ અવ્યસ્થિત રાખવામાં કે કરી નાખવામા સામાન્ય રીતે પુરુષો સ્ત્રીઓ કરતાં વધુ કુશળ મનાતા આવ્યા છે.

વિશ્વભરમા સ્ત્રીઓ હ મેશા પુરુષોની આ ટેવનો વિરોધ કરતી આવી છે. પણ ગૃહ-વ્યવસ્થાનું શાસ્ત્ર વિકસાવવામા બહેનો ગૃહ-અવ્યવસ્થાની કલાને અન્યાય કરી બેસે છે. વચ્ચે એકવાર પેલા મારા મિત્રનાં પત્ની એમના પતિને વઢતા હતા.

'આ સ્ટુલ ખૂણામા ગોઠવેલુ તે અહીં કોણ લાવ્યુ ?'

'એ તો મારે જરા...'

'પણ તે પગ મૂકવા માટે જો એ અહીં ઘસડી આણવાનુ ? મેં તમને કહ્યુ નથી કે દરેક વસ્તુ એને ઠેકાણે જ હોવી જોઈએ ?'

'હા, પણ...'

'ને એના પરનું ફૂલદાન ?'

'પેલી ખુરશી પર...'

'જુઓ, હુ તમને ફરીથી કહી દઉ છું. મારે આ ઘરમાં દરેક વસ્તુ એને ઠેકાણે જ જોઈએ. ફૂલદાન ફૂલદાનને ઠેકાણે જ હોવું જોઈએ અને સ્ટુલ સ્ટૂલને ઠેકાણે જ, સમજ્યા ?'

આવી રીતે એ વારવાર કહ્યા કરે છે કે ચોપડી ચોપડીને ઠેકાણે જ હોવી જોઇએ, ટાઈ ટાઇને ઠેકાણે જ રહેવી જોઈએ, પંખો પખાને ઠેકાણે જ હોવો જોઈએ, ખુરશી ખુરશીને ઠેકાણે જ...

પણ મને થાય છે કે આ અસાર સંસારમા કઈ ચીજ પોતાને ઠેકાણે છે કે વળી આપણે દરેક ચીજ એને ઠેકાણે રાખવાની આકાક્ષા રાખીએ ? ગુલાબનાં ફૂલ કાટા વચ્ચે છે અને કમલિની કાદવ વચ્ચે છે. તૂટચા-તૂટચાં શંખલા ને છીપલાં

દરિયાને કિનારે વેરાયાં છે ને રત્નો છેક સાગરને તળિયે છે. માણસની એક આંખ આગળ અને એક પાછળ હોવી જોઈએ એને બદલે બન્ને વગર કારણે માથાની એક જ બાજુ ગોઠવાયેલી છે, સંખ્યાબંધ વસ્તુઓ આ સંસારમાં જ્યાં હોવી જોઈએ ત્યાં નથી. અરે માણસનું મગજ પણ ક્યાં ઠેકાણે છે?

સાચું પૂછો તો કઈ વસ્તુ ક્યાં હોવી જોઈએ, કોનું સ્થાન ક્યાં હોવું જોઈએ, એ પ્રશ્નનો ઉકેલ શોધવામાં જ દુનિયા જમાનાઓથી ગૂંચવાઈ ગઈ છે. દુનિયામાં વિવિધ વ્યક્તિઓનું, વર્ગોનું, વિચારોનું, આદર્શોનું, પ્રવૃત્તિઓનું સ્થાન ક્યાં અને કેટલું એ શોધવામાં માનવજાત યુગોથી ગૂંથાઈ રહી છે પણ હજી કંઈ નક્કી કરી શકતી નથી. 'ઢોર, ગમાર, શુદ્ર અરુ નારી ..' એક જણ નક્કી કરે છે, 'યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ' બીજો જાહેર કરે છે. સ્ત્રીનું સ્થાન ઘરમાં કે જગતનાં વિશાળ પ્રવૃત્તિક્ષેત્રોની ધક્કામુક્કીમાં, એની ચર્ચા હજી ય ચાલ્યા કરે છે. જીવનમાં ધર્મનું સ્થાન, સાહિત્યનું સ્થાન, કલાનું સ્થાન, ઐહિક સુખોનું સ્થાન કે સ્વાતંત્ર્યનું સ્થાન શું એ નક્કી થઈ શકતું નથી. ક્ષણભર આપણે એ નક્કી થઈ ગયું માનીએ છીએ પણ પૃથ્વી એક આંટો ઑર ફરે છે અને આપણને ખબર પડે છે કે આપણે જેનું સ્થાન જ્યાં માનેલું તેનું સ્થાન ત્યાં છે જ નહીં! અરે, માણસના જીવનમાં ઈશ્વરનું સ્થાન જ એકસરખું નથી રહ્યું ત્યાં ઘરમાં પુસ્તકોના કે ફર્નિચરના સ્થાન માટે હરખશોક શો?

દુનિયા આખીની આમ વાત છે ત્યાં ઘરમાં વસ્તુઓ ઠેકાણે નહીં રાખનાર ભલા માણસો પર ગુસ્સો કરવો નકામો છે. એક રીતે જુઓ તો એ એમનો હક છે.

ઈશ્વરે પહેલાં સૃષ્ટિ સર્જી ત્યારે બધું જ શાંત હતું. પછી આદમ સર્જ્યો, તો ય બધું શાંત જ રહ્યું. એટલે છેવટે સૃષ્ટિ પર ઈવનું આગમન થયું—અને બધે અંધાધૂંધી ફેલાઈ ગઈ, તે

હજી આજ સુધી ચાલુ છે! સંસારમાં હંમેશાં સ્ત્રીને કારણે વ્યવસ્થા અવ્યવસ્થામાં પલટાઈ ગઈ છે, શાંત વાતાવરણમાં ઝંઝાવાતો પ્રગટી ઊઠ્યા છે, મહાન યુદ્ધો ખેલાઈ ગયાં છે. આદમનો જમાનો શું કે દક્ષયજ્ઞ કે મહાભારતનો જમાનો શું, પુરુષોના પ્રવૃત્તિક્ષેત્રમાં સ્ત્રીને લીધે પહેલેથી જ અવ્યવસ્થાના વંટોળિયા આવ્યા કર્યા છે. તો પછી બદલામાં ગૃહિણીઓના ક્ષેત્રમાં પુરુષો પણ બીતા બીતા થોડીક અવ્યવસ્થા મચાવી લે તો એમાં ખોટું શું? એ તો પરસ્પર છે ને!

વ્યવસ્થાની જેમ અવ્યવસ્થાને પણ પોતાનું સૌંદર્ય છે. વ્યવસ્થિત રીતે ગૂંથાયેલો અંબોડો મનોહર લાગે છે તો મુક્તપણે હવામાં ફરફરી રહેલા વાળને પણ પોતાનું આગવું સૌંદર્ય છે, બગીચામાં હારબંધ રોપાયેલા ફૂલછોડ સરમ્ય લાગે છે, તો વનમાં નિર્બંધપણે ઊગી નીકળેલી વનસ્પતિ પણ ક્યાં ઓછી સુંદર લાગે છે? એ સુંદરતાની કદર કરવા આંખ હોવી જોઈએ એ ખરું! કવિતાનું સૌંદર્ય પણ અવ્યવસ્થામાં છે. જેમાં કર્તા, ક્રિયાપદ કે વિશેષણો કોઈ કોઈને ઠેકાણે નથી એવા મેઘદૂતનું આકર્ષણ કાદંબરી કરતાં કંઈ ઓછું નથી. એટલે સ્ત્રીઓ ભલે ઘરમાં વ્યવસ્થાનું સૌંદર્ય પ્રગટાવવા મથે, પોતાની રીતે અવ્યવસ્થાનું સૌંદર્ય પ્રગટાવવાનું પુરુષોનું સ્વાતંત્ર્ય પણ એમણે આવકારવું જ ઘટે!

મારા મિત્રોને સુધારવા એમની પત્નીઓ મારી પાસે ભલે ગમે તેવી સારી સલાહની આશા રાખે, હું તો એમ જ કહેવાની ધૃષ્ટતા કરીશ કાલિદાસે કહેલું ને કે ધન્યાસ્તદંગરજસા મલિની ભવન્તિ તેમ—કે ધન્ય છે એ ગૃહિણી કે જેના ઘરમાં કોઈ અવ્યવસ્થા સર્જાવી રહ્યું છે! કોઈ અવ્યવસ્થા કરે છે ત્યારે કોઈને બધું પુનઃ વ્યવસ્થિત કરવાનો આનંદ મળે છે ને? પતિ કે ભાઈનાં કપડાં કે પુસ્તકો ગોઠવતાં પત્ની કે બેનના હૃદયમાં કેવો મધુર આનંદ

પ્રગટે છે ? અને કંઈ નહીં તો એ આનંદ એમને જેમ બને તેમ વધુ વાર મળે એ પરમાર્થપૂર્ણ ઉદ્દેશથી ય આપણે ઘરની વસ્તુઓને અવ્યવસ્થિત થઈ જવા દેવી. વિદ્વાનોએ તો કહ્યું જ છે ને કે પરોપકારાય સતાં વિભૂતય...'

×

## ભવિષ્યકથન

'તમે મૂરખ છો!' મહેન્દ્રભાઈએ મને કહ્યું.

'એમ કે?'

'હા, તંત્રીશ્રી તમારાથી પણ મોટા...'

'ઉંમરમાં તો જાણે મોટા છે જ, પણ...' હું કહેવા જતો હતો ત્યાં એમણે પાછું ઉમેર્યું: 'ને વાચકો તો એથી યે મોટા મૂરખ છે!'

'એમ કે? એવું શાથી લાગ્યું?'

'તમે મૂરખ છો કારણ કે તમે નિબંધિકા લખો છો, તંત્રીશ્રી મૂરખ છે કારણ કે એ છાપે છે, અને વાચકો મૂરખ છે કારણ કે એ વાંચે છે.'

'પણ નિબંધિકાએ આપના પૂજ્ય વડીલનું એવું તે શું...'

'બગાડ્યું કંઈ નથી. હું એનો વિરોધ કરું છું; કે એ નિરુપયોગી છે.'

'નિરુપયોગી?'

'હાસ્તો. એ વાંચીને કોને ફાયદો થાય એમ છે? એમાંથી શીખવાનું શું મળે છે? જનતાને એનાથી લાભ શો થાય છે?'

માર્યા ઠાર! આ તો ભાઈ, આપણી કલ્પનામાં જ કોઈ વાર નહિ આવેલું. આ બધું લખવું એ ઠીક છે, પણ એનો ઉદ્દેશ શો? આવું આવું વાંચીને કોઈનો પગાર વધ્યો? કોઈએ

ઈશ્વરભક્તિ શરૂ કરી? કોઈના ખૂટ ડંખતા બંધ થયા? કોઈને મોક્ષ મળ્યો? કોઈની પત્નીએ છોકરાને મારવાનું બંધ કર્યું? કોઈનો અપચો મટ્યો? કોઈના પાપ ધોવાયાં? કોઈને ય કંઈ કરતાં કંઈ ફાયદો થયો? તો પછી આ લખવું શા માટે? નિર્બંધિકા લખવી જ શા માટે?

હું જો કવિ હોત તો ઝુલફાં ઉછાળીને કહેત : 'મેઘને કહો ગર્જના કરવાનું બંધ કરે; મોરને કહો ટહૂકવાનું બંધ કરે; ફૂલને કહો ખીલવાનું બંધ કરે; પંખીને કહો ઊડવાનું બંધ કરે; તારલાને કહો ચમકવાનું બંધ કરે; ને પછી મને કહેવા આવજો!'

પણ હું કવિ નથી કવિ થાઉં એવો તાત્કાલિક સંભવ પણ નથી. એથી આવો જવાબ ન અપાય; એટલે મારે માટે તો એ સવાલ ચારે બાજુ નાચતો–કૂદતો, ગાતો–ઘૂરકતો, ડોળા કાઢતો, દાંત કચકચાવતો ઘૂમી રહ્યો : શા માટે? શા માટે? નિબંધિકા લખવી શા માટે? છાપવી શા માટે? વાચવી શા માટે? કોના ફાયદા માટે? કોના લાભ માટે? કોના કલ્યાણ માટે?

અને એનો જવાબ ન જડ્યો તે ન જ જડ્યો. હોય તો જડેને? મને ખૂબ પશ્ચાત્તાપ થયો. મે આટલો વખત કેવી નિરર્થક પ્રવૃત્તિ કર્યા કરી? નિર્બંધિકા લખીને મે કોનું કલ્યાણ કર્યું?

મારું હૃદય પશ્ચાત્તાપથી ભરાઈ ગયુ; શોકથી ઊભરાઈ ગયું. મેં સંકલ્પ કર્યો કે હવેથી લખવું તો કોઈ ઉપયોગી જ લખવું. લખનારને ઉપયોગી નહીં હોય તો ચાલશે, છાપનારને ઉપયોગી નહીં હોય તો વાંધો નહીં, પણ મારા લાખ્ખો–કરોડો વાચકોને તો ઉપયોગી થાય જ એવું લખાણ લખવુ.

પણ એવું તે શું લખવું? બેત્રણ પાના ભરીને વિષ્ણુ-

સહસ્ત્રનામ લખી આપું તો એથી વાચકોનું કલ્યાણ થાય એ ખરું, પણ એ લોકો વાંચે તે ને? સત્યં વદ, ધર્મં ચરનો ઉપદેશ આપું તો યે કોઈ ન વાંચે.

પણ તો પછી સૌ વાંચે, સૌને ઉપયોગી હોય એવું લખવું શું?

હા, બે વસ્તુઓ છે ખરી. એમાં સૌને રસ છે. સૌ વાંચકો એને હોંશે હોંશે વાંચે છે ય ખરા, ને એથી સૌનું કલ્યાણ થતું હોવાનું પણ મનાય છે. એ બે અણમૂલા વિષયો તે વૈદિક ને જ્યોતિષ!

વૈદક બાબતનું—આરોગ્ય અંગેનું તો ઘણું લખી શકાય. દાખલા તરીકે બે આનાનું એક એવાં રોજનાં સત્તર સંતરાં ખાવાથી દોઢ વર્ષમાં ચશ્માંનો નંબર કેમ ઘટાડી શકાય એ કુદરતી ઉપચાર વિષે કંઈક લખું તો જનતાને ચોક્કસ ફાયદો થાય એમ મારું માનવું છે. સૌ હોંશે હોંશે વાંચશે એની પણ ખાતરી છે. હું વૈદરાજ ગણાઈશ એ વધારામાં.

આમ છતાં ય નિબંધિકાને બદલે વૈદકના લેખ નથી લખતો એનું કારણ એટલું જ કે હું અહિંસક છું; અને મારા જેવા માટે વૈદકના લેખ લખવામાં સીધી હિંસા ભલે ન હોય પણ આડકતરી રીતે તો...

તો બીજું રહ્યું જ્યોતિષ. અઠવાડિક અથવા માસિક ભવિષ્ય કે વાર્ષિક વર્તારા લખું તો મારી તો કીર્તિ વધે જ, પણ એ છાપનાર માસિકનો ફેલાવો પણ વધી જાય. એટલે આ ખ્યાલથી ઉત્સાહિત થઈને મેં તંત્રીશ્રીને કહ્યું : 'આજથી નિબંધિકા બંધ!'

'કેમ? થયું શું? સી. આઈ. ડી.વાળાએ કંઈ..'

'ના ભાઈ, ના, પણ નિબંધિકા નિરુપયોગી છે એની મને ખાતરી થઈ ગઈ છે. એટલે હવે મારે લોકોને જે ઉપયોગી હોય

અને જેમાં લોકોને રસ હોય એવું કંઈક લખવું છે

'શું લખશો?'

'અઠવાડિક રાશિવાર ભવિષ્ય કે માસિક ભવિષ્ય, નિર્ણ-યિકોને બદલે આપણે આપણા માસિકમાં રાશિવાર ભવિષ્ય આપવાનું રાખીએ તો માસિકનો ફેલાવો યે વધે ને જનતાનું કલ્યાણ થશે...'

તંત્રીશ્રીને વિચાર ગમ્યો હશે કે એટલે, કોણ જાણે, પણ મને કહે : 'તમને જ્યોતિષ આવડે છે?'

'એની શી જરૂર છે?' મેં કહ્યું : '' અઠવાડિક ભવિષ્ય ' લખવા માટે અભ્યાસ હોવો જોઈએ એવું વળી કોણે કહ્યું? હું બીજાં બધાં સાપ્તાહિકોમાં આવતું અઠવાડિક ભવિષ્ય વાંચું છું. મારી રાશિનું જ નહીં, બધી જ રાશિનું ભવિષ્ય વાંચું છું. એ મારી ઓછી લાયકાત છે? અને એને તમે પૂરતી લાયકાત ન ગણો તો ય શું? એમ જો દરેક કામમાં દરેક જણ પોતાની લાયકાત જોવા બેસે, તો તો મહેરબાન, આપણા આ દેશમાં કોઈથી કશું થાય જ નહીં; નેતાઓથી ભાષણ કરાય નહીં, શિક્ષકોથી ભણાવાય નહીં, વડીલોથી શિખામણો અપાય નહીં, ડૉક્ટરોથી દરદીઓની દવા કરાય નહીં અને... ટૂંકમાં એવી લાયકાત-નાલાયકાતનો વિચાર કરવા બેસીએ તો આપણી સમાજ-વ્યવસ્થા જ કડડભૂસ કરતી ભાંગી પડે. એટલે મારે રાશિવાર ભવિષ્ય લખવા માટે લાયકાતનો પ્રશ્ન રહેતો જ નથી '

'પણ તો ય......'

'ઠીક, ચાલો, કોઈ જાણકાર પાસેથી શીખી આવું તો?'

'તો મને વાંધો નથી.'

એટલે હું એક સાપ્તાહિકમાં અઠવાડિક ભવિષ્ય લખનાર જ્યોતિર્વિદ પાસે ગયો. કલેક્ટરની ઓફિસમાં મારે ઓળખાણ છે. ઓળખાણની મદદથી એ જ્યોતિષીને બંગલો બાંધવા માટે

સિમેન્ટની પરમિટ કઢાવી આપવાનું મે વચન આપ્યું ત્યારે એમણે મને રાશિવાર ભવિષ્ય લખતાં શીખવવાનું કબૂલ્યું.

'લિપ્ટનની ચાના બાર ખાલી ડબ્બા લઈ આવો!' એમણે પહેલી આજ્ઞા કરી. એમના નોકર પાસે અમે એ બજારમાંથી મંગાવ્યા.

'દરેક ઉપર ગુંદરની એક એક કાપલી ચોટાડો.'

એમ કર્યું.

'હવે એ દરેક પર એક એક રાશિનું નામ લખો!'

'પણ...પણ...'

'કેમ?' એમણે ભવાં ચડાવ્યા.

'બાર રાશિ કઈ એ જ મને યાદ નથી. એટલું યાદ છે કે બળદ, માછલી, વીંછી, વાઘ, બિલાડી, વાંદરો, એવા બધાના ચિત્રો આવે છે ખરા...'

'નમઃ શિવાય! નમઃ શિવાય! વાઘ, બિલાડી, વાંદરાના ચિત્રો તો કોઈ દિવસ અઠવાડિક ભવિષ્યમાં આવતાં હશે?'

'ત્યારે બીજા કશાકના હશે, પણ બાર ચિત્રો આવે છે ખરા.'

'એ બાર રાશિ કહેવાય એના નામ વૃષભ, મેષ, કન્યા...' એમ કહીને એમણે બાર રાશિઓ ગણાવી. મેં બાર ડબ્બા પર એ નામ લખ્યાં.

'ઠીક. હવે?'

'કાગળની થોડીક કાપલીઓ બનાવો.'

મેં એ ય બનાવી.

'તમને લખતા આવડે છે?' એમણે સવાલ પૂછ્યો.

'હાસ્તો; પણ હું નિબંધિકા તો નથી જ લખવાનો. એ વસ્તુ નિરૂપયોગી છે, એથી કોઈનું કલ્યાણ નથી થતું, એથી ..'

'આમા લેખ નથી લખવાના; દરેક કાપલી પર છૂટા છૂટાં વાક્યો લખવાના છે.'

'તો તો ઠીક; એ તો મને ગમે.'

'તો પહેલાં બાર કાપલી પર બાર સંબોધનો લખો : શ્રીમાન, મહેરબાન, શેઠજી, ભાઈશ્રી વગેરે લખ્યાં ?'

'હા.'

'હવે થોડાં અંગ્રેજી વાક્યો લખો. અઠવાડિક ભવિષ્યમાં હંમેશાં અંગ્રેજી વાક્ય આવવાં જોઈએ તો લાગે કે આપણે મોર્ડન છીએ.'

'મોડ્ર્ન નહિ, પણ મોડર્ન...' મેં સુધાર્યું.

'ભલે તો મોડ્ર્ન, પણ ગમે તેમ થોડાં ઈંગ્લિશ સૂત્રો તો વાપરવાં જ, સમજ્યા? દા. ત. મહેરબાન, તમારી સાઈકલના આગલા વ્હીલમાંથી હમણાં તો હવા નીકળી ગઈ લાગે છે, પણ ઑનેસ્ટી ઈઝ ધ બેસ્ટ પૉલિસી' એટલે ખોરાકમાં ધ્યાન રાખવું; અથવા તો શ્રીમાન શેઠજી, આ અઠવાડિયું તમારે લોખંડને પાયે બેસે છે અને પેલું તો જાણો છો ને? 'ગોલ્ડ ઈઝ બેટર ધેન સિલ્વર,' એટલે મિત્રોથી ચેતતા રહેવું, બસ આવાં થોડાં અંગ્રેજી સૂત્રોવાળી કાપલીઓ બનાવો.'

'ઠીક; બીજું શું કરવાનું?'

'પછી બીજી કાપલીઓ પર બીજાં થોડાં વાક્યો લખો : દુશ્મનોથી સંભાળવું, મિત્રોથી ચેતતા રહેવું, હરીફોનું ધ્યાન રાખવું, બેકારોએ નોકરીની શોધ કરવી, સાહેબ પાસે પગારવધારો માગવો નહી, પત્નીની તબિયતની ચિંતા કરવી નહી, એવી થોડી શિખામણો તૈયાર કરી રાખવી; અને કમાણી વધે પણ ખર્ચો ય વધે, ખર્ચો વધે પણ કમાણી ય વધે, કોર્ટના કામમાં લાભ મળે ને કચેરીના કામમાં ગેરલાભ મળે, જાહેર જીવનમાં ઝઘડા વધે ને ખાનગી જીવનમાં ય ઝગડા વધે, બુદ્ધિ કરવાથી ફાયદો થાય — ન કરવાથી એથી ય મોટો ફાયદો થાય, ભાઈથી સારું, બેનથી ખરાબ, મિત્રવર્ગથી સારું, નોકરવર્ગથી ખરાબ, માતાથી સારું;

પિતાથી ખરાબ, શેઠથી સારું, પત્નીથી ખરાબ. આવાં વાક્યો કાપલીઓ પર લખવા '

'આવુ તો મને આવડે છે.'

'બસ ત્યારે. આવાં લખાણોની કાપલીઓ તૈયાર કરી, તેના બાર સરખા ભાગ કરી પેલા બાર ડબ્બામાં નાખી દેવી અને પછી દરેક- ડબ્બાની કાપલીઓમાં જે હોય તે સળંગ લખી નાખવું, એટલે થઈ જાય અઠવાડિક રાશિવાર ભવિષ્ય.'

'પછી બીજા અઠવાડિયે ?'

એ બારે ડબ્બા ખાલી કરી, બધી કાપલીઓ ભેળસેળ કરી, ફરી બાર ડબ્બામાં વહેંચી દેવી, એ થયું બીજા અઠવાડિયાનું ભવિષ્ય...'

'પછી ત્રીજા અઠવાડિયે ફરીથી કાપલીઓ કાઢી, ભેળસેળ કરી, ફરી ડબ્બાઓમા ભરવાની, એમ ને ?'

'બરોબર.'

સિમેન્ટની પરમિટ માટે મારા ઓળખાણુવાળા પર ચિઠ્ઠી લખી આપીને એમની પાસેથી હું નીકળ્યો ત્યારે મારા હૃદયમાં શાતિ થઈ ગઈ હતી નિબંધિકાને બદલે હું રાશિવાર ભવિષ્ય લખી શકીશ. એ વાચીને લોકોને ભવિષ્ય જાણુવાનું મળશે, એ મુજબ સૌ યોજનાઓ તૈયાર કરશે, ને યોજનાઓ પ્રમાણે વર્તવાથી એમના બધા જ મહિના સારા જશે, ચારે બાજુ આનંદ આનંદ થઈ રહેશે, પૃથ્વી પર સ્વર્ગ ઊતરશે...

પણ હવે વાંધો એક જ છે કોઈ તત્રીને મારા જ્ઞાનમાં શ્રદ્ધા નથી બેસતી, મારી જ્યોતિષની પદ્ધતિમા એમને વિશ્વાસ નથી, અને એ માને નહીં ત્યાં સુધી કોઈ માસિકમાં રાશિવાર ભવિષ્ય અપાય કેવી રીતે ? મે તો એક દિવાળી અંકમાં જ આવતા વર્ષનો વરતારો આપવાની તૈયારી બતાવેલી; પણુ તંત્રીશ્રી માને તો ને ? (જોયું ને ? આ તંત્રીઓની કેટલી દાદાગીરી હોય છે !)

એટલે હમણાં તો નિરુપયોગી નિર્બંધિકા જ લખવી પડશે. હશે! જે ભાગ્યમાં લખ્યું હોય તે મિથ્યા ક્યાંથી થાય? ઈશ્વરને પ્રાર્થના એટલી જ છે, હે પ્રભુ, તંત્રીઓને મારા જ્યોતિષમાં શ્રદ્ધા બેસે એવી એમને સદ્‌બુદ્ધિ આપો, જેથી ભવિષ્યમાં વાચકોને ઉપયોગી એવું કંઈક...

*

# કવિતા અને ગાલીપ્રદાન

'શુ છે?'

'છે શું, તું જ કહેને?'

'શું હોય? એકવાર ફરીથી બોલી તો જો......'

'બોલીશ તો શુ કરી નાખીશ?'

'શું કરી નાખીશ? શું કરી નાખીશ, તે......'

ચાર માણસ ભેગાં થયા.

'ભાઈ, કેમ લડો છો? શું થયું?'

'આ સા......ગાળ બોલે છે.' થોડીક ગાળોના મસાલા સાથે બેમાંથી એક બોલ્યો.

'અહીં કયો.. ગાળ બોલ્યો છે?' વધુ તીખા મસાલા સાથે બીજાએ જવાબ આપ્યો.

'બધે ગાળ બોલજે પણ અમારા લત્તામાં નહીં... (ગાળ); નહી તો...' (વળી પાછા સ્વસ્તિવચન)

જવાબમા સભળાયુ : 'નહી તો શું કરી નાખીશ એ તો કહે.. (સ્વસ્તિ) (સ્વસ્તિ) ..(સ્વસ્તિ).'

'કોઈ ગાળ નથી બોલતું, ઘેર જાઓને છાનામાના,' કહેતા ત્રીજા ભાઈ વચ્ચે પડયા ને થોડી વારમા તો એ ય પૂરા રંગમાં આવી ગયા

અને એમને સમજાવવા કૂદી પડેલા બીજા ત્રણ જણ પણ

એ જ રાગમાં આલાપવા મંડ્યા...(સ્વસ્તિ)...(સ્વસ્તિ).

જલસો ચગ્યો. થોડી વારમા તો એ પાચસાત જણના ગીતને તાલ દેતુ ખાસ્સુ શ્રોતાવૃંદ ત્યાં ખડું થઈ ગયુ. પાસે એક મદારી ખેલ કરતો હતો. તેને બિચારાને પ્રેક્ષકોના અભાવે માયા સંકેલી ચાલતા થવું પડ્યું.

ત્યાં એક વડીલ આવી પહોચ્યા.

'તમે, અલ્યાઓ, (સ્વસ્તિ) આ શુ માંડ્યું છે (સ્વસ્તિ)? કયો (સ્વસ્તિ) અહીં ગાળો બોલવાની હિંમત કરે છે (સ્વસ્તિ)?' ચીરી નાખીશ (સ્વસ્તિ)! મા-બેનો ઊભી હોય (સ્વસ્તિ), ને આવું બોલતાં શરમ નથી આવતી (સ્વસ્તિ)?'

એમના આ ધોધમાં પેલા નાનકડા ઝરણા અદશ્ય થઈ ગયાં અને મુશાયરો પૂરો થયો. રસસમાધિમાંથી જાગીને શ્રોતાવૃંદ વિખરાવા માંડ્યું. મારી જોડે મારા એક કવિમિત્ર હતા. તે બોલી ઊઠ્યા: 'જોયું'ને? આ કેટલું બધું શરમજનક કહેવાય?'

'ખરેખર, શરમાવા જેવું કહેવાય. આવડા મોટા ટોળામાથી માત્ર સાત જ જણ આમાં ભાગ લઈ શક્યા!' મેં કહ્યુ.

'તે તમને ઓછા લાગે છે?'

'હાસ્તો; ગાળો દેવા જેવી કલ્યાણકાર પ્રવૃત્તિ, જાહેર જનતાના લાભાર્થે આવો સરસ સમારંભ, અને એમા માત્ર સાતઆઠ જણ જ બોલી શક્યા એ ખોટું તો કહેવાય જ ને?'

મારા મિત્ર તો મૂંઝાઈને મારી સામે જ જોઈ રહ્યા: 'તે, ગાળો દેવી એ સારું છે એમ તમે માનો છો?' એમણે મને પૂછ્યું.

'કવિતા કરવી એ સારું છે એમ તમે માનો છોને?' મેં સામુ પૂછ્યું.

'હાસ્તો.'

'બસ, તો ગાળો દેવી એ પણ એટલું જ સારું છે.' મેં કહ્યું. પણ એમને કંઈ ખાતરી થઈ નહી.

મને લાગે છે કે એમના જેવો જ ભ્રમ આપણામાંના મોટા ભાગનાના મનમાં છે.

આપણે માનીએ છીએ કે ગાળો દેવી એ શરમાવા જેવી વસ્તુ છે; પણ એવું નથી. ગાલિપ્રદાન જેવી નિર્દોષ, આનંદદાયક અને કલ્યાણમય પ્રવૃત્તિઓ બીજી થોડીક જ છે. સરખાવવી જ હોય, તો એને કવિતાપ્રવૃત્તિ જોડે સરખાવવી શકાય. એ બંનેમા ખૂબ સામ્ય છે, કારણ કે એ બંને મુખ્યત્વે ઊર્મિના વિષયો છે. તમારા મનમા ક્ષોભ થાય, સંવેદન થાય, લાગણીઓનો ઊભરો આવે અને એ મનોહર શબ્દાવલિમાં વ્યક્ત થઈ જાય એનુ નામ કવિતા; ને ગાળોમા પણ એ જ હોય છે ને? રસ એ કવિતાનો તેમ ગાળોનો પણ આત્મા છે. કવિતામાં શૃંગાર રસ મુખ્ય હોય છે તો ગાળોમા બીભત્સ રસ હોય છે. કવિતા અને ગાળો બને જ્યારે એની ઉચ્ચતમ કક્ષાએ પહોચે છે ત્યારે કરુણરસ ઉત્પન્ન કરે છે, ને એકો રસઃ કરુણ એવ. એ શ્રેષ્ઠ રસ બને વડે સાધ્ય છે.

જેમ જેમ હું વિચારતો જાઉ છું તેમ તેમ ગાળો અને કવિતામા વધુ ને વધુ સામ્ય દેખાય છે. (જે હું ખાનગીમા માનવા તૈયાર નથી)

અનેક કાવ્યવિવેચકો માને છે કે પહેલાંના કવિઓ જેવી પ્રતિભા આજના કવિઓમા નથી. ગાળોનુ પણ એવું જ છે.' 'હહરીનાઓને હવે પહેલાંના જેવી ગાળો ય નથી આવડતી' એમ ઘણા વૃદ્ધોની ફરિયાદ છે. કલાકોના કલાકો ગાળો બોલ્યે રાખવી, અને છતા ય એક પણ ગાળ ફરીથી ન બોલાય, દરેક ક્ષણે નવી જ ગાળ આવે, એવી કુશળતા એ જમાનામા કેળવાતી, એની હરીફાઈઓ થતી (અવંતીનાથના દરબારમા કવિઓની થતી એવી), અને એની કદર થતી. આજ પણ એના અવશેષો છે, પ્રાચીન કવિતાના અવશેષો જેવા. દુઃખની વાત એટલી જ

છે કે જૂની કવિતાના સંપાદન માટે વર્ષો ખગાડનારાઓ આને થોડી ક્ષણો પણ આપતા નથી.

કવિતામાં ફૂલ, ભ્રમર, કમળ, સંધ્યા, પ્રિયા, સાકી, શરાબ, શમા, પરવાના, આદિ શબ્દો–ઉપમાઓ વારંવાર આવ્યા કરે છે. ગાળોમા પણ અમુક ઉપમાઓ જ ફરી ફરીને આવ્યા કરે છે. અને છતાં ય એટલી ઉપમાઓથી નવુ જ સૌંદર્ય ઊભું કરવાની પ્રતિભા, સાચા કવિઓની પેઠે સાચા ગાળ દેનારમાં હોય છે.

હૃદયના ભાવોની વાત કરો તો ગાળો દેનારાઓનુ હૃદય પણ કવિઓ જેટલું જ ભાવભર્યું હોય છે. 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવના એકલા કવિઓ અને સતોના હૃદયમા રમી રહી હોય છે એમ આપણે માની લઈએ છીએ. પણ મનુષ્ય માત્રને પોતાની પત્નીના ભાઈ તરીકે સંબોધનાર મહાપુરુષોનાં ઉરમાં પણ એ જ ભાવના વસી હોય છે. અરે એમને સન તો એ પ્રેમસંબંધ એટલો બધો સ્વાભાવિક હોય છે કે એ સબંધનું એમને ભાન પણ નથી હોતું. એ લોકો તો એકસરખી ઉષ્માથી સૌ મનુષ્યો, પ્રાણીઓ ને રસ્તે ઠેશ વગાડનાર પથ્થરોને પણ પોતાની પત્નીના ભ્રાતૃમંડળમાં સમાવી લે છે. એકલા કવિઓનાં હૃદય જ પ્રેમમય હોય એવું ઓછું છે?

કવિતામાં અને ગાલીપ્રદાનમાં જ્યાં આટલું બધું સામ્ય છે, ત્યાં કવિતાને છાપરે ચડાવવી અને ગાળોનો તિરસ્કાર કરવો એ જેવો તેવો અન્યાય છે? કવિતાને સંસ્કારનું ચિહ્ન માનવું અને ગાળોને અસંસ્કારનું, એ તે કંઈ જેવો તેવો ભ્રમ છે? સાચું પૂછો તો આનંદપ્રેરકતાની દૃષ્ટિએ જ નહીં, બીજી પણ અનેક રીત ગાળોમાં ધાર્યા જેટલું કશું જ ખરાબ નથી. એમાં પણ કંઈક કલ્યાણતત્ત્વ સમાયું છે. અને એટલે તો છેક પુરાણકાળથી—મહાભારતના સમયથી—એનો ઉપયોગ થતો આવ્યો છે.

કર્ણ અને અશ્વત્થામાને તકરાર થયેલી ત્યારે વાચાળ, મૂઢ, સૂતાપસદ એવી હળવી ગાળોનો ઉપયોગ થયેલો; ગુરુઓ શિષ્યોને વેદ શીખવતા 'મૂર્ખ,' 'શઠ' વગેરે કહેતા; અને કૃષ્ણ ભગવાન જેવા કૃષ્ણ ભગવાને પણ અર્જુનને અનેક વાર 'આખલો' કહ્યો છે એ તો અર્જુનને કૃષ્ણ ભગવાનની ગરજ હતી એટલે 'મને વૃષભ જેવો, આખલા જેવો શક્તિશાળી કહ્યો' એમ માની મન મનાવતો. બાકી, કોઈને આખલો કહેવો એ ગાળ તો છે જ, અને કૃષ્ણ ભગવાને ગાળ પણ હોશે હોશે વાપરી છે, એટલું જ જાણવું આપણે માટે પૂરતુ છે. પણ શિશુપાલે ગાલીપ્રદાન શક્તિનુ જે પ્રદર્શન કરેલું, તે પરથી મહાભારત યુગમા પણ આ કળા વિકસેલી એટલું તો સિદ્ધ થઈ જાય છે જ.

બસ, ત્યારથી માંડીને આજ સુધી ગાળોનો ઉપયોગ મહાપુરુષો બીજા મહાપુરુષો માટે કરતા આવ્યા છે. આજે ય ઇતિહાસના ગ્રંથોમાં ઔરંગઝેબ કે લૂઈ જેવા શહેનશાહો માટે લુચ્ચો, કપટી, લફંગો, બાયલો અને એથીયે ઊંચા પ્રકારના શબ્દો ઢેર ઢેર વપરાય છે જે શબ્દો આવા મોટા મોટા વિદ્વાન ઇતિહાસકારો એવા જ મોટા મોટા રાજાઓ માટે વાપરે તે જ શબ્દો તમે તમારા પડોશી માટે, બસ-ડ્રાઇવર માટે, શાકવાળા માટે અથવા તો એના પૂજ્ય પિતાશ્રી માટે વાપરો એમાં ખોટું શું ? અને તમારી કલ્પનાશક્તિ તેજ હોય, શબ્દસમૃદ્ધિ વધારે હોય તો એથી ય ઊંચા પ્રકારનાં સ્વસ્તિવચન વાપરો, એમાં વાંધો શો ?

ગાળ દેવા માટે પડાતા ઘાંટાથી ફેફસાં મજબૂત થાય છે. ક્રોધ જેવી દુષ્ટ વૃત્તિઓને ગાલીપ્રદાન દ્વારા માર્ગ મળી જવાથી હૃદય હળવું ફૂલ થઈ જાય છે. ગાળોથી સાંભળનારની સહનશક્તિ વધે છે, અને જો કદાચ એ ચિડાઈને ગાળ દેનારને મારે તો પછી ગાળ દેનારની યે સહનશક્તિ વધે છે. ગાલીપ્રદાનના તે આ

કંઈ જેવાતેવા લાભ છે? જ્યારે બીજી બાજુ કવિતા કર્યાથી કોઈની ય સહનશક્તિ વધ્યાનો એકાદ દાખલો ય છે?

અને વૈવિધ્ય? અહાહા... 'જૂજવે રૂપ અનંત ભાસે।' ગાળો કેટકેટલી રીતે દઈ શકાય છે! માતાની સ્નેહભરી ગાળો અને લગ્નગીતોની સંગીતમય ગાળો, હરીફ વકીલને દેવાતી કાયદેસર ગાળો ને પત્રકાર દ્વારા દેવાતી જાહેર ગાળો, ચૂંટણીયુદ્ધમાં વપરાતી તેજીલી ગાળો અને વિવેચનમાં વપરાતી શરબતી ગાળો, સાક્ષરની પોતે એકલા જ સમજે એવી ચિંતનાત્મક ગાળો અને પોળના યુદ્ધમાં પ્રગટતી વાસ્તવદર્શી ગાળો, સંસ્કૃતપ્રેમીઓની ગીર્વાણ ગાળો ને ક્રિશ્ચિયનો-ઍંગ્લો ઈંડિયનોની આંગ્લ ગાળો, પત્નીના વૈધવ્યની ભાવના વ્યક્ત કરતા પતિની, તેમજ બળદના પાળનારના મૃત્યુની અભિલાષા દર્શાવતા ખેડૂતની આત્મલક્ષી ગાળો, સંસ્કારીઓની મલાઈ કાઢી લીધેલા દૂધ જેવી ગાળો ને તામસીજનોની ખાડેલા મરચાં જેવી ગાળો,—કેટકેટલું વૈવિધ્ય આ ક્ષેત્રમાં સુલભ છે!

અને છતાં આવી સ્વાભાવિક, આનંદદાયક, આરોગ્યદાયક, પુરાણકાળથી ચાલી આવેલી, જગતભરમાં આપણા દેશને ગૌરવ અપાવતી પ્રવૃત્તિને આપણે તિરસ્કારીએ છીએ। ને એના જેવી જ બલકે કેટલીક રીતે તો એનાથી સહેજ ઊતરતી એવી કવિતા-પ્રવૃત્તિને આપણે સન્માનના શિખરે ચડાવીએ છીએ. આવા અન્યાયનું શું કારણ હશે?

મને તો અર્થશાસ્ત્રની દૃષ્ટિએ લાગે છે કે આનું કારણ ગાળોના વધુ પડતા પુરવઠામાં અને કવિતાની તંગીમાં સમાયું છે. મોંઘવારીએ આપણને એટલું તો શીખવ્યું છે ને કે, પુરવઠો ઘટે તેમ ભાવ વધે। બસ, તો ગાળીપ્રદાનનું માહાત્મ્ય વધારવા પણ એ ઉપાય શા માટે ન અજમાવવો? મુશ્કેલીથી મળતી ચીજ હંમેશાં અમૂલ્ય હોય છે. રસ્તા પર ગાળો સાંભળવાની ન મળે તો લોકો

દ્ગી આપીને પણ એ સાંભળવા ખાસ સમારંભોમાં આવે. પોળ-શેરીના પરચૂરણ લોકો એના ગાન ન ગાય તો નિત નવી ગાળો સર્જી શકનાર, કલ્પનાશીલ કવિહ્રદયી વીરલાઓની કિંમત જરૂર વધે. ગુજરાતીને બદલે સંસ્કૃતમાં ગાળો દેવાય તો ઉત્સાહી જનો એ સમજવા ખાસ સંસ્કૃત પણ શીખે તો નવાઈ નહીં?

આમ એક બાજુ ગાળોની તંગી ઊભી કરી એનું મૂલ્ય વધારવું, અને બીજી બાજુ કવિતાઓ ખૂબ લખી એના ભાવ ઘટાડી નાખવા. આમ કરવાથી જ ગાળોને થતો અન્યાય અને કવિતાને થતો પક્ષપાત દૂર થશે અને સાચા સંસ્કારનું મૂલ્ય થશે।

# હાથ જોવાની કળા

વચ્ચે એક દિવસ રાતે જરા મુસીબત આવી પડી. બન્યુ એવુ કે અમારા મિત્રોની મંડળીમા હુ સહેજ મોડો પહોચ્યો પહોચ્યો તે પહેલા જ સૌ જાણી ગયેલા કે મને હાથ જોતા આવડે છે. મેં ઘણુયે કહ્યું કે હું એ બાબતમા તદ્દન અજ્ઞાન છુ. પણ મારું કોઇ માને તો ને? એક જણે વાત ઉપાડી અને સૌએ ટપોટપ મારી આગળ હાથ ધરી દીધા. કાશી–મથુરામા પંડાઓ જાત્રાળુ પર કરે છે એનાથી યે ભયંકર હુમલો મારા પર થઇ ગયો. 'મારો હાથ જરા જોઈ આપોને...' 'તારું પછી, એકવાર મારો હાથ તો જોઈ લેવા દે...' 'આ બિપિનનુ મેરેજ કયારે થશે, કહો જોઈએ...' 'મારે ફોરીન જવાનો ચાન્સ ..' 'હંબગ છે; ખરુ હોય તો કહો જોઈએ મારા ફાધર કયારે એકસ્પાયર થઇ ગયા? લો જોઇ લો, આપણો હાથ...'

છેવટે તે દિવસે તો મેં સૌને વચન આપ્યુ કે પછી કો'ક વાર સૂક્ષ્મદર્શક કાચ લેતો આવીને હુ નિરાંતે સૌના હાથ જોઈ આપીશ; અને એ રીતે હુ મુક્ત થયો. પણ પછી મને એના જ વિચાર આવ્યા કર્યા. મને થયું, ખરા છીએ આપણે બધા! આપણે માનીએ છીએ કે નાટક, વાર્તા કે ફિલ્મનો પ્લોટ આગળથી જાણી લઈએ તો એ નાટક કે ફિલ્મમા મજા નથી આવતી. 'પછી શું થાય છે એ, ભાઈસાબ, મને આગળથી ના કહી દેશો,

નહિ તો પછી ફિલ્મમાં મને ઊંઘ આવી જશે,' કે 'છેલ્લે પેલો મરી જાય છે એ મને ખબર જ હતી. પછી વાર્તામાં શું ધૂળ મજા આવે?' આવું કહેનારા આપણને મળી આવે. નાટકનો 'હીરો' મરી જશે કે પરણી જશે, મરી જશે તો ક્યાં, ક્યારે અને કેવી રીતે, ને પરણી જશે તો કેમ, ક્યારે અને કોની જોડે એ આગળથી ન જાણી લઈએ તો જ સારું એમ આપણને લાગે છે. પણ કોઈ ફિલ્મ, નાટક કે નવલકથા કરતાં યે વધુ રસમય એવી આપણી જિંદગીમા આગળ શું થવાનું છે, ક્યારે થવાનું છે ને કેવી રીતે થવાનુ છે એ જાણવા આપણે સૌ કૂદી પડીએ છીએ! કોઈને હાથ જોતાં આવડે છે એ જાણ્યા પછી એની આગળ હથેળી ધરી દેવાનુ પ્રલોભન ઘણા થોડા રોકી શકે. આપણા ભાવિની વાતમા આપણી ઉત્સુકતા જબરી હોય છે.

એ ઉત્સુકતાનું નિશાન હુ તે દિવસે બની ગયો અને એમાંથી બચી પણ ગયો. પણ વચન પાળવું તો ખરું જ એમ વિચારીને ને બીજે દિવસે હસ્તરેખાવિજ્ઞાન જાણવાનો દાવો કરનાર એક મિત્રને હું મળ્યો: 'દોસ્ત, મારે હાથ જોતાં શીખવું છે.'

'ઠીક, તો શિખવાડી દઉં. કાલે સાંજે તારે ત્યા આવીશ. પણ હં...તારે ત્યા શીરો છે?'

'એનું શું કામ છે?' મેં વિસ્મયથી પૂછ્યું.

'ના હોય તો ક્યાંકથી લઈ આવજે, સમજ્યો?'

'અરે એ તો ઘેર તૈયાર કરાવી લઈશુ.' મેં કહ્યુ, 'પણ મને કહે તો ખરો કે શીરો આમા શું કામમા આવવાનો?'

'એના વિના શિખાશે કેમ?' પેલા મિત્રે કહ્યું.

'પણ ભલા માણસ, મારે સત્યનારાયણની કથા કહેતાં નથી શીખવું, હાથ જોતા...'

'તે કથાની વાત કોણ કરે છે?'

'તો પછી શીરાનું શું કામ છે? એટલી ચાથી તને નહીં ચાલે?'

અને એ હસી પડ્યો : 'અરે રામ, તું તો એવો ને એવો જ રહ્યો. શીરો એ તો આ શાસ્ત્રનો મોટો અભ્યાસી છે એનું પુસ્તક આ વિષયમાં પ્રમાણભૂત ગણાય છે, સમજ્યો?'

'હં, એમ કહેને ત્યારે! હું તો સમજ્યો કે ..'

અને ત્યાર પછી મેં શીરો–કે જેને કોઈ ચીરો કે કીરો પણ કહે છે–તેનું એ પુસ્તક જોયું પણ ખરું. અને એ પણ જાણ્યું કે જ્યારે જ્યારે આપણે હસ્તરેખા-વિજ્ઞાનની ચર્ચા કરતા હોઈએ ત્યારે શીરોના પુસ્તકો વાચ્યા હોય તો યે થોડી થોડી વારે 'શીરો કહે છે કે...' શીરોનો અભિપ્રાય છે કે...' 'એક કેસમાં શીરોએ જોયેલુ કે...' એવું એવું કહેવાનો એ શાસ્ત્રના જુવાન 'જાણકારો'માં રિવાજ છે. આવું કહેવા માટે શીરો વાંચવાની જરૂર નથી; જોવાની પણ જરૂર નથી; ફક્ત 'શીરો કહે છે કે...' એમ વારવાર કહેવાથી જ તમે એ શાસ્ત્રના અભ્યાસી ગણાઈ જશો.

થોડાક અનુભવે મને જણાયું કે આવાં પુસ્તકોનાં દૂરથી દર્શન પણ કર્યા વિના હસ્તરેખા-વિજ્ઞાનના અભ્યાસી થઈ શકાય છે. એ માટે ખાસ કરીને અનુભવ જોઈએ–કોઈને ઉલ્લુ બનાવવાનો અનુભવ. ઉપરાત હસ્તરેખા-વિજ્ઞાનના જાણકાર દેખાવાની થોડી આવડત પણ જોઈએ. કોઈ પૂછે : 'તમને હાથ જોતા આવડે છે?' તો 'હા' ન કહેવી. માત્ર સ્મિત કરવું. એટલે તરત બીજું કોઈ બોલી ઊઠશે : 'હે? સાચું કહો છો? આવડે છે?' અને એના જવાબમા 'જોઈએ હવે કો'ક વાર' એમ તમે જાણે દાનવીર જગડુશા હો એવી રીતે કહેવું અને એટલે તરત 'જોઈ આપોને જરા...' મારો હાથ..' 'પ્લીઝ, મારો હાથ...' વગેરે શરૂ થઈ જશે.

પછી તો કોઈનો હાથ આપણા હાથમાં લઈ હથેળી સામે જોઈ રહેવું. બેચાર આંગળાં (મચકોડાઈ ન જાય એ રીતે) ઊંચાનીચાં કરી જોવાં ચાર જગ્યાએ હાથ દાબી જોવો. ઝીણી નજરે રેખાઓ જોવી આમ મૂંગા મૂંગા કર્યા કરવું, એટલે ધીરે ધીરે આસપાસનાં સૌને તમારામાં શ્રદ્ધા બેસતી જશે. પછી એકદમ, હાથ બતાવનારની સામે જોયા વિના ગંભીર અવાજે કહેવું : 'જરા મૂઠી વાળો તો...હં...બસ; હવે છોડી નાખો... હં.' આમાં જેમ વધારે વખત લેશો તેમ સૌ વધારે અધીરાં થતાં જશે.

લાંબા ગાળાના મૌન પછી એકદમ ઊંચું જોઈ હાથ બતાવનાર સામે ત્રાટક કરી પૂછી નાખવું : 'તમારા ફાધરનું કઈ એજે ડેથ થયેલું ?'

પેલો કહેશે : 'પંચાવન.'

'હ.' પછી પાછો હાથ દબાવી જોવો, મૂઠી વાળી જોવી, આંગળાં મરડયા કરવાં, આંખો પહોળી કરીને નિરીક્ષણ કરવું...

આટલી વારમાં તો આસપાસનાં બધાં વાતો કરનારાં શાંત થઈ ગયાં હશે. તમારામાં સાચી કળા હશે તો ફાંસી ફરમાવતાં પહેલાંની કોર્ટની શાંતિ જેવી શાંતિ છવાઈ જશે. એટલે તમારે ધડાકો કરવો : 'તમારાં મૅરેજ થઈ ગયાં છે ?'

પેલો હા પાડે તો તમારું કામ ચાલ્યું સમજવું. ના પાડે તો ઝીણી આંખ કરી રેખાઓ જોઈને પૂછવું, 'તો તમારા મૅરેજની વાતો ચાલે છે, ખરું ને ?'

આપણા દેશના બાવીસથી પચ્ચીસ વરસના કોઈ જુવાનના લગ્નની વાત ન ચાલતી હોય એવું ભાગ્યે જ બને છે. એટલે તમારી આ બીજી ભવિષ્યવાણી હંમેશાં ખરી જ પડવાની. એ હા પાડે એટલે તરત વિજયી સ્મિત કરતાં કહેવું : 'મને લાગ્યું'તું જ. આ રેખાઓ ચોખ્ખું કહે છે ને... પણ હવે

તમારું નક્કી થતાં વાર નહીં લાગે.'

પછી તો કહેવું કે, 'તમે ખૂબ ઇમેજિનેટિવ કલ્પનાશીલ છો. તમારામાં એમ્બિશન ખૂબ છે. આ કરી નાખું, તે કરી નાખું એમ થાય છે. પણ ધાર્યા કરતાં ઘણું થોડું કરી શકો છો. ફાધર જોડે અમુક મતભેદ થાય; પણ તમે ખૂબ સહનશીલ છો એટલે ચાલ્યું જાય તમારી લાગણીઓ પર બુદ્ધિ હંમેશાં જીતે છે, પણ ક્યારેક લાગણીઓ પણ જીતી જાય છે. તમારી લાઇફ હમણાં જોઈએ એવી હેપી નથી, પણ આડત્રીસમા વર્ષ પછી તમારે લહેર છે...' અને બસ, તમારી ગાડી ચાલી. આ ભવિષ્યવાણી બધાંને માટે સાચી જ હોય. જો કે વચ્ચે વચ્ચે તમારું શાસ્ત્રીય જ્ઞાન મૂકતા જવું : જેમ કે 'એપોલોનો માઉન્ટ ઊંચો છે એટલે એમ જ થાય ને?...હાર્ટ લાઈન જુઓને, કેટલી સરસ છે!...ચંદ્ર તમારો પાવરફૂલ છે...મંગળનું મેદાન સપાટ છે... 'આ લાઈન આમ છે, તે લાઈન તેમ છે' વગેરે. બને તો આસપાસનામાંથી કોઈ આજ્ઞાંકિતને રેખાઓ બતાવતા જવી અને એની પાસે 'બરાબર છે' એમ કહેવડાવતા જવું. અને છેલ્લે ઉમેરવું, 'જુઓ તમારો અંગૂઠો આમ જમણી બાજુએ ખેંચતા રહેવું. એથી તમારામાં વિલપાવર આવશે.' પછી ભલેને પેલો બિચારો નવરો બેઠો વિલપાવર મેળવવાના પ્રયત્નો કર્યા કરે, તમારી કીર્તિ તો ઝળકી જ ઊઠશે ને?

કોઈ માણસ પોતાનું મૃત્યુ થવાની ઉંમર પૂછે તો ચાળીસ પછીની જે કોઈ સંખ્યા યાદ આવે તે કહી દેવી, અને વચ્ચે આદું–મરચાં–કોથમીર જેવા બેત્રણ અકસ્માતો માટે ઉંમરો કહી દેવી. પણ કોઈ પોતાના પિતાના અવસાનનું—'ફાધર'ના ડેથનું વર્ષ પૂછે તો ચેતી જવું, કદાચ એ ફાધર ક્યારના ય સ્વર્ગસ્થ થઈ ગયા હોય! એટલે આવે વખતે તો મો ગંભીર રાખીને કહી દેવું કે 'મારો એક સિદ્ધાંત છે કે કોઈને ય કોઈના મૃત્યુની

તારીખ કહેવી નહીં'!'

અજાણ્યાઓ આગળ તો હાથ જોવામાં ખાસ વાંધો નથી આવતો, પણ બે જાણકાર (?) મળે છે ત્યારે પછી ભીલી' થાય છે મુસીબત. તમે કોઈના લગ્ન સત્તાવીશ વર્ષે થશે એમ જાહેર કરો અને કોઈ પ્રતિસ્પર્ધી આક્ષેપ કરે કે તમે ખોટા છો, તે વખતે બને એટલું વહેલું 'શીરો કહે છે કે..' બોલી નાખવું અને પેલો શંકા કરે તો ગમે તે એક પાનાનો નંબર કલ્પનામાંથી કહી દેવો. ઘણુંખરું પેલો જાણકાર ચર્ચા આગળ નહીં લંબાવે.

પણ કદાચ તમારા કહેતા પહેલાં જ એ શીરોનો સહારો લઈ લે તો તમારે બીજું શસ્ત્ર વાપરવું પડશે. 'શીરો કહે છે કે માઉન્ટ પર ક્રોસ હોય તો માણસ લખપતિ થાય,' એટલે તમારે કહેવું કે 'બેનહામે તો સાબિત પણ કર્યું છે કે એ કહેવાનો જ લખપતિ થાય; ખરેખર ન થાય.' એ કહે, 'શીરોએ કહ્યું છે...' તો તમારે સામું ફટકારવું : 'બેનહામે કહ્યું છે..' પર્યટનો અને ટ્રેનમાં પ્રગટી ઊઠતા અભ્યાસીઓ વચ્ચે ઘણુંખરું આ રીતે જ હસ્તરેખા-વિજ્ઞાન ચર્ચાતું હોય છે.

એકવાર મારા દેખતાં બે જણ શીરો-બેનહામના મુદ્દા પર જામી પડ્યા. મેં બેમાંથી એકકે નહીં વાંચેલો. એ લોકોનું પણ એવું જ હતું. ચર્ચા બરાબરની જામેલી.

'શીરો કહે છે કે લાઈફ લાઈન રાઈટ બાજુ વળવી જોઈ...'

'બેનહામ કહે છે લેફ્ટ બાજુ વળવી જોઈએ.'

એટલામાં મેં વચ્ચે ઝુકાવ્યું : 'ડૉન ક્વિફ્ઝોટ કહે છે કે લાઈફ લાઈન વારાફરતી ડાબી જમણી બંને બાજુ વળવી જોઈએ'

'હેં ? કોણે કહ્યું છે?'

'ડૉન ક્વિફ્ઝોટે.'

'એ કોણ ? 'સ્ટાન્ડર્ડ' ગણાય છે?'

'લ્યો ત્યારે, તમે શું પામિસ્ટ્રી જાણો! બેનહામ ને શીરો તો જૂના થઈ ગયા. ડૉન ક્વિકઝોટ વાંચો, ક્વિક્ઝોટ. પામિસ્ટ્રીનો તો એ ખાં છે ખાં. હસ્તરેખા-વિજ્ઞાનમાં તો અત્યારે એ જ સ્ટાન્ડર્ડ ગણાય છે—ખાસ કરીને આપણા જુવાન વર્ગમાં.' મેં ગબડાવ્યું.

બંને જણા ચૂપ થઈ ગયા. જોકે એ લોકોને હજી લાયબ્રેરીમાંથી ક્વિક્ઝોટે લખેલી પામિસ્ટ્રી જડી નથી—અને કદી કોઈને જડવાની પે નથી કે નથી હજી એમણે જાણ્યું કે ક્વિક્ઝોટ તો આપણા ભદ્રંભદ્ર જેવું ફ્રેન્ચ નવલકથાનું ગકસ પાત્ર છે...પણ એ જુદી વાત છે.

હાથ જોતાં શીખ્યાની ખરી મઝા એ છે કે એને લીધે તમે ગમે તે વખતે કોઈ પણ વર્તુલના મધ્યબિંદુ બની શકો છો. પિકનિકમાં પર્યટનમા તો તમે ગોપીઓથી વિંટાયેલા કૃષ્ણનુ પદ પ્રાપ્ત કરી શકો છો. મિત્રો બનાવવા અને મિત્રોને 'બનાવવા.' એ બંને આ શાસ્ત્રથી સરળ થઈ પડે છે. ટ્રેનમા જગ્યા મેળવવા માટે પણ ઊભા ઊભા નીચા વળી, કોઈની હથેળી જોવાનો ડોળ કરી, કોઈ પૂછે કે 'શું છે?' એટલે તરત કહી શકો છો કે 'ખાસ કંઈ નહીં', પણ આમનો હાથ જરા ઈન્ટરેસ્ટિંગ ( રસ પડે એવો ) છે.' અને પછી તો તરત કોઈ પૂછશે કે 'તમને હાથ જોતા આવડે છે?' એટલે પેલું ગૌરવભર્યું સ્મિત કરવું. અને ધીમે ધીમે 'મારો હાથ જોઈ આપશો? આવોને, બેસોને અહીં ... બેબી, જરા ખોળામાં આવી જા...ભાઈને બેસવા દે' વગેરે સંભળાવા માંડશે, ને તમને મફતમાં જગ્યા પણ મળી જશે.

ઘણા કહે છે કે આ શાસ્ત્ર 'હંબગ' છે, નકામુ છે. ખરું જોતાં એવું છે જ નહિ. જે શાસ્ત્રને પરિણામે તમે વગર મહેનતે ચાના પ્યાલા મેળવી શકો, ટ્રેનમાં જગ્યા મેળવી શકો, મિત્રોમાં મોભો મેળવી શકો, ગોપીઓના કા'ન બની શકો, તે શાસ્ત્રને નકામુ

તારીખ કહેવી નહી !'

અજાણ્યાઓ આગળ તો હાથ જોવામાં ખાસ વાંધો નથી આવતો, પણ બે જાણકાર (?) મળે છે ત્યારે પછી ઊભી થાય છે મુસીબત. તમે કોઈના લગ્ન સત્તાવીશ વર્ષે થશે એમ જાહેર કરો અને કોઈ પ્રતિસ્પર્ધી આક્ષેપ કરે કે તમે ખોટા છો, તે વખતે બને એટલું વહેલું 'શીરો કહે છે કે...' બોલી નાખવું અને પેલો શંકા કરે તો ગમે તે એક પાનાનો નંબર કલ્પનામાંથી કહી દેવો. ઘણુંખરું પેલો જાણકાર ચર્ચા આગળ નહી લંબાવે.

પણ કદાચ તમારા કહેતા પહેલા જ એ શીરોનો સહારો લઈ લે તો તમારે બીજું શસ્ત્ર વાપરવું પડશે. 'શીરો કહે છે કે માઉન્ટ પર ક્રોસ હોય તો માણસ લખપતિ થાય,' એટલે તમારે કહેવું કે 'બેનહામે તો સાબિત પણ કર્યું છે કે એ કહેવાનો જ લખપતિ થાય; ખરેખર ન થાય.' એ કહે, 'શીરોએ કહ્યું છે...' તો તમારે સામું ફટકારવું: 'બેનહામે કહ્યું છે..' પર્યટનો અને ટ્રેનમાં પ્રગટી ઊઠતા અભ્યાસીઓ વચ્ચે ઘણુંખરું આ રીતે જ હસ્તરેખા–વિજ્ઞાન ચર્ચાતું હોય છે.

એકવાર મારા દેખતાં બે જણ શીરો–બેનહામના મુદ્દા પર જામી પડયા. મે બેમાંથી એકકે નહી વાંચેલો. એ લોકોનું પણ એવું જ હતું. ચર્ચા બરાબરની જામેલી

'શીરો કહે છે કે લાઈફ લાઈન રાઈટ બાજુ વળવી જોઈ...'

'બેનહામ કહે છે લેફ્ટ બાજુ વળવી જોઈએ.'

એટલામા મે વચ્ચે ઝુકાવ્યું: 'ડૌન ફ્રિવફ્રૅઝૅાટ કહે છે કે લાઈફ લાઈન વારાફરતી ડાબી જમણી બને બાજુ વળવી જોઈએ'

'હે ? કોણે કહ્યું છે ?'

'ડૅાન ફ્રિવફ્રિઝૅાટ.'

'એ કોણ ? 'સ્ટાન્ડર્ડ' ગણાય છે ?'

કહેવાય જ કેમ ? એનાથી ઊલટું, હાથ જોવા એ તો એક સુંદર કળા છે. ચિત્રકળા કે શિલ્પકળા જેટલી જ કલ્પનાની જરૂર આમાં પણ છે—કદાચ વધારે પણ ખરી. કલ્પનાની મદદથી જ તમે આ કળામાં પારંગત ગણાઈ શકો એમ છો.

પણ જેમ હાથ 'જોવા' એ એક કળા છે, તેમ હાથ 'બતાવવા' એ પણ એક કળા છે. પણ એ કળા વિષે મને કંઈ જ્ઞાન નથી. જરૂર પડયે એ તો તમારા લત્તાના કોઈ 'દાદા' કે પહેલવાન પાસેથી જ શીખી શકાશે.

*

## કયું ફૂલ લઉં ? કઈ ફૂલ લઉં ?

એકાદ–બે પેટીઓ ખુલ્લી પડી હોય, આસપાસ દસ–વીસ સાડીઓ વેરાઈ હોય અને કમલિનીદલ વચ્ચે વિરાજતી કોઈ હંસી સમી પત્ની વિચારમગ્ન દશામાં, 'પાંચ વાગે નીકળી જવાનું હતું ને આ સાડાપાંચ તો થયા, પણ આમાની કઈ સાડી પહેરું એ ખબર પડે ત્યારે ને ?' એની ચિંતામાં પડી હોય, એ દૃશ્ય કોઈ સંવેદનશીલ ચિત્રકારે હજી સુધી કેમ ચીતર્યું નથી ?

પાંચ ને વીસે વરઘોડામાં પહોંચવાનું હતું. તમે તૈયાર થઈ ગયા હો છો ત્યાં સાડાપાચનો ટકોરો સંભળાય અને તમારા કાને શબ્દ પડે :

'લો...સાડાપાચ તો થયા પણ કઈ સાડી પહેરું એ ખબર પડે ત્યારે ને ?'

તમે જ પ્રતીક્ષા કરતા બેઠા હો છો !

'તમે જ કહો જોઉં, આમાની કઈ સાડી પહેરું ?' છેવટે તદ્દન બિનઅધિકારી એવા તમારી સલાહ લેવામાં આવશે.

ટૂંકામાં પતાવવા તમે ગમે તે–મોંએ ચડે એ ગમે તે નામ દઈ દો છો.

'પણ એ તો આ બ્લાઉઝ જોડે નહીં શોભે.'

'તો પેલી આસમાની રંગની પહેર, એ ય સારી છે.'

'પણ એની જોડે આ બ્લાઉઝ મેચ નહિ થાય ને !'

'તો...?' તમે વિચારમાં પડી જશો.

'અરે, પેલી રીંગ—કટોરીની પહેરું ?' તમને અચાનક પૂછવામા આવશે.

'હા, હા, એ સરસ લાગશે.' તમે કહેશો.

'નહિ, એના કરતા તો પેલી બેંગલોરી પહેરું,' કહીને એ ઊભા થશે. જૂની પેટીમા બધી સાડીઓ ભરી દેવામા આવશે. બે-ચાર સાડીઓ ન સમાવાને કારણે બહાર રહી જશે. બીજી પેટીની ચાવીઓ શોધાશે. ટેબલના ખાનાં ફેંફોળ્યા પછી પર્સમાંથી ચાવી નીકળશે. નવી પેટી ખોલાશે અને એમાંથી બેંગલોરી સાડી નીકળશે—ઘડિયાળ એનું કામ કર્યે જતી હશે! અંતે એ સાડી પહેરાશે. તમે નિરાંતનો શ્વાસ મૂકવા જતા હશો ત્યાં અરીસાની દિશામાંથી ટહુકો સંભળાશે :

'ઉંહું.'

'કેમ, શું થયું ?'

'આ તો બરાબર નથી લાગતી.'

'અરે બહુ સરસ દેખાય છે. ઘણી જ સરસ દેખાય છે,—અત્યંત સરસ દેખાય છે. આવી સરસ તો કોઈ દિવસ નહોતી દેખાતી...' કિનારે આવેલું વહાણ ડૂબી ન જાય એ માટે તમે ચિંતાતુર અવાજે કહેશો.

'ઊંહું, આનાં કરતા તો પેલી સ્ટ્રોબેરી કલરની સારી લાગશે.'

ચા...લો ત્યારે, સ્ટ્રોબેરી કલરનો વારો ! પણ એ સાડી કાઢયા પછી યાદ આવશે :

'અરે રામ, હું ય કેવી ભુલકણી છું !'

'કેમ ?'

'પેલી ઝીકટીકીની—નહિ પેલાં જયોત્સનાબહેન જોડે જઈને હું લઈ આવેલી ?—એ તો હું ભૂલી જ ગઈ !'

'એમ ?' કંઈ બોલવાનું ન સૂઝતાં તમે કહેશો :

'હા...'

'ત્યારે હવે ?' તમે ધડકતા હૃદયે પૂછશો.

'આ બે મિનિટમા બદલી લઉં. વાર નહિ લાગે.'

અલબત્ત એ સાડીને ઈસ્ત્રી કરાવવાની બાકી હોવાથી પહેરાશે તો કોઈ બીજી જ સાડી..

અને જો બહાર નીકળતાં બારણા આગળ બે ક્ષણ થોભી—થોભવા દઈ—તમે વિચાર કરવાની તક આપશો તો છેલ્લી ઘડીએ ય એ સાડી બદલાવાનુ જોખમ રહે છે એ ભૂલવા જેવું નથી હોં !

*

'અમે કંઈ એવા નથી વળી !' આ બધું વાચીને કોઈ બહેન કહેશે.

'તમે તદ્દન ખરું લખ્યું છે, હો ! બહેનોને પરવારતા એટલી વાર લાગે છે કે ન પૂછો વાત.' બીજો અભિપ્રાય મળશે.

'પણ એથી આપણે ચિડાવુ ન જોઈએ. બહેનોની નિર્ણય કરવાની અશક્તિ પર દયા ખાવી જોઈએ.' કોઈ ઉદારહૃદયી બધુ કહેશે.

'અમારી દયા ખાવા કરતા ખાઓને તમારી જાતની દયા ! પરવારતા વાર તો લાગેસ્તો ! અમે કંઈ લઘરવઘર વેશે બહાર નીકળીએ એવાં નથી, સમજ્યા ?'

'ઠીક છે, વાર થાય, પણ તે આટલી બધી ? આટલી... બ...ધી ?' કોઈ સાસુ પૂછશે.

મને આ બધાની જેમ રોષ પણ નથી ચડતો, દયા ખાવા જેવું પણ નથી લાગતુ. વસ્ત્રપરિધાનમા થતા વિલંબ માટે મને તો બહેનોને અભિનંદન આપવાનું જ મન થાય છે. આ દુઃખના સાગર સમા સંસારમા એ લોકો આનંદનું એક અમૂલ્ય સાધન બચાવી પડ્યા છે તે માટે !

સિદ્ધિના આનંદનું બહુમાન કરવામાં આપણે પ્રયત્નના આનંદને વીસરી ગયા છીએ. જીવનમાં હંમેશા વરઘોડામાં વખતસર પહોંચવાનું જ મહત્ત્વ નથી, ત્યાં પહોંચતાં પહેલાંની

ક્ષણોનો આનંદ પણ લૂંટવા જેવો છે. કોઈ પણ અનુભવને આપણે બીજા કોઈ સુખદ અનુભવની તૈયારીરૂપે, સાધનરૂપે જોઈએ છીએ ત્યારે એ પહેલો અનુભવ પણ આનંદદાયક બની જાય છે. અને એ રીતે 'આ સાડી પહેરું કે તે સાડી?' એ મૂઝવણ દુઃખદ નથી હોતી, મધુર હોય છે, આનંદદાયક હોય છે. રંગની પસંદગી કરતો ચિત્રકાર કે એકાદ શબ્દની શીર્ષકની કે ઉપમાની પસંદગી કરતો લેખક એ મીઠાશને જાણે છે. ફ્લોબેર એકાદ શબ્દની પસંદગી માટે દિવસોના દિવસો મથામણ કરતો. એ સાંભળીને એક ભાઈ કહેતા હતા : 'ડફોળ હતો એ! એકાદ શબ્દમાં શું ખાટુંમોળું થઈ જવાનું હતું?' વાત ખરી છે એકાદ શબ્દમાં કદાચ કશું ન થઈ જાત, અને દલીલ કરવી હોય તો એમ પણ કરાય કે આ સંસારમાં આટલું બધું સારું લખાયું છે તો ય દુનિયા એવી ને એવી રહી છે. તો તમે થોડી વધારે મહેનત કરશો એથી કંઈ એનો ઉદ્ધાર થઈ જવાનો છે?

પણ સવાલ ઉદ્ધારનો નથી. સવાલ આનંદનો છે. સુંદર રંગો પૂરીને તૈયાર કરેલી રંગોળી 'સાલ મુબારક, સૌને સાલ-મુબારક' કરતાં ધસી આવતા કોઈ ઉત્સાહી મહેમાનનો પગ પડતા ભૂંસાઈ જવાની છે એ ખરું, પણ એટલે કંઈ બેસતા વર્ષની વહેલી સવારે, ફટાકડાના ધડાકા વચ્ચે, 'સબરસ સબરસ'-ના દૂરથી આવતા અવાજો વચ્ચે, ઉત્સાહમાં ને ઉત્સાહમાં વધુ પડતા વહેલા નાહીધોઈને પરવારી બેઠેલા અને હવે શું કરવું એ ન સૂઝતાં 'ચાલો, જલ્દી જલ્દી પરવારી લો, આજે બેસતું વર્ષ છે' એમ ઉઘરાણી કર્યા કરતા કોઈ કુટુંબી જનના તગાદા છતાં 'સાથિયામાં કયો રંગ પૂરવો? ઊંહું, આ વાદળી જોડે ગુલાબી નહીં, પીળો જ શોભશે—કે પછી કેસરી!' એ વિચારમાં ગૂંથાઈ રહેલી બહેનો વખત બગાડે છે એમ ન કહેવાય. વખતનો કદાચ એ જ સૌથી સારો ઉપયોગ છે.

રંગોળી પુરાઈ રહે છે, ચિત્ર ચીતરાઈ રહે છે, લેખ લખાઈ રહે છે, લગ્નસમારંભ કે નાટ્યસમારંભ રંગેચંગે પતી જાય છે, દેશને આઝાદી મળે છે, ભક્તને ભગવાન મળે છે—ત્યારે મનમાં એક પ્રકારની શાંતિ થાય છે એ ખરું. પણ એની પહેલાંનો સમય, તૈયારીનો સમય મથામણનો સમય, રંગપસંદગીની મૂંઝવણનો, કવિતા રચતાં ભાવરૂપકની શોધનો, નાટક ભજવતાં પહેલાનો રીહર્સલનો, આઝાદી પહેલાંની લડતનો, ઈશ્વરપ્રાપ્તિ પહેલાંના તલસાટનો સમય વ્યર્થ નથી, એટલું જ મારે કહેવું છે. ઘણાં નાટકો ભજવતા પહેલાં મને લાગ્યા કર્યું છે કે બસ, હંમેશાં એનાં રીહર્સલો જ કર્યા કરવાનાં હોય તો કેવી મઝા આવે !

શેક્સપિયરે તો બિચારાએ મને અવતરણ તરીકે કામ આવે એ માટે કહી પણ દીધું છે કે, 'જીવનમાં બે પ્રકારની પરિસ્થિતિઓ કરુણ હોય છે : એક તો તમારી ધારેલી વસ્તુ ન મળે તે અને બીજી તમારી ધારેલી વસ્તુ મળે તે !'

નિષ્ફળતાનું દુઃખ હૃદયને કોર્યા કરે છે, જ્યારે સિદ્ધિનું સુખ એની અતિશયતાને લીધે જ દુઃખ બની જાય છે. અને એટલે નિશ્ચિત સ્થાને પહોંચ્યા પહેલાની ક્ષણોનું માધુર્ય આપણે માણી લેવું ઘટે. જીવન પોતે જ પોતાનું સાધ્ય નથી. કોઈ વધુ ઉચ્ચતર સિદ્ધિ માટેનું એ સાધન છે એમ આપણને કહ્યા કરતા ફિલસૂફો, ધર્મોપદેશકો, બીજું તો કોણ જાણે પણ વ્યવહારુ દૃષ્ટિએ આપણને ખૂબ ઉપયોગી એવો એક વિચાર આપતા ગયા છે. સ્વર્ગના સુખોપભોગની તૃષ્ણાથી તપસ્યાનો આરંભ કરનાર બુદ્ધના પેલા શિષ્યને જેમ અંતે સ્વર્ગથી ય વધુ મૂલ્યવાન એવો તપસ્યાનો આનંદ લાધ્યો હતો, અને તે આનંદ એવો કે એ મળ્યા પછી સ્વર્ગની ય એને તૃષ્ણા ન રહી, તેમ સિદ્ધિના આનંદ પરનો આપણો અધિકાર સ્વીકારાય કે ન સ્વીકારાય, તપસ્યાનો આનંદ તો આપણો છે જ ને ?

બહેનોની વિલંબશક્તિ પર ગુસ્સે થનાર દોરતો જગ એટલો

જ વિચાર કરી લે કે, 'વરઘોડામાં જવું છે ને? ઠીક, એક, બે ને ત્રણ...ચાલો તૈયાર છું' એમ કહેતી, બીજા વિશ્વયુદ્ધ વખતે સૂચના મળતાં બે જ મિનિટમાં ફરજ પર હાજર થઈ જતા પેલા 'મિનિટમેન' જેવી પત્ની એમને ગમશે? લડાઈના મેદાન પર જવું હોય તો ઠીક છે, (જોકે એ ક્ષેત્રમાં ય કુસ્તીની તૈયારીરૂપે ઉલ્લાસપૂર્વક દેહને માલિસ કરતા પહેલવાનોને સંભારી શકાય!) પણ એમને ન ગણીએ તો લડાઈના મેદાન પર જવા માટે 'મિનિટમેન' થવું ઠીક છે, પણ વરઘોડામાં જવું, એમાં તો વરઘોડાનો આનંદ મેળવવા માટે તેની પહેલાની તૈયારીના આનંદનો ભોગ આપવો જ જોઈએ એવું તે હોતું હશે? તો પછી પતંગની સહેલ લેતા સહેલાણીને કહો કે એક, બે ને ત્રણ કરી, પેચ લઈ નાખી પતંગ કાપી–કપાવી, બે કોડી પતંગ બે કલાકમાં વાપરી નાખી, ઝટપઝટ અગાશી પરથી નીચે ઊતરી જાય, પેલા સંગીતકારને કહો કે, સૂર મેળવવાની, ગળું સાફ કરવાની, રાગની જમાવટ કરવાની કે વિસ્તાર કરવાની માથાકૂટ કરવાને બદલે જલ્દી જલ્દી ગીત ગાઈ નાખે, પ્રેમી જનને કહો કે પ્રેમની કવિતા કે કાવ્યમય પ્રેમ પત્રો લખવાને બદલે 'એ ય, તારે લગનબગન કરવું છે કે નહી? ...કરવું છે? તો ચાલ કંકોત્રી છપાવવા.' અથવા તો 'નથી કરવું? અચ્છા તો સાહેબજી—' કહીને વાતનો નિકાલ લાવી દે, અને પેલા કવિને કહી દો કે 'આ ઉપવનની ડાળી ..કયું ફૂલ લઉં, કઈ ઝૂલ લઉં, વ્હાલમ છે વનમાળી, રે મારો વ્હાલમ છે વનમાળી'ની મીઠી મૂંઝવણનાં ગીતો લખવાનું બંધ કરી દે.

પણ પતંગની સહેલ, સંગીતના આલાપ, ગોપીનાં ગાન, માથું ખંજવાળતા લેખકની પ્રવૃત્તિ, ભક્તોની ભક્તિ અને બહેનોની સાડીપસંદગી ચાલવાનાં જ. એની દયા ખાનાર પર ગુસ્સે થઈ જવાય એવું છે, એના પર ગુસ્સો કરનારની દયા ખાવા જેવી છે–કરવી જ હોય તો એની અદેખાઈ કરો!

# તડ ને ફડ

નાટક ભજવાતું હોય છે ત્યારે મને એ જોવું ગમે છે, પણ એટલું જ મને ગમે છે બે અંક વચ્ચેના વિરામ સિવાયની બીજી અનેક પ્રવૃત્તિમાં ગૂંથાયેલા શ્રોતાગણનું દર્શન. અને જેવું રસમય એવા-વિરામ દરમિયાનનું પ્રેક્ષકગૃહનું વાતાવરણ હોય છે એવું જ રસમય હોય છે રંગભૂમિના પડદા પાછળનું વાતાવરણ. અવેતન રંગભૂમિની દુનિયામાં અનેક વાર એ વાતાવરણ મેં જોયું છે. જેનું કામ પૂરું થયું હોય એ પાત્રો કપડાં બદલવામાં પડયા હોય, અથવા 'ફોટા લેવાના છે? ફોટા લેવાના છે?' એમ પૂછવામાં રોકાયેલા હોય. નવા પાત્રો અરીસામાં જોઈને છેલ્લી ઘડીએ મૂછો કે વાળની લટ ઠીકઠાક કરવામાં પડયા હોય, કોઈ ચા પીતું હોય, કોઈ પાઠ ગોખતું હોય, કોઈ પોતે કરેલા સુંદર અભિનય બદલ અભિનંદનની વર્ષા ઝીલી રહ્યું હોય, કોઈ સ્વયંસેવકને પોતાનાં સગાં કોપલીમેંટરી પાસ લઈને આવવાનાં હતા એમને બરાબર જગ્યા મળી કે નહીં એવી પૂછપરછ કરવામાં ગૂંથાયું હોય...

હમણાં મારા કેટલાક મિત્રોએ ભજવેલા એક નાટકના પહેલા બે અંકોના વિરામ વખતે હું અને બીજા એક મિત્ર ચા પીતા ગ્રીનરૂમમાં ઊભા હતા. (ચા અલબત્ત, અભિનેતાઓ માટે જ મંગાવાયેલી પણ હું અને પેલા મિત્ર વિરામ વખતે જ ગ્રીનરૂમમાં જઈ ચડેલા એટલે અમને એનો આગ્રહ કરવામાં આવેલો. એ

લોકોની ચા માટે આગ્રહ કરવાની આવી ટેવને કારણે જ અમને વિરામ વખતે ગ્રીનરૂમમાં જવાની ટેવ પડી ગઈ છે!)

અચાનક પહેલા અંકમાં જેમણે અભિનય કરેલો એવા એક ભાઈ શ્વાસભરી છાતીએ ધસી આવ્યા ને મને પૂછવા લાગ્યા 'કેવી લાગી? કેવી લાગી?'

મેં પૂછ્યું, 'શું? ચા?'

તો કહે, 'ના, એક્ટિંગ.'

'કોની?' મેં પૂછ્યું.

તો કહે, 'મારી વળી! બીજા કોની?'

'ઠી...ક, તો તમે તમારા અભિનય વિષે પૂછો છો અમને? સારો હતો' મેં કહ્યું. અભિનય જોકે સારો નહોતો. પણ ઉત્સાહભેર પ્રશંસાની આશાથી દોડયા આવેલા એ ભાઈ ને હું સાચું ન કહી શકયો. હસું હસું થઈ રહેલી એમની આંખો મેં આપેલો સારો અભિપ્રાય સાંભળતા જ જાણે કે હસી જ પડી :

'સારો હતો!'

'હા, સારો હતો' મેં કહ્યું.

'થેંક્સ' કહીને તરત એ બીજા એક બેન પાસે જઈ, 'મારો અભિનય કેવો લાગ્યો?' એ પૂછવામાં ગૂંથાઈ ગયા.

મારી સાથેના પેલા (ચા પીતા) મિત્ર આ દરમિયાન જરાક કટાણું મોં કરીને ઊભા રહેલા.

'કેમ?' મેં પૂછ્યું, 'ચા તો ઠીક હતી ને?'

'ચા તો ઠીક જ છે, પણ હમણાં પેલા ગયા એ ભાઈનો અભિનય કચરો હતો. નાટક આખું કચરો છે. એનું દિગ્દર્શન કચરો છે, બધાનો અભિનય કચરો છે!'

અલબત્ત, એમની વાત કચરો નહોતી, ખરી હતી. નાટકનું લેખન, રજૂઆત અને અભિનય–ત્રણે નબળાં હતાં.

'મને તો ખરી ચીઢ એ ચઢી' એ મિત્ર આગળ કહેવા

માંડ્યું, 'કે તમને પેલાએ પોતાના અભિનય માટે પૂછ્યું ત્યારે તમે સારો અભિપ્રાય આપ્યો. તમારે સંભળાવી દેવું'તું ને, કે અલ્યા ભઈ, શા મોંએ તું મને પૂછવા આવ્યો છે?!'

'અને એવું કહ્યા પછી એ કેટલા દુઃખી થઈ જાત એનો વિચાર કર્યો છે?'

'દુઃખી થાત તો થાત! એ તો તમે એવા કે વિવેકમાં રહ્યા, હું હોઉં તો તો તડ઼્ ને ફડ઼્ કહી દઉં! આપણે તો સાચું બોલવાવાળા રહ્યા, જુઠ્ઠાણું આપણને પસંદ નહીં'.

એમની વાત તો એક રીતે ખરી હતી. નબળા અભિનયને મેં સારો કહ્યો એ જુઠ્ઠાણું તો કહેવાય જ ને? સત્યના સાચા આગ્રહીએ ખોટો અભિપ્રાય ન આપવો જોઈએ. પણ તો બીજી બાજુ મને એમ પણ થાય છે કે મેં એમનો અભિનય વખોડી નાંખ્યો હોત તો એ એકદમ દુઃખી થઈ ગયા હોત એનું શું? એમને દુઃખી કરતું મારું સત્યવાદીપણું શોભત?

મને લાગે છે કે, સત્યવક્તાપણું મહાન ગુણ છે. એ ગુણ જો હમેશાં આપણા બોલવામાં પ્રગટ થતો હોય તો તે ખરેખર કલ્યાણકારી છે–આપણે માટે ને સૌને ય માટે, અને એટલે જ મારા પેલા મિત્ર જેવા કેટલાય બિરાદરો 'તડ઼્ ને ફડ઼્' કહી દેવાનો આગ્રહ રાખે છે. કોઈને ઘેર ગયા હોય અને મિત્રપત્ની એમને ઉત્સાહથી પૂછે છે, 'આ ફ્લાવરવાઝ કેવું લાગ્યું?' એટલે એ નિરાંતે ઠંડુ પાણી રેડે છે. 'ઠીક છે, સસ્તું ફ્લાવરવાઝ તો આવું જ હોય ને?' ઑફિસેથી એ ઘેર આવ્યા હોય, એમનાં પત્નીએ હોંસથી ચા બનાવી હોય ને પછી ચા ધરીને એમને જો પૂછે, 'ચા કેવી થઈ છે?' એટલે તરત એ બંધુ ઉત્તર આપવાના, 'ઠીક છે, પણ આવી વેઠ ઉતારવાની તકલીફ શા માટે લીધી?' એમનો પુત્ર કોઈ ચિત્ર દોરીને લાવે છે ને પૂછે છે, 'પપ્પા, આ ચિત્ર મેં ચીતર્યું, કેવું છે?' 'મને શું પૂછે છે? તું જ વિચાર કરને!'

એ જવાબ આપે છે—ને ઉમેરે છે, 'તું આને ચિત્ર કહીશ તો લીટા તાણ્યા કોને કહીશ ?'

મારી એમની જેમ આવી પ્રસંગોએ સાચું બોલવાની હિમ્મત નથી ચાલતી. મને લાગે છે કે સત્યને વળગી રહેવું હોય તો જીવનમાં ઘણી તકો છે. હજાર રૂપિયાની લાંચ મળતી હોય, ચૂંટણીમાં ગોટાળો થતો હોય, કોઈ નિરપરાધીની સાક્ષી આપવાની હોય...અરે ઑફિસમાં રજા લેવા માટે સાહેબને ખરું કારણ કહેવાનું હોય ત્યારે તો સત્ય બોલવાનું આપણે વિસારે જ પાડીએ છીએ અને જ્યા આપણને કાંઈ હાનિ ન હોય, મનદુઃખ થતું હોય તો તે બીજા કોઈનું જ, ઊછળતો ઉત્સાહ ઓસરી જતો હોય તો તે બીજા કો'કનો જ—ને આપણને તો ઉપરથી મળતો હોય સત્યવક્તા બન્યાનો સંતોષ—ત્યારે આપણે સાચાબોલા બની જઈએ છીએ ! અસુરોને વંદન કરીને આઘા તરી જઈએ છીએ અને તેજસ્વી તલવારનો ઉપયોગ કરીએ છીએ મોગરાના ફૂલ સામે વીંઝવામાં જ !

એ મિત્રના પત્નીએ શાકમાં એકાદ દિવસ મીઠું સહેજ વધારે નાખ્યું હોય છે ત્યારે જોવાની મઝા આવે છે ! શાક ચાખતાં જ એ એકદમ કટાણું મો કરી દે છે, 'અરરર...'

'કેમ ? કેમ ? શું થયું ?' એમનાં પત્ની પૂછે છે.

'અરરર...' એ મો કટાણું રાખીને 'અરરર–અરરર' કર્યા જ કરે છે.

'પણ કહો તો ખરાં થયું શું ?'

'પાણી.'

'શું પાણી ?'

'પાણી લાવ પાણી, જોયા શું કરે છે ?'

'લો આ પાણી ....પણ શું થયું એ તો કહેશો કે નહીં ?'

'અરરર, ખાંડનો ડબ્બો ક્યાં છે ? ખાંડ લાવ......નહીં તો ગોળ લાવ ભઈ...લાવને...હં...હા...શ...'

'પણ શું થયું એ તો કહો?'

'આ શાક, લઈ લે.'

'પણ કહો તો ખરા...'

'તું પહેલાં મારી થાળીમાંથી આ શાક લઈ લે...તું લઈ લે, ભઈસાબ...'

એમના પત્ની શાક લઈ લઈને ફરીથી 'શું થયું!' પૂછે છે ત્યારે છેવટે એ કહે છે, 'આ મીઠું'.'

'શું મીઠું...?'

'શાકમાં વધારે છે! ખારું ખારું ખારું ખારું...અરરર...' અને ફરી મોં બગાડયાનો પોઝ આવી બેસે છે!

સુખ એ છે કે દુનિયામાં બધા આ મિત્ર જેવા સત્ય બોલનારા નથી. મને ગઈ કાલે જ આને લગતો એક, ઉપર કહ્યાથી ઊંધો જ, પ્રસંગ જોવા મળ્યો. મારા બીજા એક દોસ્ત છે. વર્તમાનપત્રના તંત્રી ખાતામાં છે. એમનાં પત્રની એક ખાસ પૂર્તિ માટે લેખ આપવા માટે એમને ઘેર ગયો તો એ અને એમના પત્ની વચ્ચે મીઠી ચર્ચા ચાલતી હતી.

'ના, ના, પણ એટલે અમને કંઈ કહેવાનું જ નહીં?' મારા એ મિત્રના પત્ની રિસાઈને કહેતાં હતાં.

'પણ તું જ કહેને, હું કેવી રીતે કહું?' ગભરાયેલા પેલા બિરાદર પોતાનો બચાવ કરતા હતા.

'કેવી રીતે કહું? તે કહેવાય એવી રીતે! ટપ દઈને કહી દેવાનું કે આજે શાકમાં મીઠું વધારે છે.'

'તે પછી તને ખોટું લાગે એ નહીં કે?'

'પણ એટલે તમારે જૂઠું બોલવાનું?'

'એમાં જૂઠું શું બોલ્યો?'

'કેમ નહીં, વળી? શાકમાં આજે મીઠું વધારે છે તો ય તમે મને કહ્યું નહીં કે મીઠું વધારે છે...'

'એ ખરું પણ...'

'અને ચૂપચાપ પીરસ્યું એટલે શાક ખારું ખારું ય ખાઈ ગયા!'

'પણ એ તો એટલા જ માટે કે...'

'બોલશે પાછા—તને ખોટું ન લાગે ને, એટલે!'

'તમે જ કહો...' પેલા મિત્રે છેવટે મને ન્યાયાધીશ થવાનું આમંત્રણ આપ્યું, 'આમા મારો કંઈ વાંક ખરો?'

'વાંક તો ખરોસ્તો!' એમના પત્ની બોલી ઊઠ્યા.

'તું એમને તો બોલવા દે,' પેલા મિત્રે કહ્યું.

'સારું. નહીં બોલું, બસ!'

પછી પેલા મિત્રે મને વાત આખી સમજાવી. તે દિવસે શાકમાં મીઠું વધારે પડેલું. મારા એ મિત્રને લાગ્યું કે શાક ખારું છે એમ કહીશ તો અન્નપૂર્ણાને દુ:ખ થશે. એટલે એમણે ચૂપચાપ શાક જમી લીધું. એમના પત્નીને તો પછીથી ખબર પડી.

'તમે જ કહો, આ એક પ્રકારની છેતરપીંડી ન કહેવાય?'

'તમે જ કહો, આ કંઈ છેતરપીંડી કહેવાય?'

બન્ને જણે મારો અભિપ્રાય માંગ્યો.

હું એક વાત આટલાં વર્ષોમા શીખી ગયો છું. કોઈ દિવસ પતિપત્નીના ઝગડામા વચ્ચે ના પડવું. એ નવાં પરણેલાં હોય ત્યારે તો નહીં!

વચ્ચે પડ્યા તો આવી બન્યું સમજવું! બેનની વિરુદ્ધમાં ચુકાદો આપીએ તો બેનને દુઃખ થઈ જાય બેનને દુઃખ થઈ જાય એટલે બિરાદરને દુઃખ થઈ જાય અને પછી બન્નેને દુઃખ પહોંચાડવા બદલ બિરાદર ઉપરથી આપણને જ ઠપકો આપે! અને એથી ઊંધું બિરાદરની વિરુદ્ધમા ચુકાદો આપીએ તો એમનું મોં પડી જાય એટલે બેનનું હૈયું ભરાઈ આવે અને પછી, 'તમે એમના ભાઈબંધ છો તો ય એમને દુઃખ થાય એવું કહો છો એ કંઈ સારું ન

કહેવાય ' કહીને એ આપણને વઢે !

એટલે આ સિદ્ધાંત સમજી લેવા જેવો છે. પરણેલાં–ખાસ તો નવા પરણેલાં ઝઘડો લઈને સમાધાન કરવા આવે ત્યારે બન્નેની વાત સાંભળી ચુકાદો આપ્યા વિના વાત હળવેથી બીજે વાળી દેવી.

મેં તો ચુકાદો ન આપ્યો, પણ મારા પેલા નાટકમાં સાથે હતા એ મિત્ર તો તરત ચુકાદો આપી દેત, ' જુઠાણું જ કહેવાય.' પરંતુ હું તો કહું કે ' જુઠાણું ન કહેવાય ' અને ' કદાચ કહેવાય તો...ભલે કહેવાય ! '

જગતમાં કેટલા બધા લોકોની વાતમાં આપણને અભિપ્રાયો આપવાની તક મળે છે ? એમાં કેટલા થોડામાં ખરેખર સાચા અભિપ્રાયથી કંઈ સુધરી જવાની શકયતા હોય છે ? એથી ઊલટું કેટલા બધામાં આપણને તો નહીં પણ ઉત્સાહથી ભોળા ભાવે આપણી પાસે આવેલી વ્યક્તિને માત્ર તડ ને ફડ કહેવાની આપણી હિંમતનું પ્રદર્શન ( બીજા આગળ કે જાત આગળ ) કરવાનો આપણો, જાત સન આગળ કબૂલ ન કરીએ એવો ઉદ્દેશ હોય છે ? અને એ નહી, તો સામાની લાગણી વિષેનીય બેપરવાઈ પણ કેટલા બધા દાખલાઓમાં હોય છે ? નવા ખરીદેલા ફર્નિચર વિષે તમારો અભિપ્રાય પૂછે છે. તાજી લખાયેલી કવિતા વિષે કવિ તમારો મત માગે છે, પોતાના નવા બહાર પડેલા પુસ્તક વિષે લેખક તમારું મંતવ્ય જાણવા માંગે છે. નવા સીવડાવેલા સૂટ અંગે તમારો દોસ્ત તમને પૂછે છે, નવી આવેલી બેબીની અદ્ભુત બુદ્ધિ વિષે એની માત પૂછે છે, દુકાનના નવા પાટિયા માટે દુકાનદાર અને તાજા કરેલા ભાષણ માટે ભાષણકર્તા તમારો અભિપ્રાય વાંછે છે. નવા બંધાયેલા બંગલા વિષે તમારો ધનિક મિત્ર અને પોતાની તબિયતમાં થયેલા તાજા ફેરફારો અંગે ઉત્સાહી વ્યાયામવીર તમારી ઈમ્પ્રેશન પૂછે છે- આ બધાય જ્યારે તમને અનુક્રમે ફર્નિચર, પત્ની, કવિતા, પુસ્તક, સૂટ, બેબી, પાટિયું, ભાષણ, બંગલો કે હાથના સ્નાયુ અંગે "

છે ત્યારે તમે શું કહો છો ? પેલા મારા મિત્ર હોય તો દરેકને પકડી પકડી ઠંડા થઈ જાય ત્યાં સુધી સાચા અભિપ્રાય આપે ને હું દરેકને માટે એક જ શબ્દ વાપરું, 'ઉત્તમ'!

અલબત્ત, આ કબૂલ કરતાં મારી નજર આગળ ખડું થાય છે સ્વર્ગમાં પ્રભુના દરબારમાં અમારો 'કેસ' ચાલશે ત્યારનું કલ્પનાચિત્ર.

'પ્રભુ, આ જીવ મૂળ પાપી છે.' ચિત્રગુપ્ત કહેશે.

'ખરી વાત?' ઈશ્વર મને પૂછશે.

'એનું તો એવું છે ને પ્રભુ...' હું કહેવા જઈશ ત્યાં ચિત્રગુપ્ત વચ્ચેથી વાત કાપશે.

'પ્રભુ, એનું બહુ સાંભળશો નહીં. એક તો વાચાળ છે અને પાછો અસત્યભાષી છે. બહુ બોલવા દઈશું તો આપણને બનાવી જશે! બાકી એના જુઠ્ઠાણાંના પુરાવા જોઈએ એટલા છે. આપું?'

'આપો' પ્રભુ કહેશે.

'બંધવા, તે દિવસે વિનુભેને એની બેબી માટે-'બેબીનું મોં એના પપ્પા જેવું છે ને!' પૂછેલું ત્યારે 'હા' કહેલી ને?'

'હા, પ્રભુ...પણ...'

'ચિત્રગુપ્ત' પ્રભુ વચ્ચે પડશે, 'ઘણી બેબીઓના મો એમનાં પપ્પા જેવા હોય છે એમ આ બેબીનું પણ હોઈ શકે. એમાં આ જીવનો ગુનો શો?'

'પ્રભુ, બેબીનુ મોં ખરેખર એના પપ્પા જેવું નહોતું.'

'હં, તો ઠીક...આગળ ચલાવો.'

અને પછી ચિત્રગુપ્ત એક પછી એક પ્રસંગો કબૂલાવશે. અંતે પરમેશ્વર અસત્યવાદી તરીકે મને સજા ફરમાવશે, મને નર્કમાં મોકલી દેવાનો હુકમ કરશે...દૂતો મને લઈ જતા હશે ત્યાં રસ્તામાં, નાટકમાં સાથે હતા એ મારા પેલા 'ખારું..ખારું...ખારું... ખારું' વાળા મિત્ર મળશે. એમની સાથે પણ કેટલાક દૂતો હશે.

'કેમ છો ?' હું પૂછીશ.

'મઝામાં. ક્યાં ઊપડ્યા ?' કહેશે

'સજા ભોગવવા !' હું કહીશ ને સામું પૂછીશ, 'અને તમે ક્યાં ચાલ્યા ?'

'વૈકુંઠમાં' કહેશે.

તે પછી એ પેલા દૂતો સાથે વૈકુંઠ બાજુ પ્રયાણ કરશે, ને હું મારી સાથેના દૂતો જોડે ચાલવા માંડીશ. એમનાથી ઊંધી દિશામાં !

ભલે એવું થાય, આપણે તો જૂઠું બોલવાના !

*

# ચંપલ ચોરવાં !

ઉનાળો વીતતાં ચોમાસું બેસવાથી અનેકને આનંદ થતો હશે. ચાતક અને મયૂરથી માંડી ડૉકટરો અને છત્રી સમી કરનારા સુધી-નાઓનાં હૃદય વર્ષાના આગમને નાચી ઊઠે છે. ત્યારે અમારા એક સુનીલભાઈના મો પર સહેજ ગમગીની જોઈને મને નવાઈ લાગી.

'કેમ સુનીલભાઈ, સગાસ્નેહી તો સૌ કુશળ છે ને?'

'હેં? હા, કેમ એમ પૂછવું પડયું?' એમણે કહ્યું.

'ના, તમારા મો પર આ વિષાદ...'

'ઓહો, એ તો કંઈ નહીં', એક વિચાર આવી ગયો,' એમણે મો પર સહેજ સ્મિત લાવીને કહ્યું.

'શેનો વિચાર આવી ગયો? કંઈ મેઘદૂત જેવું વાંચવા માંડયું છે કે શું?'

'ના ભાઈ, ના. બીજો વિચાર.'

'પણ શેનો?'

'જુઓ, મને એમ થયું કે આ ચોમાસું આવ્યું એટલે હવે ચંપલની મજા ગઈ! નવા ચંપલ વસાવવાની મજા ચોમાસામાં નહીં આવે.'

'કંઈ નહીં, પૈસા બચ્યા!' મેં આશ્વાસન આપ્યું.

'પૈસાનો આમાં સવાલ જ નથી. તમે ઊંધું સમજ્યા. ચંપલ વસાવવા એનો અર્થ ચંપલ ખરીદવા એવો નથી થતો.

ગને તો દીનદયાળુ ભગવાન જ ચંપલ આપી રહે છે!' એમણે હસતાં હસતાં કહ્યું.

અને પછી મારા મનમાં જ્ઞાનનો ઉદય થયો. સુનીલભાઈ અમારા, છે પૂરેપૂરા પ્રામાણિક અને એમના ચંપલના શોખ માટે જાણીતા પણ છે. દર મહિને-પંદર દિવસે એમના ચરણકમળમાં નવાં ચંપલ જોઈને ઘણા નવા મિત્રોને નવાઈ લાગતી પણ દીન-દયાળુની કૃપાની વાત એ કરતા ત્યારે એનો ભેદ ખૂલી જતો.

દોઢેક વર્ષ પહેલાં એ એકવાર મંદિરે ભગવાનનાં દર્શન કરવા ગયેલા. સંપૂર્ણ શ્રદ્ધાથી દેવને નમસ્કાર કરીને એ બહાર આવ્યા ત્યારે એમણે જોયું, કે એમનાં ચંપલ અંતર્ધાન થઈ ગયેલાં. મંદિરને ઓટલે શોભી રહેલા આખા ય સમુદાયને એમણે ઉથલાવી જોયો, પણ ગુમાવેલી તકની જેમ એ ગયેલાં ચંપલ પણ પાછાં ન જ આવ્યાં. 'હરિ ઈચ્છા' કહીને એ ઘેર આવ્યા.

પછી તો એમના શબ્દોમાં કહું તો—'હું બીજે દિવસે દેવનાં દર્શન કરવા ગયો. મેં મારાં ગયેલા ચંપલ પાછા મળે એવી પ્રાર્થના કરી અને ભક્તિભાવભર્યા હૃદયે હું બહાર નીકળ્યો. અને મેં શું જોયું ? મારા ખોવાયેલાં જૂનાં ચંપલ જેવી જ કોઈ બીજાનાં ચંપલની નવી જોડ ત્યાં પડી હતી ! મને થયું, ખરેખર અંતર્યા-મીની લીલાનો પાર પામી શકાય એમ નથી ! મારે વા'લે નરસિંહની હૂંડી સ્વીકારી, ભક્તોની લાજ રાખી, બિલાડીનાં બચ્ચાંને બચાવ્યાં અને મારા જેવા અદના ભક્તોનો પોકાર સુણીને ચંપલ અપાવ્યાં... અને પછી તો, 'ધન્ય પ્રભુ, ધન્ય દયાળુ, ધન્ય કૃપાળુ' કહેતાંકહેતાં મેં એ નવાં ચંપલ પહેરીને આર્દ્ર હૃદયે ગૃહ પ્રતિ પ્રયાણ કર્યું..'

તે દિવસથી એ દર અગિયારશે દેવના દર્શને જઈ જૂના ચંપલ મૂકી નવાં પહેરી લે છે અને હરિના ગુણ ગાતા ગાતા પાછા આવે છે બીજી બધી રીતે સુનીલભાઈ પ્રામાણિક માણસ છે. બસમાં એ ટિકિટ ખાસ માગીને લઈ લે છે. એકવાર એક જણનો

પડી ગયેલો રૂમાલ, એ ખાસ પાછળ દોડીને આપી આવેલા પણ ખરા. આમ છતા ચંપલની બાબતમાં એમની આ પ્રભુ પરની શ્રધ્ધા અને એથી થતું કાર્ય મને-અમને ઠીક નહોતું લાગતું. આજે મેં એ કહેવાની તક ઝડપી લીધી.

'આ ઠીક ના કહેવાય, સુનીલભાઈ,' મે કહ્યું.

'શુ ? આ જોડને ? બહુ સારી નથી. પણ શું થાય, તે દિવસે મંદિરમા બીજી કોઈ વધુ સારી જોડ આવી જ ન હતી, એટલે શું થાય ? આ જ લેવી પડી !'

'હું તમારી ચંપલની જોડની વાત નથી કરતો, તમારી ચંપલ ચોરીની વાત કરુ છું. તમે આમ બીજાના ચંપલ ઉઠાવી લાવો એ ઠીક ન કહેવાય.'

'તમને એ ઠીક નથી લાગતું કારણ તમારી દષ્ટિ ટૂંકી છે. તમે જરાક ઊંડો વિચાર કરશો તો સમજાશે કે ચંપલ ચોરવામાં હું કંઈ જ ખોટું નથી કરતો, મારી સજ્જનતાને એથી ઊની આંચ નથી આવતી.' અને એમ કહીને એમણે મને પોતાની ફિલસૂફી સમજાવી.

એમના કહેવા મુજબ સમાનતા, માનવ માનવ વચ્ચેનો બંધુ-ભાવ અને સામાજિક એકતામા માનનારા માણસ માટે ચંપલ ચોરવામાં કંઈ પાપ નથી. હા, એમણે પોતાના ચંપલ મંદિરમાં ખોયા ન હોત તો એમને બીજાનાં ચંપલ ચોરવાનો અધિકાર ન હતો. પણ સૌથી પહેલા એમણે અજાણતા-અનિચ્છાએ પણ જગતને પોતાના ચપલની ભેટ ધરી દીધેલી; એટલે એ રીતે જગત પાસેથી બીજાં ચંપલ લેવાનો અધિકાર એમને આપોઆપ મળી રહેતો હતો ! અને હજી ય એ જ્યારે ચંપલ લઈ આવે છે, ત્યારે જૂનાં ચપલ મૂકીને જ નવા લઈ આવે છે-એમ ને એમ કંઈ બીજાનાં ચપલ ઉઠાવી લાવતા નથી. જોકે એમણે મૂકેલા ચંપલ પણ કોઈ-ના, ચોરેલા જ હોય છે.

જગતમાં આપણે સૌ એકબીજાનાં ચંપલ ચોરતા થઈ જઈએ તો સૌને લાભ થાય, સૌને નવીનતાનો આનંદ મળે અને છતાં કોઈને નુકસાન ન થાય એમ સુનીલભાઈ માને છે. 'હું તમારાં ચંપલ ચોરી લઉં, બદલમાં તમે અના ચંપલ ઉઠાવી લો, અ વળી બના ચંપલનું હરણ કરે. બ એમ જ કને ચંપલની ચિંતાથી મુક્ત કરે, ક બીજે દિવસે ડનાં ચંપલ ચોરી કરી લે. અને એમ ને એમ ચક્ર ફરતુ ફરતું એકાદ મહિનાને અંતે કોઈ જ્ઞ મારાં ચંપલ ચોરી લે ત્યાં સુધી આવીને પૂરું થાય. એટલે હું ફરીથી તમારાં ચંપલ ચોરું, તમે અના ચંપલ ઉઠાવો અ વળી બનાં ઉઠાવે અને પછી મહિને બે મહિને ફરતી ફરતી એ અપહરણની લીલા મને આવરી લે, અને મેં તમારી પાસેથી ચોરેલાં ચંપલ કોઈ મારી પાસેથી ઉઠાવી જાય. ભક્તસમુદાય મોટો હોય તો આ વર્તુલ મોટું રહે, નહી તો નાનું, પણ આમ થાય તો સૌની પાસે સદાય ચંપલની એકાદ જોડ રહે અને છતાં ય દર મહિને સૌને જુદી જુદી જાતનાં ચંપલ પહેર્યાની મજા મળી રહે. અલબત્ત, એમાં એક શરત રહે છે. દરેકે પોતાની એકાદ જોડી મૂકીને જ બીજાની જોડી લેવી જોઈએ પણ શરત પળાય પછી તો આવી ચંપલની ચોરીઓ સામાજિક સહકારનો એક અદ્‌ભુત પ્રયોગ બની રહી શકે એમ છે!'

પચવામાં જરા ભારે પડે એવી આ ફિલસૂફી મને સમજાવીને સુનીલભાઈએ ઉમેર્યું : 'મારી તો ભાઈ, આ ફિલસૂફી છે. એટલે દર અગિયારશે ચંપલ ચોરવા છતાં હું તો મારી જાતને પ્રામાણિક માનું છું. પૂરેપૂરો પ્રામાણિક! જગત આપણાં ચંપલ ઉઠાવી લે તો આપણે જગતના ચંપલ ઉઠાવી લઈએ, એમાં ખોટું શું? હું ?'

હું ચંપલ ચોરતો નથી. તમે ય નહી ચોરતા હો. એટલે આપણને સુનીલભાઈની ચંપલ ચોરવાની—ખાતાં સરભર કરવાની

રીત રમૂજભરી લાગે છે, પણ ક્યારેક શાંતિથી વિચાર કરતાં મને થાય છે કે આજે આપણે સૌ આપણા જીવનના એકેએક ક્ષેત્રમાં અજાણતાં પણ આ જ ફિલસૂફી નથી અપનાવી રહ્યા ?

કોઈએ મારું લીધું એટલે હું બીજા કોઈનું લઉં એટલે પાસા સરભર. દુનિયાએ મારી પાસેથી લીધું એટલે મને દુનિયા પાસેથી તક મળ્યે એટલું જ ઝડપી લેવાનો અધિકાર મળી જાય છે, એવું આપણે પણ નથી માનતા ? તમારો શેઠ તમારી પાસે ખૂબ મહેનત કરાવી બદલામાં થોડુંક જ આપે છે; એથી તમે તમારા નોકર પાસે એવી જ મહેનત કરાવી ઓછું આપો છો. એ નોકર વળી એવી જ રીતે બીજાને ચૂસવાનો પોતાનો હક્ક માની લે છે ! તમારાં પત્ની મોડું ઊઠવાથી તમારા પર ગુસ્સે થાય છે એટલે તમે બસ કંડક્ટર પર ગુસ્સે થાઓ છો. કંડક્ટરનો મિજાજ છટકે છે એટલે એ કોઈ પેસેન્જરને છણકો કરી બેસે છે. પેસેન્જર શ્રીમાન વળી એથી ચિડાઈને ઑફિસના પટાવાળાને ધમકાવી નાખે છે. પટાવાળાનો મિજાજ બગડે છે એટલે ઘેર જઈને એ એની પત્નીને પાંસરી કરે છે અને એની પત્ની બાળકોને બોખરાં કરી મૂકે છે. એમ છટકેલા મિજાજનું ચંપલની ચોરી જેવું ચક્ર ચાલ્યા કરે છે. દરેક જણ માની લે છે કે કોઈએ મને લૂંટચો-દૂભવ્યો એટલે બીજા કોઈને દૂભવવાનો હક્ક મને મળી જાય છે ?

નાનપણમાં નિશાળના દોસ્તોએ તમને ખીજવ્યા હશે, તમારાં કુટુંબીજનોએ તમને દબાવ્યા હશે, તમારા શિક્ષકે તમને છંછેડ્યા હશે, એના બદલામાં મોટા થઈને તમે તમારાં બાળકોને, તમારી પત્નીને, તમારા નોકરોને એ જ અપમાનો અર્પણ કરો છો. એ વળી એક હાથે લઈ, બીજે હાથે કોઈ બીજાને એ અણગમાનો હાર પહેરાવી દે છે જગતના મોટા લૂટારાઓ પણ પોતાને કોઈએ કરેલા અન્યાયના બદલામાં આખા જગત પર વેર લેવા તૈયાર થઈ ગયા હોય છે તે આ જ રીતે.

આપણે મન જગતમાં બે જ પક્ષો છે: 'હું' અને 'જગત।' મારા પ્રત્યે જગતે જે વર્તન દાખવ્યું તે હું જગત પ્રત્યે દાખવીશ. કોઈએ ગઈ કાલે મારાં ચંપલ ચોર્યાં, તો આજે હું બીજા કોઈનાં ચંપલ ચોરીશ. કોઈએ મને ગઈ કાલે ખોટો રૂપિયો વળગાડ્યો તો આજે હું બીજા કોઈને એ રૂપિયો વળગાડી દઈશ. ફિલસૂફી અનેક વાર થોડે કે વત્તે અંશે આપણને દોરે છે. જાણે એક બાજુ આપણે પોતે—શ્રીયુત હું—હોઈએ અને બીજી બાજુ મોરચો બાંધીને જગત હોય અને એ બેનો સંઘર્ષ એ જ જીવનનું સાચું સ્વરૂપ હોય એમ આપણે વર્તીએ છીએ!

'પણ ખરું જોતા જગત જેવું કંઈ છે જ નહીં'। ચમકશો નહીં. હું 'બ્રહ્મ સત્ય, જગન્મિથ્યા' કહેતા કોઈ યોગીની ભાષામાં વાત નથી કરતો. હું તો એટલું જ કહું છું કે આપણે જે અર્થમાં અજાણતા, અજ્ઞાનપણે, જગત આખાને એક વ્યક્તિ સમજી બેસીએ છીએ એ ખોટું છે. દુનિયા તો અનેક વ્યક્તિઓની બનેલી છે. આપણા જેવા જ અનેક 'હું'ઓનો મેળો એટલે જગત. જગત એ રેલવે કંપની જેવી કોઈ કંપની નથી. રેલવેકંપનીએ તમને લૂંટ્યા હોય અને તમે એ બીજી કોઈ રીતે વસૂલ કરો એમા કદાચ ન્યાય હશે; પણ જગત આખાની જોડે એ રીત ન અજમાવાય. કાલે જેણે આપણા ચંપલ લીધા તે અને આજે આપણે જેનાં ચંપલ લઈએ છીએ એ જુદી જ વ્યક્તિઓ છે, તેમ કાલે આપણને ખોટો રૂપિયો વળગાડી જનાર અને આજે જેને આપણે એ રૂપિયો પધરાવીએ છીએ એ માણસ—એ બે પણ તદ્દન જુદી જ વ્યકિતઓ છે. આપણે એ રીતે ઉપાધિઓનો હવાલો નાખી દઈ ખાતું સરભર નથી કરતા, પણ નવા દેવાં કરતા જઈએ છીએ. કોઈને મારી નથી પડી તો કોઈની મારે શું ખાસ દરકાર રાખવી?—એ ભાવ રાખીને આપણે વર્તીએ છીએ, ત્યારે આપણે ભૂલી જઈએ છીએ કે એ બંને 'કોઈ'

જુદા છે. તમારી દરકાર ન રાખનાર 'કોઈ' અને જેની દરકાર તમે નથી રાખતા એ 'કોઈ' જુદા છે. એ ભિન્નતા ભૂલી જવાથી જ આપણે આ જગતમાં ગોટાળેગોટાળા ઊભા કરીએ છીએ, ચિંતાઓ, વેદનાઓ, ઉપાધિઓની વણજાર અખંડ રાખીએ છીએ, અપકારોનું ચક્ર ફરતું રાખીએ છીએ.

સૃષ્ટિમાં હું અને દુનિયા એ બે જ પક્ષો નથી. પણ હું, તમે, તે, અને તે અને તે...એમ આપણા જેવી અસંખ્ય વ્યક્તિઓથી એ શોભી રહ્યું છે! અમુક 'તે'નો બદલો બીજા 'તે' પર લઈને મનને મનાવવું કે જગતે મને જે કર્યું તે જગતને સામું કરીને મેં ખાતું સરભર કર્યું છે, એ અંતે તો સુનીલભાઈની ચંપલચોરીની ફિલસૂફી અપનાવ્યા જેવું જ કહેવાય ને? અને છતાં ય આપણામાંના મોટા ભાગના ઘણી વાર એ ફિલસૂફીના આધારે જ વહાણ હંકાર્યે રાખે છે!

*

# ઑફિસનો આત્મા : પટાવાળો

કેટલાક પ્રગતિશીલો કહે છે કે ઑફિસોમાં પટાવાળાઓની જરૂર નથી. પરદેશોમાં ઑફિસોમાં પટાવાળા રાખવાની પદ્ધતિ જ નથી. આપણે ત્યાં પણ પટાવાળા બિનજરૂરી છે. એક રીતે એમની વાત ખરી છે. ફાઈલો એક ટેબલ પરથી બીજા ટેબલ પર લઈ જવી, ટપાલના કવરો પર ટિકિટો ચોડવી, કારકુન સાહેબોને પાણી આપવું વગેરે કામો ઑફિસના અન્ય કાર્યકરો જાતે કરી લઈ શકે એવા છે. એ રીતે પટાવાળાઓ બિનજરૂરી છે. એ વાત હું કબૂલ કરું છું. પણ કોણ જાણે સારું મન માનતું નથી. જીવનમાં કેટલાક વિષયો બુદ્ધિના ક્ષેત્રના નથી હોતા, લાગણીના ક્ષેત્રના હોય છે. બુદ્ધિની કોઈ ગણતરી, બુદ્ધિનો કોઈ ચુકાદો ત્યાં ચાલતો નથી. હું, અને સહેજ હિંમતથી કહું તો અમે સૌ, (અમે એટલે કે ઑફિસમાં જેણે જેણે કામ કર્યું છે તે સૌ,) ટાઈપિસ્ટો, કારકુનો, કેશિયરો કે હિસાબનીશો, નાના કે મોટા સાહેબો, કે ગ્રાહકો તરીકે કે બીજા કોઈ સંબંધે ઑફિસો સાથે સંકળાયેલા કબૂલ કરીશું કે પટાવાળાઓ વિના ચાલી શકે એમ છે. (જોકે મને વહેમ છે કે સાહેબો એ કબૂલ નહિ કરે,) અને સો પટાવાળાઓને દૂર કરવાનું કોઈ કરકસર કમિટી કહેશે તો કદાચ અમે કબૂલ પણ રાખીશું, પણ એટલું ચોક્કસ કે પટાવાળાઓ જતા આપણી ઑફિસોમા—અને અમારા હૃદયમા–

એક એવું ખાલીપણું ઊભું થવાનું છે કે કદી પૂરી શકાવાનું નથી.

પટાવાળો તો ઑફિસનો આત્મા છે. જાણું છું કે ઑફિસોમાં કારકુનો પણ હોય છે. ગુસપુસ કરતા, વારે વારે ચા પીતા, રજાઓ કેમ વધારે લેવી એની યોજના ઘડતા, સાહેબના જીવનચરિત્રની ખૂટતી કડીઓ પરસ્પરની સહાયથી મેળવવાનો પ્રયત્ન કરતા, કાગળોના જવાબ લખતા, જવાબ ન લખવા જેવા કાગળો ટેબલના ખાનામાં કે કબાટની પાછળ સેરવી દેતા, પટાવાળા પાસે પાણી મંગાવતા, પટાવાળો ના લાવે એટલે સાહેબને ફરિયાદ કરવાની ધમકી આપતા પણ પછી શાણા થઈ એ ધમકી પાછી ખેંચી લેતા, આ હૃદયપલટાથી ખુશ થયેલા પટાવાળાએ લાવી આપેલું પાણી પી જતા, ટેબલની જમણી બાજુની ફાઈલો ડાબી બાજુ ગોઠવીને રિસેસ પહેલાનો સમય, અને ટેબલના એક ખાનામાંના કાગળો બહાર કાઢીને બીજા ખાનાનાં મૂકી એ બીજા ખાનાના કાગળો કાઢીને પહેલા ખાનામાં મૂકીને રિસેસ પછીનો સમય પસાર કરનારા કારકુનભાઈઓ ઑફિસમાં ઘણા મહત્ત્વના છે એ ખરું. એ ન હોય તો ઑફિસ ન ચાલે એ પણ ખરું. પણ ઑફિસના આત્માનું સ્થાન તો એમને ન જ અપાય.

ઑફિસમાં કૅશિયર પણ મહત્ત્વનો છે. ઑફિસના મકાનને આગ લાગી હોય, ચારે બાજુ દોડાદોડ અને ગભરાટ વ્યાપ્યા હોય તોપણ એક પછી એક નોટો શાંતિથી ગણી થોકડી પર રબ્બરની દોરી ચડાવી, પેન્સિલથી એ નોટો પર સંખ્યા લખી, કોટ નીચેના ખમીસ નીચેના ઝીણા પહેરણ નીચેની જનોઈ પરની ચાવીઓ બહાર કાઢી તિજોરી ખોલી, નોટો એમાં મૂકી, તિજોરી બંધ કરી, ખૂણામાં પડેલી જૂની છત્રી લઈને જ બહાર નીકળનારો ધીરગંભીર કૅશિયર પણ ઑફિસનો આત્મા નથી. મહિનાની ૧લી તારીખથી ૭મી તારીખ સુધી એ ઑફિસનો આત્મા હોય એવું લાગે છે, પણ

તે ભ્રમ છે. કારકુનોને પેઢી તરફથી અપાતો પગાર પોતે પોતાના તરફથી જ આપી રહ્યો છે એવા કોંક ભ્રમને કારણે હંમેશના ગંભીર મોઢા પર વધુ ગંભીરતા લાવી દેતા અને 'વધારે આવ્યા હોય તો પાછા આપી દેજો' એમ કહીને ખૂબ દિલગીરી સાથે પગાર ચૂકવતા કૅશિયરનું મહત્ત્વ ઓછું આંકી શકાય એમ નથી. પણ ઑફિસનો શ્વાસપ્રાણ તો એને ન જ ગણી શકાય.

ઘણા માને છે કે, 'સાહેબ'ને જ ઑફિસના આત્માસ્થાને ગણવા જોઈએ. સાહેબ વડે ઑફિસ ઊજળી છે. સાહેબ છે તો ઑફિસ છે. જોકે કેટલાક ભળવાખોરો એમ નથી માનતા. એ લોકો તુમાખીમાં, કટાક્ષમાં, મિજાજમાં (સાહેબ હાજર ન હોય ત્યારે) કહે છે કે ઑફિસ છે તો સાહેબ છે.' એમનો મુદ્દો પણ વિચારવા જેવો છે. કેરી પહેલી કે ગોટલો પહેલો અથવા તો મરઘી પહેલી કે ઈંડું પહેલું એના જેવો જ ગૂંચવણભર્યો આ પ્રશ્ન છે. સાહેબ છે તો ઑફિસ છે કે ઑફિસ છે તો સાહેબ છે? ઑફિસ છે તો સાહેબ છે, એમ માનનારા અધર્મીઓ દલીલો કરે છે કે આ ઑફિસ ન હોત તો સાહેબનું શું થાત? આટલો મોટો પગાર, ચીજવસ્તુઓ આમતેમ ગોઠવવા માટે આવું વિશાળ ટેબલ, વગાડવા માટે આવી ઘંટડી, ઘડીકમાં ધીમો અને ઘડીકમાં ઝડપી કરીને વખત પસાર કરવા માટેનો આ સુંદર ઇલેક્ટ્રિક પંખો, મોં જોવા માટેનો ટેબલ પરનો સરસ કાચ, તારીખો ફાડવા માટે કૅલેન્ડરો, વઢવા માટે પટાવાળા અને પેનમાં પૂરવા માટે ઑફિસની મફત શાહી એમને ક્યાંથી મળત? ઑફિસ ન હોત તો સાહેબનું શું થાત? આમ દલીલ કરીને એ લોકો ઑફિસ છે તો સાહેબ છે, એમ સાબિત કરવા મથે છે. પણ હું માનું છું કે સાહેબ છે તો ઑફિસ છે. અનેક સરકારી ઑફિસોના દાખલા મારી પાસે છે કે જ્યાં સાહેબને ખાતર ઑફિસો સર્જવામાં આવી છે. સાહેબની એક ઑફિસ સંકેલાઈ જાય, કરકસરના પગલાને કારણે કે કોઈ

કામ કે યોજના પૂરી થવાને કારણે, તો સાહેબને ખાતર નવી ઑફિસ ઊભી કરવામાં આવે છે એ શું બતાવે છે? એ જ કે અજ્ઞાની જનો ભલે માનતા હોય કે ઑફિસ છે તો સાહેબ છે. જેને સંસારનુ જ્ઞાન છે, જેને વ્યવહારનુ ભાન છે, જેને વાસ્તવિકતા માટે માન છે તે તો જાણે છે જ કે સાહેબને ખાતર જ ઑફિસ હોય છે: ઑફિસોને ખાતર સાહેબ નહિ.

એટલે આવી મહત્ત્વની વ્યક્તિને ઑફિસનો આત્મા કહેવા આપણે લલચાઈએ એ સ્વાભાવિક છે. જગતની અનેક ઑફિસોને ઉપરછલ્લી રીતે જોઈને આવા જ નિર્ણય પર અવાય એ સંભવિત છે. પણ સાહેબનાં અને ઑફિસનાં નિકટવર્તી વર્તુલો, પટાવાળાની 'સાહેબનો ય સાહેબ તે પટાવાળો' એવી જે વ્યાખ્યા કરે છે તે સાંભળ્યા પછી સાહેબ ઑફિસનો આત્મા છે, એ માન્યતા ટકાવવી મુશ્કેલ બની જાય છે.

ઑફિસનું ઑફિસત્વ પટાવાળાઓને કારણે જ છે. કેટલાક માને છે કે ઑફિસનું ઑફિસપણું, ઑફિસનો અર્ક, એ ત્યાં થતું કામ છે. ત્યાં લેવાતા અગત્યના નિર્ણયો, લખાતા પત્રો, ઉકેલાતા પ્રશ્નો, એ બધામાં જ ઑફિસનું સાર્થક્ય છે. આ ખ્યાલ ખોટો છે. આ ખ્યાલને ખરો ગણીએ તો તો ઘણી ઑફિસોને ઑફિસો જ ન કહી શકાય! ઑફિસનું ઑફિસપણુ આ બધાં કાર્યોમાં નથી. આ કાર્યો તો ક્ષણિક છે, મિથ્યા છે, આજ છે તે કાલ નથી. ઑફિસનું ખરું ઑફિસપણું છે એની 'હવા'માં, એના 'વાતાવરણ'માં, એના ભપકામાં, એના દમામમાં, એના ચકચકાટમાં, એના કાગળોના સળવળાટમાં, ટાઈપરાઈટરોની કટ્ટકટમાં, કોલબેલની અને ટેલિફોનની રણકતી ઘંટડીઓમાં, ઝપોઝપ ઊઘડતાં, બંધ થતાં અને ઝૂલ્યાં કરતાં રિવોલ્વિંગ બારણાંમાં. આ બધું ન હોય તો ઑફિસને ઑફિસ કોણ કહે? પત્રોના જવાબ બરાબર કે વખતસર ન જતા હોય તો ચાલશે, પ્રશ્નો ઉકેલાતા નહિ હોય તો ચાલશે, નિર્ણયો

નહિ લેવાતા હોય તો ચાલશે—ચાલશે શું? ચાલે છે જ!—પણ જો ઑફિસમાં ઉપર કહ્યું તેવું ઑફિસનું 'વાતાવરણ' નહીં હોય તો એને ઑફિસ નહીં કહેવાય!

અને ઑફિસના આ ઑફિસપણાનું પ્રતીક છે પટાવાળો! ઑફિસમાં આમતેમ ઘૂમતા, ફાઈલો કે કાગળો લઈને ઘૂમાઘૂમ કરતા પટાવાળાઓને કારણે તો ઑફિસ ઑફિસ લાગે છે. આ કેવી રીતે એ મારાથી નહીં સમજાવી શકાય. રામકૃષ્ણ પરમહંસ કહેતા હતા કે સૃષ્ટિના અણુ અણુમાં વ્યાપી રહેલો ઈશ્વર એ સમજવાની વાત નથી, અનુભવવાની વાત છે; તેમ ઑફિસના ઑફિસપણાના પ્રતીક સમા પટાવાળાનું મહત્ત્વ પણ કોઈ વિવરણ–વિવેચનથી સમજાવી શકાય એમ નથી. તમે થોડો વખત પણ આપણી કોઈ ઑફિસ જોશો તો તમારું હૃદય જ મારી વાત ખરી છે એવી સાક્ષી પૂરશે!

આમ તાત્ત્વિક રીતે તો પટાવાળો ઑફિસનો આત્મા છે જ. પછી બાહ્ય રીતે એનું મહત્ત્વ સ્વીકારાતું હોય કે નહીં, એ સવાલ જુદો છે. જોકે ઘણુંખરું તો બાહ્ય રીતે પણ પટાવાળાનું મહત્ત્વ સૌ જાણતા જ હોય છે. 'પટાવાળો એટલે સાહેબનો સાહેબ' એ વ્યાખ્યા કંઈ અમથી પ્રચલિત બની હશે? કારકુનની 'સાહેબે કહ્યું છે' એવી ધમકીભરી દલીલના ઉત્તરમાં 'સાહેબ તો કહે, એમને બિચારાને શી ખબર? હું કહું છું ને? તમે તમારે આગ જ કરો.' એમ કહેવાની હિંમત ઑફિસમાં પટાવાળા સિવાય બીજા કોની હોય છે?

દેખીતી રીતે કૃષ્ણ અર્જુનના સારથિ હતા, સખા હતા. પણ બીજી રીતે એ અર્જુનના સાથી હતા, અને હકીકતમાં તો એ અર્જુનના ભગવાન હતા. એવું પટાવાળાનું પણ છે. ઘણી વાર પટાવાળાનો અને સાહેબનો સંબંધ કૃષ્ણ અને અર્જુન જેવો હોય છે. આમ એ સાહેબનો સેવક જ હોય છે, સાહેબ આવે છે ત્યારે

બારણું ઉઘાડીને ઊભો રહે છે, સાહેબની ઘંટડી વાગે છે ત્યારે સફાળો ઊભો થઈ જાય છે, સાહેબને, સાહેબનાં પત્નીને અને સાહેબના પુત્રને પણ સલામ કરે છે; પરંતુ આ એનું એક બાહ્ય સ્વરૂપ છે. સંસારનાં કર્મ કરવા માટે કૃષ્ણે પણ સારથિનું રૂપ ધારણ કરેલું જ ને ?

પટાવાળો આમ દેખીતી રીતે સાહેબનો પટાવાળો છે, પણ બીજી રીતે સાહેબનો સમોવડિયો પણ છે. ઑફિસમાં જેવા સાહેબના જ અધિકાર છે એવા જ એના પણ અધિકાર છે. આખીય ઑફિસમાં હક્કપૂર્વક ઊંઘવાનો અધિકાર બે જ જણને હોય છે–કોને કોને એ તમે જાણો છો ? ચાલુ ઑફિસે બહાર ફરવા પણ કોણ કોણ જઈ શકે છે ? પોતાની પત્નીને માટે શૉપિંગ કરવા સાહેબ જઈ શકે છે અને પોતાના છોકરા માટે ઉત્તરાણની તૈયારીરૂપે ગેંડાછાપ રીલ ખરીદવા અને ઘણીવાર તો દોરી પાવા પણ પટાવાળો જઈ શકે છે અને કારકુનોને હક્કપૂર્વક દબડાવવાનો અધિકાર પણ ઘણી ઑફિસમાં બે જ જણને હોય છે : સાહેબને અને પટાવાળાને. આમ એનું સ્થાન સાહેબ જેટલું જ મહત્ત્વનું હોય છે.

પણ કૃષ્ણ અર્જુનના સારથિ હતા, સમોવડિયા હતા. પણ એવા જ એ અર્જુનના મુરબ્બી હતા. પટાવાળાને અને સાહેબને પણ ઘણીવાર કૃષ્ણ અને અર્જુન જેવો સંબંધ હોય છે. અને એને કારણેસ્તો ઘણીવાર પટાવાળો કારકુનને કહી શકે છે કે, 'સાહેબ તો કહે, તમે તમારે હું કહું છું એમ કરજો !'

જોકે પટાવાળા અને સાહેબના સંબંધની નાજુક રમણીયતા નહીં સમજનારાઓને ઉપરના કથનમાં કંઈક અવિવેક, કંઈક અઘટિતપણાનો વહેમ આવશે. નમ્ર અનુવાદકો કહે છે તેમ હું પણ કહું છું કે, જો આવો કંઈક ભાસ તમને થતો હોય તો તેમાં પટાવાળાનો કે સાહેબનો વાંક નથી. વાંક મારી વર્ણનશક્તિની મર્યાદાનો છે. આદર્શ પટાવાળો સાહેબ પ્રત્યે કદી અવિવેક નથી

બતાવતો. એ જ્યારે કહે છે કે, 'સાહેબ શું સમજે ?' ત્યારે એ કોઈ અવિવેક કે અહંકારને કારણે નથી કહેતો, પણ માતાને બાળક પ્રત્યે હોય છે એવી લાગણીને કારણે, એવા ભાવને કારણે–હં, શબ્દ જડયો, 'વાત્સલ્યભાવ'ને કારણે. ઘણા પટાવાળા સાહેબ પ્રત્યે વાત્સલ્યભાવ રાખતા હોય છે. એ જાણે કહેતો હોય છે, સાહેબ મોટા માણસ છે એ વાત ખરી, એ જાણીને મારા જેટલો આનંદ બીજા કોને થાય ? પ..ણ..કંઈ નહીં, જવા દો ને... ...તમને કહેવાની શી જરૂર છે ? હું જાણું છું..ને સાહેબ જાણે છે ! પછી શું ?'

સાહેબની પત્નીના અધિકાર ઘણી વાર પટાવાળો ભોગવે છે. 'ના સાહેબ, હવે વધારે કામ નથી કરવાનું,' 'ના, તમારે ઑફિસમાં નથી આવવાનું. તમારી તબિયત કેવી છે ! ખબર નથી ?' 'સાહેબ, તમે તો કહો, હું નથી કરવાનો' આવી ઉક્તિઓ બે જણનાં મોમાં જ શોભે છે : સાહેબની પત્નીનાં અને સાહેબના પટાવાળાનાં !

આ બધાં કારણે જ મને, અને મારા જેવા અનેકને લાગે છે કે ઑફિસનો પટાવાળો એ કેટલાક માને છે એવો બિનજરૂરી નથી. નકામો પગાર લેતો ખર્ચાળ નથી, ભલે ઑફિસમા મરજી પડે ત્યારે અને તો જ પાણી પાવાનું, અનુકૂળતાએ ફાઈલોની હેરફેર કરવાનું કે સાહેબ આવે ત્યારે બારણું ઉઘાડવાનુ, એવાં નજીવાં કામ કરતો હોય, ભલે એ ખૂણામાં સ્ટૂલ પર બેસીને ઝોકા ખાવાનુ, કોઈ કારકુન ઘંટડી વગાડે તો ગુસ્સાભરી નજરે એની સામે જોઈ રહેવાનુ ને ફરીથી પાંપણો ઢાળી દેવાનું, ફરીથી ઘંટડી વગાડે તો માંડ માડ ઊઠીને કારકુનનું બતાવેલું કામ (ફરીથી કામ બતાવવાનું મન ન થાય એવી રીતે અને એવી ગતિએ) કરીને પાછો સ્ટૂલ પર જઈને ઝોકે ચડી જવાની પ્રવૃત્તિ જ કરતો હોય, ભલે એ નવરો બેઠો શબ્દરચના હરીફાઈનો વ્યૂહ ભરતો હોય

(ને પછી શા માટે લાઈટ થઈ, શા માટે બાળક રડયું ને શા માટે વાસણ ખખડયાં એ પૂછવામા, ને મળેલા જવાબ ખોટા માની લઈ ખરા કારણની બીજાઓ જોડે ચર્ચા કરવામાં બીજો દિવસ પસાર કરે છે!)

મારા એક મિત્રને એમણે ક્યાંક ઊંઘ ન આવે તો તબિયત બગડે એ વિષે લેખ વાચ્યો ત્યારથી 'મને ઊંઘ નહીં આવે તો મારુ શુ થશે?' એ વિચારને કારણે ઊઘ આવતી બંધ થઈ છે! સાજના છ વાગ્યાથી એમને ચિતા થવા માંડે છે. સાડાઆઠ વાગે એ પહેલી વાર સૂવાનો પ્રયત્ન કરે છે. પણ ઊંઘ નથી આવતી એટલે એમને ચિંતા થવા માડે છે. ને પછી તો ઊંઘ જાય ભાગી ...જગતમાં ખરા પુરુષાર્થી જીવો હોય તો તે બે જણ: એક તો ટાલ ઉપર વાળ ઉગાડવાનો પ્રયત્ન કરનાર અને ન આવતી હોય ત્યારે ઊંઘ લાવવાના પ્રયત્નો કરનાર! એ ભાઈએ ઊઘ આવે એ માટેની ગોળીઓ લેવા માંડી. પણ આજના મચ્છરોની નવી પેઢી ડી. ડી. ટી. ખાઈને જ ઊછરી છે એટલે એમના પર ડી. ડી. ટી.-ની અસર જ નથી થતી, એમ ઊંઘવાની ગોળીઓથી ય એમનું શરીર ટેવાઈ ગયુ ને એની અસર ઓછી થવા માંડી. એટલે ઊંઘવાની ગોળીઓની અસર થતી બધ થઈ જશે તો શું થશે?' એ ચિંતામા એમની ઊંઘ હતી એથી ય ઓછી થવા માડી! કોઈકે એમને કહ્યું કે શાસ્ત્રીય સગીતના જલસાઓમાં જવા માંડો. આપણા શાસ્ત્રીય રાગોથી અનેક ચમત્કારો થાય છે. દીપક રાગથી દીવા પ્રગટે છે ને મેઘ મલ્હારથી વર્ષા થાય છે, ને તોડીથી હરણા દોડયાં આવે છે. આમ જુદા જુદા રાગોથી જુદા જુદા ચમત્કારો થાય છે, પણ એક ચમત્કાર તો બધા જ રાગોથી થાય છે. અને તે ઊઘ આણવાનો. એટલે એમણે શાસ્ત્રીય સંગીતના જલસાઓમા જવા માડયું. ત્યા નસીબ જોગે એમને શાસ્ત્રીય સંગીતમાં રસ પડવા માડયો એટલે ત્યા ઊંઘ આવતી'તી એ ય બંધ થઈ ગઈ!

એમને શિયાળામાં ટાઢ હોય છે એટલે ઊંઘ નથી આવતી અને ઉનાળામાં તાપ હોય છે એટલે ઊંઘ નથી આવતી ! પહેલા એમને એમ લાગતું'તું કે રૂમમા લાઈટ હોય છે એટલે ઊંઘ નથી આવતી. પછી એમને એમ લાગવા માંડયું કે રૂમમાં લાઈટ નથી હોતી એટલે ઊંઘ નથી આવતી. હવે એવી ઉત્તમ સ્થિતિએ પહોંચી ગયા કે રૂમમાં લાઈટ હોય છે તો ય ઊંઘ નથી આવતી, ને છતાં ય રૂમમાં લાઈટ હોય છે ત્યારે એ માને છે કે લાઈટ ન હોત તો ઊંઘ આવત ને નથી હોતી ત્યારે માને કે લાઈટ હોત તો ઊંઘ આવત !

છેલ્લા સમાચાર મુજબ 'હવે ઊંઘ નહીં આવે તો શું થશે ?' એ ચિંતામાં એમને રાતે મોડે સુધી ઊંઘ નથી આવતી, પણ છેક સવારે ઊંઘ આવે છે, પણ સવારે આઠ વાગે ઊઠી જવું પડતું હોવાથી ઊંઘ પૂરી નથી થતી એટલે બપોરે મોડે સુધી ઊંઘવું પડે છે. 'બપોરે ઊંઘ્યો છું તો રાતે ઊંઘ નહીં જ આવે' એ બીકથી એમને રાતે મોડે સુધી ય ઊંઘ નથી આવતી, ને સવારે મોડે સુધી સૂઈ રહેવું પડે છે. પણ સવારે ઊંઘ પૂરી નથી થતી એટલે બપોરે છેક મોડે સુધી ઊંઘવું પડે છે, અને એટલે રાતે ઊંઘ નથી આવતી...

એટલે તો કહું છું કે ઊંઘ એ ઈશ્વરી બક્ષિસ છે કો'કને મળે છે, કો'કને નથી મળતી. ઊંઘ પણ લક્ષ્મી જેવી છે. એ ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા ન જવું. કોઈને વારંવાર ચાંલ્લો કરવા આવ્યા કરે છે—તીર્થસ્થાને ચાંલ્લો કરવા આવ્યા કરતા ગોરની જેમ, તો કોઈને એ ચાંલ્લો કરવા આવવાનું ભૂલી જ જાય છે. ઊંઘવાની શક્તિ ઘણામાં નથી હોતી, ઘણામાં પૂરેપૂરી હોય છે એટલે જેનામાં હોય એણે પૂરેપૂરો લાભ લેવો. બીજું શું ?

અલબત્ત, ઊંઘવું એ એક શક્તિ ઉપરાંત શોખનો વિષય પણ છે. ઊંઘવાની પ્રવૃત્તિને એક સુંદર કળા લેખે ખીલવી જાણનારને માટે એ ખૂબ આનંદનો વિષય છે એક જણ છે

મારી ઓળખાણમાં, એ એવા તો શક્તિશાળી અને શોખીન છે કે ગમે ત્યારે, ગમે ત્યાં અને ગમે તેના પર ઊંઘી જઈ શકે છે. કોઈ નેતા જેમ પોતે ક્યાં ક્યાં ને કેવાં કેવાં ઉદ્બોધનો કર્યાં એનું વખાણપૂર્વકનું વૈવિધ્યસભર આશ્ચર્યપ્રેરક લિસ્ટ આપી શકે અથવા કોઈ કલાકાર જેમ પોતે ક્યાં ક્યાં નૃત્યના કાર્યક્રમો આપ્યા એની રસમય ગણતરી કરાવી શકે એમ એ ભાઈને પોતે ક્યાં ક્યાં ઊંઘ્યા છે એ કહે છે ત્યારે સાંભળનારા ખુશ થઈ જાય છે. એ ઘેર પલંગ પર સૂતા છે, હીંચકે સૂતા છે, દિવસે, રાતે, સાંજે, સવારે, બપોરે—બધે જ વખતે સૂતા છે. ટ્રેનના પાટિયા પર સૂતા છે, પાટિયા નીચે પણ સૂતા છે. આ તો ઠીક, પણ જ્યારે જ્યારે એ કોઈ સુંદર જગ્યા જુએ છે ત્યારે ત્યારે એમને ત્યાં ઊંઘ ખેંચી લેવાનું મન થઈ જાય છે. ઘણાને સુંદર જગ્યા જોઈને સંસ્કૃત શ્લોકો બોલવાનું મન થઈ જાય છે, ઘણાને કાવ્ય કરવાનું સરસ મન થઈ જાય છે ઘણાને 'અહીં શું ખાવાનું મળે છે?' એમ પૂછવાનું મન થઈ જાય છે એમ એમને સરસ જગ્યા જોઈને નિદ્રા-સમાધિનું મન થઈ જાય છે. ગયા ઉનાળે એક જણે એમને આબુમાં સનસેટ પોઈન્ટ પરની પેલી ઊંચે બેઠકો બાંધી છે એમાંની એક પર, સાંજના સમયે ઊંઘી ગયેલા જોયા. તાજમહલ સામે પૂર્ણિમાની રાતે ઊંઘ્યા એ એમના જીવનની એક સહા મોંઘી પળ હતી. ઉપર જઈને ઊંઘી જાય એ બીકે અમે એમને કુતુબમિનાર પર ચઢવા નહીં દીધેલા. અનેક પુસ્તકાલયોમાં એ ઊંઘ્યા છે, અનેક જણના ભાષણોમાં એ ઊંઘ્યા છે. કોના કોનાં ભાષણોમાં એ હું અહીં નહીં ગણાવું. હું ક્યારેક ખાનગીમાં કહીશ. પણ ભલભલાનાં ભાષણોમાં એ ઊંઘ્યા છે; જોકે આમાં કંઈ બહુ નવાઈ નથી. ઘણાના ભાષણો એવા જ તો હોય છે. ઊંઘ ન આવે એ માટેની ગોળીઓ ઘેરથી લઈને ગયેલાઓ પણ ઊંઘી જાય એવા

# સુંદરીતિલક

અથવા

# સુબોધ ગરબાવળી.

સરસ કવિઓની કવિતા સાથે યોજનાર તથા

રચનાર

## કહાનજી ધરમસિંહ.

મુંબઈ

સાગર [illegible] મુદ્રાલય.

ઈ. સને ૧૮૯૮.

[illegible] આના.